આંતરભારતીય પુસ્તકમાળા

# કથાભારતી
# તમિલ વાર્તાઓ

સંપાદક

મી. પા. સોમસુંદરમ્

અનુવાદક

જયન્ત બક્ષી



નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# અનુક્રમ

# ભૂમિકા

**વિશ્વની** સર્વ ભાષાઓમાં આજે વાર્તાસાહિત્યને અધિક મહત્ત્વ મળેલું છે. લોકો વાર્તાની સમૃદ્ધિ ઉપર ખાસ ધ્યાન આપી રહ્યા છે. એનું મુખ્ય કારણ એ છે કે વાર્તા આધુનિક યુગધર્મનું પ્રમુક અંગ બનીને, સતત વિકસતા નવયુગના સાહિત્યને સમૃદ્ધ કરતી જાય છે.

ઇતર ભારતીય ભાષાઓની જેમ આજે તમિલ વાર્તાનો વિકાસ પણ ખૂબ ઝડપથી થઈ રહ્યો છે. એ સાચું છે કે તમિલમાં વાર્તાકલાનો ઉદય મૌખિક સાહિત્યની પરંપરારૂપે અનેક વર્ષ પૂર્વે થયો હતો અને કંઈ કેટલાંય વર્ષો સુધી તમિલનાડુનાં ઘરો, ચોરાઓ, શહેરો અને સાહિત્યસભાઓમાં કહેવામાં આવતી કથાઓરૂપે એનો વિકાસ થતો રહ્યો. આજે તમિલમાં જે પ્રકારનું વાર્તા-સાહિત્ય જોવા મળે છે તેની પર પશ્ચિમની અસર સ્પષ્ટ છે. પશ્ચિમની અસરને કારણે જ આજે તમિલમાં નવાં નવાં રૂપ અને આકારની, નવીન ભાવોથી સભર તથા નવીન પ્રયોગો વડે અલંકરિત એવી અસંખ્ય વાર્તાઓનું સર્જન થઈ રહ્યું છે.

થોડાક વખત પહેલાં એક પ્રસિદ્ધ સાહિત્યિક સંસ્થાએ સંશોધનને આધારે એવો નિષ્કર્ષ કાઢ્યો હતો કે તમિલમાં દર વર્ષે એક સહસ્રથી વધારે વાર્તાઓ પ્રગટ થાય છે. આ સંખ્યા નિઃસંદેહ ખૂબ મોટી છે; પરંતુ એ સ્પષ્ટ છે કે એમાંની થોડીક વાર્તાઓનું સ્થાયી મહત્ત્વ છે.

દર વર્ષે પ્રગટ થતી હજારો રચનાઓમાંથી છેલ્લાં ત્રીસચાલીસ વર્ષમાં પ્રગટ થયેલી વાર્તાઓમાંથી વીસ સર્વશ્રેષ્ઠ વાર્તાઓ ચૂંટી કાઢવાનું કામ સરળ નથી. એ વાતનો અસ્વીકાર પણ થઈ શકે એમ નથી કે વીસ વાર્તાઓના આ સંગ્રહમાં અનેક શ્રેષ્ઠ લેખકોની સરસ કૃતિને સ્થાન આપી શકાયું નથી. એક જ ધોરણની બે વાર્તાઓમાંથી કોને પસંદ કરવી અને કઈ વાર્તાને પડતી મૂકવી તેનો નિર્ણય કરવાનું કામ પણ સરળ ન હતું.

આ સંગ્રહની વીસ શ્રેષ્ઠ વાર્તાઓ ચૂંટી કાઢવામાં મારે ઘણી મહેનત કરવી પડી છે. પ્રોફેસર કે. સ્વામીનાથન્ અને ડૉ. મુ. વરદરાજનની સલાહનો લાભ લઈ મેં ચૂંટી કાઢેલી વીસ વાર્તાઓમાંથી કેટલીક કાઢી નાખી તો કેટલીક નવી

જ વાર્તાઓ ઉમેરી છે. તેમ છતાં પણ એ વાતનો અસ્વીકાર કરી શકાય એમ નથી કે આ વીસ વાર્તાઓમાં તમિલની સર્વ પ્રતિનિધિવાર્તાઓ આવી શકી નથી. મને આશા છે, બીજા વાર્તાસંગ્રહનું પ્રકાશન થશે ત્યારે આ ત્રુટિ કંઈક અંશે દૂર થશે અને બન્ને વાર્તાસંગ્રહો મળીને તમિલ વાર્તાસાહિત્યનં સાચું પ્રતિનિધિત્વ કરી શકાશે.

સ્થાન, સંખ્યા અને વાર્તાની લંબાઈની સીમાઓને લીધે, ઘણી ઇચ્છા હોવા છતાં, કેટલીક વાર્તાઓને આ સંગ્રહમાં સ્થાન આપી શકાયું નથી. તથાપિ મને ખાતરી છે કે આ સંગ્રહની સર્વ વાર્તાઓ ઉચ્ચ કોટિની છે. વાર્તાના ધોરણની ચર્ચા કરતાં અહીં એક અન્ય વિષય પ્રત્યે પણ ધ્યાન ખેંચવું જરૂરી છે. નેશનલ બુક ટ્રસ્ટના અધ્યક્ષ ડૉ. બાલકૃષ્ણ કેસકરે આ પ્રકારના સંગ્રહોના ઉદ્દેશની ચર્ચા કરતાં એક મહત્ત્વપૂર્ણ તથ્ય પ્રત્યે અમારું ધ્યાન ખેંચ્યું છે. એમણે કહ્યું હતું કે આ પ્રકારના વાર્તાસંગ્રહને બીજી ભાષામાં રજૂ કરતી વખતે સાહિત્યિક દૃષ્ટિએ આપણે એ વાર્તાઓને વધારે મહત્ત્વ આપવું જોઈએ કે વાર્તાઓનું ધોરણ ઉચ્ચ હોય અને બીજી ભાષામાં અનુવાદ કરવાને યોગ્ય હોય. જો આ વાર્તાસંગ્રહના માધ્યમથી ઇતર ભાષાભાષી તમિલનાડુના લોકોના રીતરિવાજ, વિચાર, ભાવાનુભવો અને પરંપરાગત સંસ્કારોને જાણી શકશે તો એ એક સારી વાત ગણાશે. એમના આ વિચારોનું મહત્ત્વ સમજી રાષ્ટ્રીય એકતાની ભાવના ધ્યાનમાં રાખીને મેં કેટલીક વાર્તાઓને ખાસ આ સંગ્રહ માટે પસંદ કરી છે.

આ વીસ વાર્તાકારોનો બીજી ભાષાઓના લોકો થોડોઘણો પરિચય કરી શકે એ દૃષ્ટિથી આ પુસ્તકને અંતે વાર્તાકારોનો સંક્ષિપ્ત પરિચય પણ આપવામાં આવ્યો છે. મને પૂર્ણ વિશ્વાસ છે કે તમિલનાડુના લેખકોએ સામાજિક રચના, સાંસ્કૃતિક ગૌરવ, ભાષાગત રૂઢિઓ, તમિલનાડુની જનતાની પ્રાચીન પ્રથાઓ, કલાગત પરંપરાઓ આદિનાં સુંદર ચિત્રો તથા જીવનસંબંધી ગંભીર વિચારોને પોતાના શબ્દો દ્વારા કેવી રીતે વ્યક્ત કર્યાં છે, તે પણ આ સંગ્રહ સારી પેઠે સ્પષ્ટ કરી શકશે.

જો આ સંગ્રહ ઇતર ભાષાભાષીઓને તમિલ વાર્તાઓની સમૃદ્ધિનો પરિચય આપવાની સાથે સાથે, આ જ રીતે, તમિલમાં લખાયેલી બીજી વાર્તાઓ વાંચવાનો રસ જગાડશે તો હું મારી મહેનત સફળ થયેલી ગણીશ. હું માનું છું કે આ સંગ્રહ રાષ્ટ્રીય એકતાની ભાવનાને સમજવાનું એક મહત્ત્વપૂર્ણ સાધન સિદ્ધ થશે.

આ કાર્યમાં મને જે અન્ય ભાષાના ભાઈઓની પ્રેરણા અને સહકાર પણ મળ્યો છે એ સૌનો હું કૃતજ્ઞ છું અને એ સૌનો હાર્દિક આભાર માનું છું.

**મી. પ. સોમસુંદરમ્**

1

# દેવાનૈ

- રાજાજી

રામનાથ અય્યર અને તેમની પત્ની સીતાલક્ષ્મીએ મોટરમાં 'ચાઈના બજાર' જઈને કેટલીક વસ્તુઓ ખરીદી. ત્યાં જ એક રેસ્ટોરાંમાં ચાપાણી કરી પાછાં પોતાની ગાડીમાં બેસી ગયાં. રામનાથ અય્યરે પૂછ્યું, ''દરિયાકિનારે ફરવા જઈશું કે?''

''દરિયે? હા, ચાલો. જ્યાં ભીડ ન હોય એવી જગ્યાએ ગાડી પાર્ક કરવાનું કહેજો. ભીડ મને સહેજે પસંદ નથી. જુઓ પેલો રમકડાંવાળો! એકાદ રમકડું ખરીદી લો, છોકરાંઓ વાસ્તે...''

સીતાલક્ષ્મીએ હજી તો પોતાની વાત પૂરી કરી ન કરી ત્યાં જાણે રમકડાંવાળાએ તેમનો વિચાર જાણી લીધો હોય એમ તે ગાડી પાસે ચાલી આવ્યો. ગાડીમાં બેઠાં બેઠાં જ એમણે ભાવતાલ કરીને થોડીક વસ્તુઓ ખરીદી લીધી. એટલામાં ગાડીના બીજા દરવાજા પાસે એક ભિખારણ યુવતી આવી. એના હાથમાં એક નાનું બાળક હતું તેના તરફ સંકેત કરીને તેણે કહ્યું, ''સાહેબ, દયા કરો. માજી, આ છોકરા ભણી તો જુઓ.''

આ તરફ રામનાથ અય્યરે પૂછ્યું, ''બધાં રમકડાં જાપાની જ છે ને?''

વેપારીએ જવાબ દીધો, ''જાપાની નહિ તો બીજે ક્યાંનાં છે? આપણા દેશમાં આવાં રમકડાં બને છે જ ક્યાં?''

ભિખારણે ફરી યાચના કરી.

સીતાલક્ષ્મી બોલી : ''ખરીદી કરતી વખતે જ આ દુષ્ટા વળી ક્યાંથી આવી ચડી? આ શહેરમાં ભિખારીઓ ખૂબ જ તંગ કરે છે.''

''ભૂખ લાગી છે, માજી! જરા આ બચ્ચા પર તો દયા કરો - તમે રાજરાણી થશો.'' ભિખારણે કહ્યું.

''જાય છે કે પોલીસને બોલાવું?'' કહી સીતાલક્ષ્મીએ ભિખારણને ધમકાવી.

"માજી! છોકરું દૂધ વિના તલસે છે. એકાદ આનો આપી દો, માજી! સાહેબ, તમે તો કેટલાય પૈસા રોજ આમ જ ખર્ચી નાખતા હશો!"

ભિખારણના બોલવા તરફ ધ્યાન ન દેતાં, કિંમત નક્કી કરી ખરીદેલી વસ્તુઓને ગાડીમાં મૂકતાં રામનાથ અય્યર બોલ્યા, "ગાડી દરિયાકિનારે લઈ લે."

ડ્રાઇવરે ભિખારણને બાજુએ ખસી જવાનું કહી ગાડી ચાલુ કરી.

"સાહેબ! એ સાહેબ!" બોલતી બોલતી ભિખારણ ગાડી પકડી થોડે દૂર સુધી ગાડી સાથે દોડી.

"એમ સાથે દોડ મા! નહિ તો મરી જઈશ!" રામનાથ અય્યરે તેને કહ્યું. તે જ વેળાએ તેમની નજર ભિખારણ પર પડી. તેમને થયું કે આ બાઈને ક્યાંક જોઈ છે.

ગાડી ઝડપથી દોડવા માંડી. તેઓ બોલ્યા, "હાય બિચારી! નાનકડી છોકરી! ચહેરા ઉપરથી લાગે છે કે ભિખારણ આપણા પ્રાન્તની છે."

"કોઈ પણ પ્રાન્તની હોય, એ દુષ્ટા સાથે આપણે શી લેવાદેવા?... આ કોઈ નવું જ રમકડું છે શું? વિમાન છે? આપો તો જરા, જોઉં તો ખરી. ચાવીથી આ રમકડું ચાલે છે કે પછી સાવ સાદું રમકડું છે?" કહેતાં કહેતાં સીતાલક્ષ્મી એક પછી એક રમકડાં જોવા લાગી અને તેઓ દરિયાકિનારે પહોંચી ગયાં.

2

સાલેમમાં આવેલ પોન્નમ્માપ્પેટ્ટૈની પેરિયણ્ણા મુદલી નામની ગલીમાં એક નિર્ધન વણકર કુટુંબ રહેતું હતું. કુટુંબમાં ત્રણ જણ હતાં : ત્રીસ વર્ષનો વૈયાપુરી, તેની વીસ વર્ષની ઉંમરની અપરિણીત બહેન દેવાનૈ અને મા પલનિયમ્માલ્. કપડાં વણવાના બાપીકા ધંધા દ્વારા ખૂબ મુશ્કેલીથી ત્રણે જણ ગુજરાન ચલાવી રહ્યાં હતાં. દિવસભર મહેનત કર્યા બાદ, ત્રણે મળીને અઠવાડિયે ચારેક રૂપિયા કમાઈ લેતાં હતાં.

ધીરે ધીરે હાથસાળનાં વસ્ત્રોનો વેપાર તૂટતો ગયો અને મજૂરી પણ ઓછી થતી ગઈ. એ પછી તો એવી સ્થિતિ પેદા થઈ કે થોડી સરખી મજૂરી પણ ન મળતી. લોકો અત્યંત દુઃખી થતા ગયા. સાલેમમાં અનેક લોકોની હાથસાળ બંધ થઈ ગઈ. વૈયાપુરીની સાળ પણ બંધ પડી ગઈ. દેવાનૈ બે બ્રાહ્મણ અમલદારોનાં ઘરોમાં સાફસૂફી જેવું નાનું નાનું કામ કરવા માંડી. આ કામમાંથી તેને મહિને ત્રણેક રૂપિયા મળી રહેતા હતા. મા પલનિયમ્માલ્ પણ એક ઘરમાં સફાઈકામ કરીને મહિને એકાદ રૂપિયો કમાવા લાગી. વૈયાપુરી નોકરી માટે મિલમાલિકને ત્યાં આંટાફેરા મારતો રહ્યો. આ રીતે થોડા દિવસ વીતી ગયા; પરંતુ વૈયાપુરીને ક્યાંય નોકરી મળી નહિ ત્યારે માની રજા લઈને તે બેંગલોર ગયો. બેંગલોરમાં મિલમાં નોકરી કરવાના વિચારે સાલેમના વેશ્ય પરિવારના કેટલાક લોકો પણ

તેની સાથે આવ્યા હતા.

બેંગલોર પહોંચ્યા પછી અને થોડા દિવસ રખડ્યા બાદ વૈયાપુરીએ કાગળ લખ્યો કે તેને એક મિલમાં કામ મળી ગયું છે. વૈયાપુરીને લખતાંવાંચતાં આવડતું હતું. બાળપણમાં પિતાએ એને પોન્નમ્માપ્પેટ્ટૈની સરકારી નિશાળમાં દાખલ કર્યો હતો. એ દિવસોમાં વણકરોનું જીવન આટલું બધું કષ્ટમય ન હતું.

"ખૂબ મુશ્કેલીઓ વેઠીને, કેટલાય લોકોને પૈસા ખવડાવીને, હું એક મિલમાં કામે લાગી ગયો છું. આઠ આના મજૂરી રોજ મળે છે. મહિને છવ્વીસ દિવસ કામ કરવાનું હોય છે એટલે મને કુલ તેર રૂપિયા મળશે. આ મહિનાની કમાણી ખાવા-પીવામાં અને ઉધાર ચૂકવવામાં ખર્ચાઈ જશે. હવે પછી હું તમને લોકોને મહિને બે રૂપિયા મોકલીશ. આગળ ઉપર તો ભગવાન માલિક છે."

વૈયાપુરીનો આ કાગળ પાડોશમાં રહેતા મારિયપ્પ મુદલિયારના પુત્રે વાંચી સંભળાવ્યો. વૃદ્ધા અને દેવાનૈની પ્રસન્નતાનો પાર ન રહ્યો.

દસેક દિવસ પછી બીજો પત્ર મળ્યો.

"માતાજીને સાષ્ટાંગ પ્રણામ. ભગવાનની કૃપાથી હું અહીં સારો છું. મને ખાતરી છે કે તમે અને દેવાનૈ પણ કુશળ હશો. મને મિલમાં કામ કરવાનું ગમતું નથી. આપણા ઘરમાં આપણી સાળ પર વણાટકામ કરતા હતા તે દિવસોની યાદ આવતાં આંખો ભીની થઈ જાય છે. અહીં તો જાણે મને એમ જ લાગે છે કે હું પાગલ થઈ ગયો છું. માથું ફરી જાય છે. મારા મનમાં શું ચાલી રહ્યું છે અને બીજી કેવી મુશ્કેલીઓ પડે છે તેનું વર્ણન કરી શકતો નથી. ક્યારેક એમ જ થઈ આવે છે કે ગામ છોડીને અહીં ક્યાં આવી ચડ્યો! પાડોશના છોકરા પાસે કાગળ લખાવજો. મલ્લેશ્વરમની મજૂર ગલીમાં, સાલેમમાં આવેલા પોન્નમ્માપ્પેટ્ટૈના વૈયાપુરીને પહોંચે - સરનામું આ પ્રમાણે કરજો."

## 3

દેવાનૈ જે ઘરોમાં કામ કરતી હતી તેમાં એક ઘર નિવૃત્તિ પામેલા એક અમલદારનું હતું. તેમની પત્ની ઘણી સારી હતી. કામ કસીને લેતી હતી પણ ખૂબ સ્નેહપૂર્ણ વર્તન રાખતી હતી. તેમણે દેવાનૈને એક સાડી આપી હતી. અવારનવાર વધેલુંઘટેલું ખાવાનું પણ મળી જતું હતું. આ રીતે થોડા દિવસ વીત્યા.

પરંતુ આટલું સુખ મળી રહે તેય ભગવાનથી સહન ન થયું. એ ઘરમાં એક રસોઇયો હતો, જે દેવાનૈને વધેલું ભોજન આપતો હતો અને દેવાનૈની મજાકમશ્કરી પણ કરતો હતો. એક દિવસ તેનું વર્તન ધૃષ્ટતાની હદ વટાવી ગયું.

દેવાનૈના ગુસ્સાનો પાર ન રહ્યો. પરંતુ કોઈનેય આ બનાવની વાત કરતાં તેને શરમ આવતી હતી. "કોઈને કહીશ નહિ. હું તને દર મહિને બે રૂપિયા

આપીશ'', કહીને એ નીચ રસોઈયાએ દેવાનૈને મોઢું બંધ રાખવાને લાચાર કરી દીધી હતી.

ભારે હૃદયે દેવાનૈ ઘેર ગઈ. માને કહ્યું, ''મા, લીમડાના ઝાડવાળા ઘરમાં હવે હું કામ કરવા નહિ જાઉં.''

માએ કારણ પૂછ્યું ત્યારે અત્યંત લજ્જિત તથા દુ:ખી હૃદયે દેવાનૈએ જે કંઈ બન્યું હતું તેની વાત કરી. આ વાત સાંભળીને વૃદ્ધ મા બોલી, ''હું હમણાં જ જઈને ઘરની માલકણને બધી વાત કહી આવું છું.''

''ના મા, એ લોકોને કહેવાથી શો ફાયદો? હવે એ ઘરે કામ નહિ કરું'', દેવાનૈએ કહ્યું.

તે પછી બીજાં કેટલાંય ઘરોમાં કામ માટે તપાસ કરી; પરંતુ દરેક જગ્યાએ કોઈ ને કોઈ કામવાળી હતી જ. બે મહિના આમતેમ ભટક્યા પછી દેવાનૈને એક ઘરમાં પાછું કામ મળી ગયું.

છ મહિના પસાર થઈ ગયા. બેંગલોરમાં વૈયાપુરીની મિલમાં હડતાલ પડી. મજૂરોના મુખીને એક અફસરે તમાચો માર્યો; એટલું જ નહિ, એ મુખી અને તેના કેટલાક સાથી મજૂરોને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા. કર્મચારી સંઘે એક સભા યોજી. લીધેલા નિર્ણય પ્રમાણે એક મહિનાનો પગાર લઈને મજૂરોએ હડતાલ પાડી. વૈયાપુરીએ પણ આ હડતાલમાં જોડાવું પડ્યું.

હડતાલ એક મહિના સુધી ચાલી. કર્મચારીઓએ અનેક સભાઓ યોજી, ધમાલ મચાવી. શરૂ શરૂમાં તો તેમનામાં ખૂબ ઉત્સાહ હતો; પરંતુ પૈસા ખર્ચાઈ જતાં પાછળથી તેમનો ઉત્સાહ ઓછો થતો ગયો. કેટલાક સરકારી અધિકારીઓએ મજૂરોને શાંત કરવાનો પ્રયાસ કર્યો. આથી મજૂરો પાછા કામે ચડી ગયા. પરંતુ એક અઠવાડિયા પછી નોટિસ કાઢવામાં આવી કે વીસ મજૂરોને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યા છે. તેમને મિલમાં પ્રવેશ કરવાની મનાઈ કરવામાં આવી હતી. એ વીસ વ્યક્તિઓમાં વૈયાપુરી પણ હતો.

વૈયાપુરીએ પોતાના ઉપરી પાસે જઈને કહ્યું, ''સાહેબ! મેં કોઈ ભૂલ કરી નથી. હું તો અહીં નવો માણસ છું. મેં હડતાલમાં ભાગ લીધો નથી.''

ઉપરીએ જવાબ આપ્યો, ''મોટા સાહેબનો હુકમ છે. આ બધાં પેલા દુષ્ટ ટાઇમકીપર રંગસ્વામી નાયકનનાં કરતૂત છે. બીજાઓની સાથે તારું નામ પણ તેણે આપ્યું. મારાથી હવે કંઈ થઈ શકે તેમ નથી.''

વૈયાપુરી રંગસ્વામી નાયકનની પાસે જઈને પગે પડ્યો. તે બોલ્યો, ''મને કંઈ ખબર નથી. આ કામ તો પગાર વહેંચનાર બ્રાહ્મણ કારકુનનું છે.'' વૈયાપુરીની ફરિયાદ કોઈએ સાંભળી નહિ. આખરે તે મૅનેજર પાસે ગયો. મૅનેજરે કહ્યું,

"તું ભણેલો-ગણેલો માણસ છે. તેં જ બીજાઓને ભરમાવ્યા છે. તને ફરીથી નોકરી પર રાખી શકાય નહિ."

કેટલાય દિવસ સુધી ભટક્યા બાદ અને પાસે હતા તે બધા પૈસા ખર્ચી આખરે વૈયાપુરી મદ્રાસ પહોંચ્યો. બરતરફ થયેલા બીજા સાથીઓ પણ નોકરીની શોધમાં તેની સાથે મદ્રાસ આવ્યા હતા. તેમાંના કેટલાક લોકો પાસે પૈસા હતા તે સહુએ પરસ્પર સરખે ભાગે વહેંચી લીધા. તે વડે ખાઈપીને આઠ દિવસ સુધી જુદી જુદી મિલોમાં કામની તપાસ શરૂ કરી. આખરે વૈયાપુરીને એક મિલમાં નોકરી મળી ગઈ.

રિવાજ પ્રમાણે 'ગેટ' પરના ચોકીદાર અને બીજા નોકરિયાતોને 'કંઈ' આપવાને તેને પાંચસો રૂપિયાની જરૂર પડી. તે અને ભોજન માટે લીધેલી રકમ પાછી ચૂકવવા વૈયાપુરીએ કાનનાં લવીંગિયાં ગિરવી મૂકી પૈસા ઉધાર લીધા. મદ્રાસની મિલમાં નોકરી મળી ગયાના થોડા દિવસ પછી, દુઃખ ભૂલવાને તે દારૂ પીવા લાગ્યો. જ્યારે તે સાલેમમાં હતો ત્યારે દારૂ પીવાની આદત તેને ન હતી. થોડા વખત પછી દોસ્તોએ જુગાર ખેલી પૈસા કમાવાનો રસ્તો પણ બતાવ્યો. વૈયાપુરી હવે જુગાર પણ ખેલવા લાગ્યો. મજૂરીના પૈસામાંથી ઝૂંપડીનું ભાડું અને ભોજનના ખર્ચ પછી જે કંઈ બચતું હતું તે માને મોકલવાને બદલે, દારૂ અને જુગારમાં ખર્ચતો થઈ ગયો. મહાજનનું કરજ વધતું ગયું. એ ભૂલવા માટે પણ તે વધારે ને વધારે દારૂ પીવા લાગ્યો.

વૈયાપુરીએ પહેલાં તો કંઈ કંઈ બહાનાં કાઢ્યાં. પરંતુ પાછળથી ચોખ્ખેચોખ્ખું માને લખી દીધું કે પોતે ઘરે એક પૈસો પણ મોકલી નહિ શકે. ચાહે તો દેવાનૈ મદ્રાસ આવી શકે છે અને કોઈ મિલમાં કામ શોધી શકે છે. આ પત્ર વાંચીને દેવાનૈ અને પલનિયમ્માલ્‌નું હૃદય ધ્રૂજી ઊઠ્યું.

થોડા દિવસો પછી એક દિવસ દેવાનૈએ માને પૂછ્યું, "મા, હું પણ મદ્રાસ જાઉં તો? વૈયાપુરી સાથે કામ કરી, થોડુંઘણું કમાઈ, તને પણ કંઈક મોકલી શકીશ. મદ્રાસમાં તો ઘણી છોકરીઓ ઑફિસોમાં કામ કરે છે ને!"

પહેલાં તો મા ન માની. તે બોલી, "ના, એ ઠીક નથી. તારા જેવી અબોધ બાલિકા મદ્રાસ કેવી રીતે જશે?" થોડા દિવસ આવા તર્કવિતર્ક ચાલ્યા. આખરે વૃદ્ધા માની ગઈ. તેણે પાડોશી મારપ્પનની પાસે પોતાનાં સોનાનાં કર્ણફૂલ ગિરવી મૂકી, બાર રૂપિયા કરજે લીધા. દેવાનૈ મદ્રાસ જવા ઊપડી ગઈ.

મદ્રાસમાં વૈયાપુરીએ દેવાનૈને એક મિલમાં કાંતણ-વિભાગમાં કામે લગાડી દીધી. તે પોતે બીજી મિલમાં કામ કરતો હતો. દેવાનૈની સાથે દોઢસો છોકરીઓ કામ કરતી હતી તેમાં કેટલીક નાની વયની તો કેટલીક મોટી વયની પણ હતી.

દેવાનૈ અને તેની સાથે કામ કરતી છોકરીઓનો ઉપરી એક સરદાર હતો. શરૂ શરૂમાં તો દેવાનૈ સાથે તેણે સારો વર્તાવ રાખ્યો. પરંતુ પાછળથી તે દેવાનૈને ધમકાવવા લાગ્યો. ક્યારેક ક્યારેક ગાળો પણ દેવા માંડ્યો. પણ જો તેને દેવાનૈને એકલા મળવાનું થતું તો ખૂબ પ્રેમથી વાતચીત કરતો હતો.

"આ સરદાર આ રીતે કેમ વર્તે છે?" દેવાનૈએ તેની સાથે કામ કરતી એક સ્ત્રીને પૂછ્યું. સ્ત્રીએ હસીને જવાબ દીધો, "તું એને વિશે કંઈ જાણતી નથી? જાણે પણ કેવી રીતે? તું તો ગામમાંથી આવી છે. તેની સાથે સારો સંબંધ ન રાખીએ તો અડધી કમાણી દંડ તરીકે આપી દેવી પડે છે. તેને ખુશ રાખવાનું આપણા સૌ માટે બહુ જરૂરી છે."

ગરીબોનાં કષ્ટની કોને ખબર છે! નિર્ધન કુટુંબમાં કન્યારૂપે જન્મીને મિલમાં મજૂરી કરવાનું નસીબ પૂર્વજન્મનાં પાપનું ફળ છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય.

દેવાનૈએ થોડા દિવસ તો બધું સહન કર્યું. પણ પછી તેણે નિશ્ચય કર્યો કે ભગવાન નામની કોઈ સત્તા નથી અને પોતાના ઉપરીનો વિરોધ કરવાનું ચાલે તેમ નથી. પોતાની જાતને સમજાવી-પટાવીને તે હસવાબોલવા લાગી. ધીરે ધીરે તેને વાતોમાં મજા પડવા લાગી. તેની મજૂરીનો દર પણ વધી ગયો.

આમ ને આમ થોડા મહિના પસાર થઈ ગયા. દેવાનૈને શરીરમાં ફેરફાર થવાનો અણસાર થયો. તે સમજી ગઈ કે પોતે ગર્ભવતી થઈ છે. હવે તે અનેક દેવતાઓને મનાવવા લાગી.

"હું કોની પાસે જઈને આ વાત કરું?" આમ વિચાર કરી કરીને તે ચિંતાથી વ્યાકુળ થઈ ગઈ. તેની દશા શિકારીના પ્રહારથી બચીને ભાગનાર ભયભીત હરણી સમાન હતી. પોતાના ભાઈ વૈયાપુરીને કહેતાં તે ડરતી હતી. તેની આવી દશા જોઈ સાથે કામ કરતી સ્ત્રીઓ તેની મશ્કરી કરવા લાગી. એક વાર તેને થયું કે ગામ પાછી ચાલી જાઉં. પરંતુ તેની આવી સ્થિતિ જોઈ તેની નાત તેનો બહિષ્કાર કરશે તેવો ભય હતો. મા પણ તેની આવી દશા કેવી રીતે જોઈ શકશે? આમ વિચારીને ગામ પાછા ફરવાની વાત માંડી વાળી. હવે તો ભગવાન જ તેનો એકમાત્ર આશ્રય છે એમ માનીને એવી જ દશામાં તે ધૈર્યપૂર્વક મિલમાં કામ કરતી રહી. એક દિવસ તે ખૂબ ચિંતા કરવા લાગી. તે બહેનપણી પાસે જઈને રડવા લાગી, "હાય! હું શું કરું? મેં મારા કુળને કલંકિત કર્યું છે."

બહેનપણીએ કહ્યું, "દેવાનૈ, તું ડર મા! આ તો એક સાધારણ વાત છે. તેનો પણ એક ઇલાજ છે. તે કરવાથી તું જલદી સાજી થઈ જશે."

"હા, મેં પણ એ ઇલાજ બાબત સાંભળ્યું છે. પણ એવો ઇલાજ કરાવતાં

ડર લાગે છે કે ક્યાંક જીવ ન ચાલી જાય! હે ભગવાન! હું ક્યાં જાઉં?'' દેવાનૈ વિહ્વળ થઈ ગઈ.

''મુત્તુસ્વામી સુથારની ગલીમાં એક સ્ત્રી રહે છે. બે રૂપિયામાં તે બધું ઠીક કરી દેશે.''

''પણ પોલીસને ખબર પડી ગઈ તો પકડી લેશે ને?'' દેવાનૈએ પૂછ્યું.

''તેની ચિંતા ન કર. એ સ્ત્રી પોલીસવાળાઓને સારી પેઠે ઓળખે છે. પૈસાથી બધું કામ થઈ જાય છે એ તું જાણતી નથી?''

''પણ મારી પાસે પૈસા છે ક્યાં? હે ભગવાન! તેં મને સાવ વિસારી દીધી? આ પાપી શહેરમાં હું શા માટે આવી? સાલેમમાં ભૂખે મરી ગઈ હોત તો કેટલું સારું થાત!'' કહી તે જોરજોરથી રડવા લાગી.

થોડા દિવસો પછી એક બીજી સ્ત્રીએ તેને સલાહ આપવા માંડી, ''બાળકનો જાન લેવો ન જોઈએ. એથી જે પાપ લાગે છે તે તો ત્રણ જન્મે પણ ધોવાતું નથી. ગણેશ-મંદિરની ગલીમાં એક ડોસી રહે છે, તે ખૂબ ભલી છે. તેની પાસે જઈશ તો બધું સારું થઈ જશે. તારી જેમ ઘણી છોકરીઓએ તેને ઘરે બાળક જણ્યાં છે. તું ચિંતા ન કર.''

''બહેન, તું સુખી થા.'' દેવાનૈએ તેને આ સલાહ માટે આશીર્વાદ આપ્યો. તે પછી તે ગણેશ-મંદિરની ગલીમાં રહેતી, તે પરોપકારિણી સ્ત્રીને ઘરે ગઈ. તેનો પ્રસવ સારી રીતે થયો. બાળકના જન્મ પછી દેવાનૈ માટે દુનિયાનું રૂપ જ બદલાઈ ગયું. તે બધું દુઃખ ભૂલી ગઈ. બાળકને પોતાની દુનિયા માનવા લાગી.

''બાળક તો ભગવાનની દેન છે! એ બિચારાનો શો વાંક? હું જ કુળકલંકિની છું'', એમ વિચારીને તે બાળકને ધવડાવતી. આ રીતે કેટલાય દિવસો સુધી દેવાનૈ ચિંતાઓ ભૂલી ગઈ.

''દેવાનૈ! હવે તું કામે નહિ જઈ શકે. થોડા દિવસો અહીં જ રહી જા.'' ગણેશમંદિરની ગલીની એ પરોપકારિણી સ્ત્રીએ ખૂબ પ્રેમથી કહ્યું.

''આવા સારા માણસો હોવા છતાં પણ મેં ભગવાનની નિંદા કરી'', એમ વિચારી દેવાનૈ પ્રભુનો મહિમા ગાવા લાગી.

એક મહિના પછી દેવાનૈને સાચી વાતનો ખ્યાલ આવ્યો. પેલી ડોસી, લોકોની જાળમાં ફસાનાર અનાથ કન્યાઓને પોતાના ઘરમાં રાખીને, તેમની પાસે નીચ કામ કરાવતી હતી. દેવાનૈ પણ ડોસીની જાળમાં ફસાઈ ચૂકી હતી. તે પાછી મિલમાં કામે ન જઈ શકી.

4

''સાલેમના આપણા ઘરમાં કામ કરવા આવતી હતી તે દેવાનૈની યાદ છે કે?

પેલી ભિખારણ તે દેવાનૈ જેવી જ દેખાતી હતી.'' રામનાથ અય્યર બોલ્યા.

સાલેમમાં શરૂ શરૂમાં દેવાનૈ જે ઘરમાં કામ કરતી હતી તે જ ઘરના માલિક નોકરીમાંથી નિવૃત્ત થઈ ગયા હતા. એ અફસરના સૌથી મોટા પુત્ર હતા રામનાથ અય્યર. તેઓ મદ્રાસની એક મોટી બૅન્કમાં ખજાનચી હતા.

''સાલેમની છોકરી મદ્રાસમાં ક્યાંથી? એ તમારો ભ્રમ છે.'' સીતાલક્ષ્મીએ કહ્યું.

''ગમે તે હોય, યુવતીઓને છોકરાંઓને ઊંચકીને ભીખ માગતી જોઈને એમ જ થાય છે કે આપણા દેશની હાલત કેવી થઈ ગઈ છે!'' રામનાથ અય્યર બોલ્યા.

''તમને હંમેશાં દેશની ચિંતા થયા કરે છે. કુટુંબની ચિંતા કંઈ ઓછી છે?'' પત્નીએ પૂછ્યું.

બીજે દિવસે સાંજે પણ રામનાથ અય્યર એ ભિખારણને ભૂલી ન શક્યા. ઑફિસમાંથી સીધા તેઓ 'ચાઈના બજાર' ગયા. એ જ સ્થળે ફરી પાછી એને જોઈ શકાશે, એને મળીને એને વિશે પૂછપરછ કરી શકાશે એમ વિચારી તેઓ પહેલાં જે રસ્તેથી ગયા હતા તે જ રસ્તે થઈને રૅસ્ટોરાં પહોંચ્યા. થોડી વાર રૅસ્ટોરાં પાસે ગાડી ઊભી રાખી. ભિખારીઓએ તેમને ઘેરી લીધા, પરંતુ તેમાં પેલી ભિખારણ નજરે ચડી નહિ.

તે પછીના શનિવારે રામનાથ અય્યર અને તેમનાં પત્ની ફરીથી 'ચાઈના બજાર' ગયાં. એક તરફ ઈશારો કરીને સીતાલક્ષ્મી બોલી, ''પેલી રહી તમારી ભિખારણ.''

બાળકને તેડી ''માઈ, એકાદ આનો આપો. આ છોકરાને માટે, માજી!'' બોલતી, ભીખ માગતી એ ભિખારણ દૂર ઊભેલી એક ગાડી તરફ દોડતી દોડતી ગઈ.

રામનાથ અય્યરની ગાડી જોતાં જ તે સમજી ગઈ હતી કે એ ગાડીમાંની વ્યક્તિ તેને કંઈ ભીખ આપશે નહિ. એટલે બીજી ગાડી જોતાં જ તે તરફ તે ચાલી ગઈ. ભિખારીઓને આવી સૂઝ અનુભવથી આવી જાય છે. દરેક કામ માટે તેજ બુદ્ધિ અને કાર્યકુશળતાની જરૂર હોય છે ને? દૂર ઊભેલી ભિખારણને પોતાની પાસે બોલાવતાં રામનાથ અય્યરને શરમ આવી. એથી તેઓ થોડી વાર ચુપચાપ ઊભા રહ્યા. તેમને થયું કે પેલી ગાડી આગળ ભીખ માગીને ભિખારણ તેમની પાસે આવશે; પરંતુ તે તો ભીડમાં ક્યાંક અદૃશ્ય થઈ ગઈ અને ફરી પાછી દેખાઈ નહિ.

''ચાલો, હવે જઈએ.'' સીતાલક્ષ્મી બોલ્યાં.

આઠ દિવસ પછી રામનાથ અય્યર અને સીતાલક્ષ્મી સિનેમા જોવા ગયાં. કથા હતી નલોપાખ્યાન.

ગેટ પર અપાર ભીડ હતી. નવી અભિનેત્રી ટી. કે. ધનભાગ્યમ્ દમયંતીનો

પાઠ ભજવી રહી હતી. ટિકિટ ખરીદવા જતાં જવાબ મળ્યો, "આગલા શૉની ટિકિટ મળશે. ચાલુ શૉની બધી ટિકિટ વેચાઈ ગઈ છે."

"ઘેર જઈ આવીએ?" રામનાથ અય્યરે પૂછ્યું. સીતાલક્ષ્મી ઉત્તર આપે તે પહેલાં જ એક ભિખારણે મોટર પાસે આવીને કહ્યું, "માજી! કંઈ આપો."

એ સાલેમની છોકરી તો નથી ને, તે જાણવાને રામનાથ અય્યરે પાછળ વળીને જોયું. પેલી ભિખારણની તપાસ કરવાની ધૂન સવાર હતી. પરંતુ આ તો બીજી જ કોઈ ભિખારણ હતી. "અહીં ગાડી પાર્ક કરવાથી ભિખારીઓ હેરાન કરે છે. રામન નાયર, ગાડી ઘરે લઈ લે." સીતાલક્ષ્મીએ ડ્રાઇવરને કહ્યું.

એ જ વખતે એક પોલીસે ડંડો બતાવી પેલી ભિખારણને ત્યાંથી હાંકી કાઢી.

એ રાત્રે રામનાથ અય્યરે સ્વપ્નમાં પેલી ભિખારણને જોઈ.

તેમણે ભિખારણને પૂછ્યું : "તું દેવાનૈ છે ને? તું કયા પ્રાંતની છે?" ભિખારણની આંખો પ્રસન્નતાથી ખીલી ઊઠી. પોતાના બાળક પર હાથ ફેરવતી તે બોલી, "સાહેબ! તમે સાલેમના છો ને? તમે લીમડાના ઝાડવાળા ઘરના સાહેબના બેટા છો ને?"

"નાયર! બાઈને આગળ બેસાડી લો." તેમણે ડ્રાઇવરને કહ્યું.

ઘરે પહોંચતાં જ પત્નીએ પૂછ્યું : "આ કોણ છે? આ દુષ્ટાને અહીં કેમ લઈ આવ્યા?"

રામનાથ અય્યર બોલ્યા, "એને આપણે ત્યાં કામે રાખી લઈએ તો? ખાવું-પીવું અને મહિને ચાર રૂપિયા આપીશું."

"તમે તો કમાલ છો! આવી નીચ વ્યક્તિઓને ઘરમાં કામે રાખીએ? ખૂબ બુદ્ધિ ચલાવી તમે તો?" કહીને સીતાલક્ષ્મીએ ભિખારણને કાઢી મૂકી.

ભિખારણ બોલી : "માજી! હું ચોરી નહિ કરું. જે કામ બતાવશો તે કરીશ."

સીતાલક્ષ્મી બોલી : "ના ના, એમ ન રાખી શકાય. ચાલી જા અહીંથી."

ભિખારણને એકાદ રૂપિયો આપવાને રામનાથ અય્યરે પાકીટ કાઢવા ખિસ્સામાં હાથ નાખ્યો. પાકીટ મળ્યું નહિ. તે પાકીટ શોધવા લાગ્યા. ભિખારણનું બાળક જોરજોરથી રડવા લાગ્યું.... તેઓ જાગી ગયા... એ તો સ્વપ્ન હતું. તેમની પુત્રી રાધા પથારીમાં બેઠી બેઠી રડી રહી હતી.

"સારું થયું કે એ સ્વપ્ન હતું. સીતાલક્ષ્મી કંઈ ખરેખર એટલી ક્રૂર નથી", એમ વિચારી રામનાથ અય્યર પ્રસન્ન થયા.

તે પછી ઘણા દિવસ સુધી રામનાથ અય્યર બજાર, રેલવે સ્ટેશન, સિનેમા થિયેટર ઇત્યાદિ સ્થળોએ ભિખારણને શોધતા રહ્યા. પણ તે ભિખારણને તેમણે ફરી ક્યાંય જોઈ નહિ. કોણ જાણે તેનું શું થયું?

# 2

# શાપ-વિમોચન

**- પુદુમૈપિત્તન**

પથ પર એક પથ્થરની પ્રતિમા પડી હતી. શિથિલ અને ક્ષીણ કાયામાં પણ આવેગનો સંચાર કરવાની એના મોહક રૂપમાં ક્ષમતા હતી. એ પ્રતિમા એટલી ઉન્મત્ત કરી નાખે એવી હતી કે જાણે એમ જ પ્રતીત થતું હતું કે કોઈ અપૂર્વ શિલ્પીએ માત્ર એટલા માટે જ પૃથ્વી પર જન્મ લઈ પોતાનાં સ્વપ્નોને પથ્થરમાં સાકાર કર્યાં છે. પરંતુ એ પ્રતિમાનાં નેત્રોમાં અવર્ણનીય શોકનો ભાવ વ્યક્ત થઈ રહ્યો હતો. પ્રતિમા દર્શકોની ઇન્દ્રિય પ્રેમરૂપ કામવાસનાનું હનન કરી એમને પણ શોકમગ્ન કરી દેતી હતી. કોઈ શિલ્પીનું એ અપૂર્વ સ્વપ્ન ન હતી; પરંતુ શાપનું પરિણામ હતી. એ હતી અહિલ્યા.

જંગલના માર્ગ પર, પથ્થરનિર્મિત શોકની સાકાર પ્રતિમારૂપે, એવી પ્રકૃતિની ગોદમાં એ પડી હતી જે એના દુ:ખને નિષ્પક્ષ દૃષ્ટિથી નિહાળનાર માટે તપસ્વિની સમાન હતી. સૂર્ય તપી રહ્યો છે. ઝાકળ પડી રહ્યું છે. વર્ષા થઈ રહી છે. ધૂળ, પતંગિયાં, પક્ષીઓ અને કેટલાંક ઘુવડ બેઠાં છે. કેટલાંક ઊડી રહ્યાં છે. એ સંજ્ઞાહીન તપસ્વિની સમાન પથ્થરના ટુકડારૂપે પડી છે. થોડેક દૂર માછીમારોનો એક ટેકરો છે. ધ્યાનમગ્ન, આત્મચેતના અને આત્મદુ:ખ ભૂલી, ગૌતમ તપ કરી રહ્યા છે. પ્રકૃતિ નિષ્પક્ષભાવે એમનું પણ પોષણ કરે છે.

જરાક દૂર આ દંપતીને છાયા આપનાર છાપરું, જીર્ણશીર્ણ થઈ ધરાશાયી થઈ ગયું હતું અને તેના કણ વાયુમાં મળી ગયા હતા - જે રીતે એમનો ઘરસંસાર પણ આધારવિહીન થઈ નષ્ટભ્રષ્ટ બની ગયો હતો, એની દીવાલો ઢળી ગઈ હતી: ફક્ત ખંડેરો જ શેષ રહી ગયાં હતાં. એમના મન પર લાગેલા દુ:ખના ઘા સમાન તે લાગતાં હતાં.

દૂર ગંગાનો કલકલ નિનાદ સંભળાતો હતો. ગંગામાતા એમના અપાર શોકથી

પરિચિત હતી કે નહિ કોણ જાણે!

આમ ને આમ એ દંપતીના અનેક યુગ વીતી ગયા.

એક દિવસ ... ....

દિનના પ્રથમ પ્રહરના સૂર્યનો તાપ કંઈક પ્રચંડ હતો તથાપિ લતાઓની હરિયાળી, છાયા તથા મંદ મંદ વહેતો પવન, મનને એક પ્રકારની શીતળતા અર્પી રહ્યો હતો - જેવી રીતે ધાર્મિક સિદ્ધાંત આપણને સાંસારિક દુ:ખો ભૂલવાની શક્તિ આપે છે અને આપણામાં વિશ્વાસભાવના તથા નવશક્તિનો ઉદય થાય છે.

પુરુષસિંહની સમાન રોફથી ચાલતા અને કામ પૂર્ણ થઈ ગયાના આનંદમાં મનમાં ને મનમાં જ ગણગણતા વિશ્વામિત્ર આવી રહ્યા હતા. મારીચ અને સુબાહુ ક્યાં ગયા તેની કોઈને ખબર નથી. તાડકા નામની ક્રૂર વૃદ્ધાનો નાશ થઈ ચૂક્યો હતો. વિશ્વામિત્રને સંતોષ હતો કે એમણે પોતાની જાતને ભક્તિમાં નિમગ્ન રાખી અને હોમાદિ કરી ધર્મકાર્યોમાં રોકાયેલી વ્યક્તિઓને શાંતિ આપવાને કામે લગાડી દીધી છે.

તેઓ વારંવાર પાછળ ફરીને જોઈ રહ્યા છે. તેમની દૃષ્ટિમાં કેટલો સ્નેહ છલકાય છે! બે બાળકો દોડતા દોડતા એકબીજાને પકડવાનો ખેલ ખેલી રહ્યા છે - આ બાળક બીજા કોઈ નહિ પણ ઈશ્વરાવતાર બાળક રામ અને લક્ષ્મણ જ છે. રાક્ષસોના નાશના કાર્યનો આરંભ કરી, એના મહાન ઉત્તરદાયિત્વથી અજ્ઞાન તેઓ એકબીજાને પકડવાની રમત રમી રહ્યા હતા. તેમના દોડવાથી ધૂળ ઊડે છે. આગળ લક્ષ્મણ દોડી રહ્યા છે અને તેમનો પીછો કરી રહ્યા છે રામ. ધૂળનો ઢગલો શિલા પર ફેલાઈ જાય છે –

તેમના ઉત્સાહનું કારણ જાણવા કુતૂહલવશ વિશ્વામિત્ર પાછા વળીને જુએ છે અને ઊભા ઊભા જોતા જ રહી જાય છે.

ધૂળનો ઢગલો શિલા પર છવાઈ જાય છે. શિલાની અંદર હૃદય ધડકવા લાગે છે, જે એક સમયે પલટાઈને પથ્થર બની ગયું હતું. વિભિન્ન સ્થાનો પર જે રક્ત જામી ગયું હતું તે ફરી પાછું પ્રવાહિત થાય છે. પથ્થરમાં ચેતનાનો સંચાર થાય છે... અને પથ્થર સજીવ કાયાનું રૂપ ધારણ કરે છે. ખોવાયેલી પ્રજ્ઞા પાછી ફરે છે.

અહિલ્યા આંખો મીંચીને ફરી પાછી ઉઘાડે છે. તેની ચેતના વ્યક્ત થાય છે. તેના શાપનું વિમોચન થઈ ગયું. શાપવિમોચન થઈ ગયો.

હે દેવ! આ કલંકિત દેહે પવિત્રતા પ્રાપ્ત કરી લીધી.

સ્વયંને પુનઃ જીવન પ્રદાન કરનાર તે દૈવી પુરુષ કોણ છે? શું એ બાળક છે?

તેમને ચરણે પડીને તે પ્રણામ કરે છે. રામ આશ્ચર્યથી ઋષિ ભણી જુએ છે.

વિશ્વામિત્ર સમજી ગયા કે તે અહિલ્યા છે, જે અજ્ઞાનવશ ઇન્દ્રની માયાવી જાળમાં ફસાઈ ગઈ હતી. પતિ પ્રત્યેના અપાર પ્રેમના ફળસ્વરૂપ, માયાવી વેશથી છેતરાઈને, તેણે પોતાના દેહને અપવિત્ર કર્યો હતો. તે ગૌતમની પત્ની છે. વિશ્વામિત્ર રામને પૂર્ણ કથા કહે છે. ગૌતમ સામેની ટેકરી પર, રેશમી તારમાં લપેટાઈ મૌન ધારણ કરી તપ કરનાર રેશમના કીડા સમાન આત્મચેતનાહીન ધ્યાનમગ્ન છે. અરે! ગૌતમ પણ જાગી ગયા!

તપથી વિરત તેમનાં નેત્ર સરાણ પર ઘસી તીક્ષ્ણ કરવામાં આવેલી તલવાર સમાન ઘૂમી રહ્યાં છે. શરીરમાં શક્તિનો સંચાર થાય છે. જાણે જાદુ ન કરવામાં આવ્યો હોય! પોતાની ચાતુરીથી, નારીની માયાજાળથી પોતાને મુક્ત ન કરી શકવાને લીધે જાણે ધીરે ધીરે તે આવી રહ્યા છે.

પુનઃ આ દુઃખજાળ? શાપ-વિમોચન પછીનું જીવન કેવું હશે એ પ્રશ્નનો વિચાર તેમણે કર્યો ન હતો; પરંતુ હવે તો તે એક વિશાળ દીવાલરૂપે તેમના જીવનને ઘેરી વળ્યો છે. અહિલ્યા પણ મનમાં ને મનમાં ગભરાટ અનુભવે છે.

રામનું જ્ઞાન ધર્મચક્ષુઓથી જોતું હતું. તેમાં સ્પષ્ટતાનો પ્રકાશ હતો, પરંતુ જ્ઞાનને અનુભવરૂપી સરાણ પર તીક્ષ્ણ કરવામાં આવ્યું ન હતું. વશિષ્ઠે એવી વિદ્યા અર્પી હતી, જે જીવનની મૂંઝવણોના એકેએક તારને અલગ કરી ઉકેલ કાઢતી હતી. પરંતુ દીનતાનો પરિચય ન હતો. તેમનું શિક્ષણ, બુદ્ધિને નવીન માર્ગે, ધૈર્યપૂર્વક, આગળ વધવાને પ્રોત્સાહન આપતું હતું.

સંસારની એવી કઈ સત્તા છે કે જે આપણને વિષમ સ્થિતિમાં જકડીને દુઃખ આપે છે! માનસિક તથા શારીરિક શક્તિથી ન અટકાવી શકાય એવી એક ઘટના માટે તેને આવી શિક્ષા કરવામાં આવી છે! ''મા'' કહી રામ અહિલ્યાને ચરણે પડી પ્રણામ કરે છે.

બન્ને ઋષિગણ (એક સાહસને જ્ઞાન માનતા હતા, જ્યારે બીજા પ્રેમને જ ધર્મનો આધાર ગણતા હતા) બાળકના મનમાં જાગેલા વિચારો જાણી આશ્ચર્ય અનુભવતા હતા. કેટલું સરળ, મધુર તથા ભીષણ એ સત્યું હતું?

''મનથી જેણે કોઈ અપરાધ કર્યો નથી તેને સ્વીકારી લેવું યોગ્ય છે.'' વિશ્વામિત્રે ધીરેથી કહ્યું.

શીતલ પવનના સંચાર મધ્યે આ વાદવિવાદની કર્કશતા રસાભાસ પેદા કરવા લાગી.

ગૌતમ, તેમની પત્ની અને આધારવિહોણો તથા ખંડેરોથી ભરેલો એ ટેકરો પોતાની જગ્યાએથી ખસ્યાં નહિ. પહેલાં જ્યાં નિર્જીવતા હતી ત્યાં ચેતનાનો સંચાર થવા લાગ્યો.

ચાબકના ફટકા સમાન જે શક્તિઓ જીવનવ્યવહાર બદલવાને આવી હતી

તે બધી એ સ્થાનેથી ચાલી ગઈ. સંધ્યા સુધીમાં મિથિલા નથી પહોંચવું? ઘરસંસાર બન્ને હાથ ફેલાવીને બોલાવી રહ્યો છે ને!

ગૌતમ પૂર્વવત્ મનોમાલિન્ય રહિત થઈ બોલી ન શક્યા. તે દિવસે પત્નીને વેશ્યા કહીને ભાંડી હતી. તેમને થયું કે અગ્નિએ તેમની જીભને સળગાવી દીધી છે. "શું બોલું? શું બોલું?"

"શું જોઈએ છે?" ગૌતમે પૂછ્યું. તેમનું સંપૂર્ણ જ્ઞાન ભાવનાના પ્રવાહમાં જાણે વહી ગયું હતું, એથી સાર વિનાના શબ્દ જ ગૌતમના મોંમાંથી નીકળ્યા.

શિશુ જેમ અહિલ્યા બોલી, "ભૂખ લાગી છે."

ગૌતમ સમીપના એક ખેતરે જઈને ફળાદિ એકત્ર કરી લાવ્યા. તે દિવસે તેમના મનમાં તે જ પ્રેમ અને સ્નેહની ભાવના જાગ્રત થઈ, જે પહેલાં તેમનાં અંગ-પ્રત્યંગોમાંથી પ્રકટ થતી હતી.

જોકે હૃદયમાં પ્રેમોદય થયા પછી જ તેઓ લગ્નસૂત્રમાં આબદ્ધ થયા હતા તથાપિ તેના મૂળમાં છેતરપિંડીની ભાવના હતી! બળદોને નાથીને જ તેમણે અહિલ્યાને મેળવી હતી ને![1]

આ રીતે ગૌતમનું મન બીજી દિશામાં વિહરવા લાગ્યું. તે આત્મગ્લાનિથી સળગી ઊઠ્યા.

અહિલ્યાએ ક્ષુધાતૃપ્તિ કરી લીધી. તેમના મનમાં પ્રેમભાવ પૂર્ણરૂપે જીવંત હતો, પરંતુ બન્ને જણ બે ભિન્ન પ્રકારની ચિંતાઓથી ગ્રસ્ત હતાં. અહિલ્યાને ચિંતા થતી હતી કે પોતે ગૌતમને અનુરૂપ છે?

ગૌતમને ચિંતા થતી હતી કે પોતે શું અહિલ્યાને યોગ્ય છે?

રસ્તાને કિનારે ખીલેલું પુષ્પગણ તેમને જોઈ હસવા લાગ્યું.

2

અહિલ્યાની ઇચ્છાનુસાર અયોધ્યાની સીમાથી દૂર, મનુષ્યગંધરહિત સરયૂ નદીને કાંઠે એક ઝૂંપડીમાં વસી, ગૌતમ ધર્મચિંતન કરવા લાગ્યા. હવે ગૌતમને અહિલ્યા પર પૂર્ણ વિશ્વાસ હતો. અહિલ્યાને ઇન્દ્રના પડખામાં જોઈને પણ હવે તેઓ તેની પર સંદેહ નહિ કરે! તેઓ અહિલ્યાને ખૂબ પવિત્ર નારી માનવા લાગ્યા. તેઓ એવી સ્થિતિ પર પહોંચી ગયા હતા કે જાણે અહિલ્યાની સહાય વિના તેમનું સંપૂર્ણ ધર્મચિંતન નષ્ટ-ભ્રષ્ટ થઈ જશે.

અહિલ્યાએ અતાગ એવા પ્રેમભાવથી ગૌતમનું શરણ સ્વીકારી લીધું હતું.

---

1. પ્રાચીન કાળમાં, તમિલ પ્રાંતની કેટલીક જાતિઓમાં, પુરુષ સાત શક્તિશાળી બળદોને નાથી, પોતાના વીર્યનું પ્રમાણ આપીને, કોઈ કન્યાને પત્નીરૂપે પ્રાપ્ત કરતો હતો.

ગૌતમનું ચિંતન કરતાં જ તેનું મન તથા અંગ-પ્રત્યંગ નવવિવાહિતાનાં અંગ-પ્રત્યંગોરૂપે પ્રફુલ્લિત થઈ જતું હતું, પરંતુ હૃદય પરનો પેલો ભાર કદી હળવો ન થયો. અહિલ્યા એ રીતે રહેવાની ઇચ્છા કરવા લાગી કે કોઈ તેની ઉપર શંકા ન લાવે અને તે કોઈને ધ્યાનથી જોવાનો અવસર પણ ન આપે. તેના સ્વાભાવિક વ્યવહારમાં તેથી અંતર પડી ગયું. ચારે બાજુ ઊભેલી બધી વ્યક્તિઓ તેને ઇન્દ્રરૂપે જણાતી હતી. અહિલ્યાના મનમાં ભય પેસી ગયો હતો. અતીતની એ વાતો અને ક્રીડાઓ સાવ સમાપ્ત થઈ ગઈ હતી. હજારો વાર મનમાં બેવડાવી, અમુક કથન યોગ્ય છે કે અયોગ્ય છે તેનો વિચાર કરી કરીને તે બોલતી હતી. ગૌતમે ઉચ્ચારેલાં સાધારણ વાક્યો સાંભળીને પણ તેમાં કોઈ ગૂઢાર્થ તો નથી ને, તેવો વિચાર કરી કરીને અહિલ્યા વ્યથિત થતી હતી.

અહિલ્યાને મન જીવન નરકવેદના બની ગયું હતું.

તે દિવસે મરીચિ પધાર્યા હતા. એક દિન પૂર્વે દધીચિ ઋષિ આવ્યા હતા. વારાણસી જતી વખતે મતંગ ઋષિ પણ ગૌતમના કુશળક્ષેમ જાણવા આવ્યા હતા. તેમના મનમાં જોકે મમત્વ અને સ્નેહનો ભાવ હતો, છતાં અહિલ્યાનું શરીર સંકોચવશ રહ્યું હતું. એને લાગ્યું કે અતિથિ-સત્કારમાં કોઈ ત્રુટિ રહી જશે. સાધારણ રીતે જેઓ તેને શિરથી પગ સુધી જોતા હતા, તેને પણ તે દોષહીન દૃષ્ટિએ જોતાં સંકોચ અનુભવવા લાગી. તે ઝૂંપડીમાં જઈને છુપાઈ ગઈ.

ગૌતમની વિચારધારા હવે નવી દિશા તરફ વળી ગઈ. તેઓ કહેતા કે ધર્મનાં બંધન તો ફક્ત એવા લોકો માટે છે કે જેઓ જાણી જોઈને તેમાં ફસાય છે. આત્મજ્ઞાન શૂન્ય થઈ જતાં એવું દુષિત કર્મ કરવું પાપ નથી કે જેથી સંપૂર્ણ માનવજાતિનો નાશ થઈ જાય. જે કર્મ આપણે તલ્લીન થઈને તથા આત્મજ્ઞાનને આધારે કરીએ છીએ તે જ આપણને કલંકિત કરે છે. પોતાની ભાંગેલીતૂટેલી ઝૂંપડીમાં રહેતાં, જેની સાથે તેમનો સંબંધ પુનઃ જોડાયો હતો, ગૌતમે પોતાની વિચારધારાને નવીન દિશામાં વાળી લીધી. તેમના મનમાં અહિલ્યાનું કલંકહીન રૂપ જ વસેલું હતું. ગૌતમને થયું કે તેમનામાં કોઈ યોગ્યતા નથી. શાપના અગ્નિને પ્રજ્વલિત કરનાર ક્રોધને તેમણે કલંકિત કરી નાખ્યો છે.

સીતા અને રામ વખતોવખત મનોવિનોદ માટે રથમાં બેસીને આ તરફ આવતાં હતાં. અવતાર શિશુ (રામ) ગૌતમના મનમાં એક આદર્શ યુવકરૂપે વસી ગયા. તેમનું મુક્ત હાસ્ય, ક્રીડાઓ, સ્વયંપ્રકાશિત દીપ સમાન, તેમના ધર્મશાસ્ત્રની વ્યાખ્યાઓ કરવા લાગ્યા. એ યુવાન દંપતી વચ્ચે કેટલો ઘનિષ્ઠ પ્રેમ હતો! તેમનો પ્રેમ ગૌતમને પોતાના પ્રારંભના જીવનની યાદ આપતો હતો.

અહિલ્યાના મનના ભારને ઓછો કરવા આવી હતી સુંદરી સીતા. અહિલ્યાને

લાગ્યું કે તેમની વાતો અને હાસ્ય પોતાના કલંકને ધોઈ રહ્યાં છે. સીતા-રામનું આગમન થતાં અહિલ્યાના હોઠ પર હાસ્ય છલકાતું અને નેત્રોમાંથી ઉલ્લાસ વ્યક્ત થતો હતો.

તેઓ વશિષ્ઠની દેખરેખ હેઠળ ઊછરનાર ભાવિ રાજા હતા ને! સરયૂ નદીને કાંઠે, શેષ સંસારથી દૂર રહી, એક અન્ય લોકમાં સંચરણ કરનાર પ્રાણીઓ વચ્ચે તેમણે પુનઃ ચેતનાનો સંચાર કર્યો હતો.

હજી સુધી બહાર ફરવા જવાની કે અન્યત્ર ક્યાંય જવાની ઇચ્છા અહિલ્યાને થઈ ન હતી. સીતાના સામીપ્યે તેના મનનો ભાર હળવો કર્યો અને ઉત્સાહનો સંચાર કર્યો.

અહિલ્યાએ રાજ્યાભિષેક સમયે અયોધ્યા જવાનું સ્વીકાર્યું. પરંતુ મહેલમાં ઘૂમી રહેલા ભાવનાચક્રમાં કેટલી શક્તિ હતી! એ શક્તિએ એક જ શ્વાસમાં દશરથના પ્રાણ હરી લીધા, રામને વનમાં મોકલી દીધા, ભરતને દુઃખાભિભૂત કરી, અશ્રુપાત કરતો નંદિગ્રામમાં રહેવાને વિવશ કરી દીધો.

આ બધુંય અતિ ઝડપથી બની ગયું. એમ જ લાગ્યું કે જાણે મનુષ્યની શક્તિથી ન બંધાનાર કોઈ અદૃશ્ય શક્તિએ, ઉન્મત આવેશમાં પાસા ફેંકીને શેતરંજની બાજી જીતી લીધી છે!

વશિષ્ઠ મુનિ સારી પેઠે સાવધાન રહ્યા. માનવધર્મના વિજયના પ્રતીકરૂપે એક રાજ્યની સ્થાપના માટે જાગ્રત રહ્યા; પરંતુ તેમનો બધોય હિસાબકિતાબ ખોટો પડ્યો. તેમની એ રાજ્યકલ્પના નંદિગ્રામમાં સ્થિરતાથી ઝગમગતી જ્યોતિ બની ગઈ.

સરયૂ નદીના તટ પર આવેલી ઝૂંપડી ફરી પાછી આધારવિહોણી થઈ તૂટી પડી - એમ કહેવું જોઈએ. આ તોફાનમાં ગૌતમનું ધર્મચિંતન નષ્ટ થઈ ગયું, મનનો વિશ્વાસ તૂટી ગયો અને તેઓ વિશ્વાસશૂન્ય થઈ ગયા.

અહિલ્યાને શું થયું? તેનું અપાર દુઃખ સમાતું ન હતું. તે કંઈ જ સમજી ન શકી. તે ક્ષીણ અને દુર્બળ થઈ ગઈ. રામ વનમાં ચાલી ગયા, ભાઈ લક્ષ્મણ પણ સાથે ગયા, સીતાજી પણ સાથે ચાલી ગયાં. પહેલાં શિલારૂપે હતી ત્યારે તેનું મન જેવું અંધકારગ્રસ્ત હતું તેવું જ આજે પણ થઈ ગયું હતું. પરંતુ આ વેળાએ મનનો ભાર સહન ન થયો.

ખૂબ વહેલી સવારે ગૌતમ નદીમાં ઊતરી, જપાદિ કરી, ઝૂંપડીએ પાછા ચાલી આવ્યા.

તેમના ચરણોને ધોવા માટે હાથમાં જળથી ભરેલો લોટો લઈ ઊભેલી અહિલ્યાના અધરો કંઈક હાલ્યા.

તે બોલી, "મારાથી અહીં રહેવાતું નથી. ચાલો, મિથિલા જઈએ."

"ભલે, ચાલો. શતાનંદને જુએ ઘણા દિવસ થઈ ગયા", કહેતાં કહેતાં ગૌતમ બહાર નીકળી ગયા.

બન્ને મિથિલા ભણી ઊપડ્યાં. બન્નેના મનમાં દુઃખનો ભાવ વસેલો હતો. ગૌતમ થોભી ગયા. પાછળ ચાલી આવતી અહિલ્યાનો હાથ તેમણે પકડી લીધો. "ડરીશ નહિ", કહીને ચાલવા લાગ્યા.

3

સવાર થઈ ગઈ હતી. ગંગાકિનારે બન્ને ચાલી રહ્યાં હતાં.

કોઈ નદીના જળમાં ઊભું રહીને ઊંચે અને સ્પષ્ટ સ્વરે ગાયત્રીનો જપ કરી રહ્યું હતું.

જપ સમાપ્ત થવાની પ્રતીક્ષામાં બન્ને તટથી થોડેક દૂર ઊભાં રહ્યાં.

"શતાનંદ?" ગૌતમે બૂમ પાડી.

"પિતાજી, માતાજી!" કહેતાં કહેતાં પોતાના હૃદયનો આનંદ પ્રકટ કરતાં શતાનંદે તેમને પગે પડી પ્રણામ કર્યા.

અહિલ્યાએ શતાનંદને મનથી આલિંગન કર્યું. તેને થયું કે ઋષિ સમાન દાઢી-મૂછવાળો પોતાનો જ બાળક શતાનંદ કેવો પરાયા જેવો લાગે છે!

પુત્રની તેજસ્વિતાએ ગૌતમના મનને તૃપ્તિથી સભર કરી દીધું.

શતાનંદ બન્નેને પોતાની ઝૂંપડીમાં લઈ ગયો.

તેમનો થાક ઉતારવાનો પ્રબંધ કરી તે જનકના ધર્મવિચારમંડપે જવાને તૈયાર થયો. ગૌતમ પણ તેની સાથે જવા તૈયાર થયા. પુત્ર તેમને સાથે લઈ જવા ઇચ્છતો હતો; પરંતુ રક્તપાશથી ઉત્પન્ન પ્રેમના કારણે તેને એવો વિચાર થયો કે આ યાત્રા તો ખૂબ લાંબી છે, અન્યથા જે કાયા યુગો સુધી તપોમગ્ન રહીને પણ ક્ષીણ ન થઈ તે શું આ યાત્રાથી શિથિલ થઈ જાય? ગૌતમ પણ તેની પાછળ નીકળી પડ્યા. પુત્રે તેમના ધર્મ-સિદ્ધાંતનાં નવીન તત્ત્વોને જાણવાની ઇચ્છા પ્રકટ કરી.

મિથિલાના રસ્તાઓ પર ચાલતાં ગૌતમને થયું કે અયોધ્યામાં થતી મનોવેદના અને દુઃખ અહીં પણ વ્યાપ્ત છે. દબાઈ રહેલો તેમનો દીર્ઘ નિઃશ્વાસ હવામાં ભળીને વ્યક્ત થયો.

લોકો આવજા કરી રહ્યા છે, કામ કરી રહ્યા છે. નિષ્કામ ભાવથી સઘળાં કાર્યો ચાલુ છે. પરંતુ તેમાં કોઈનું નથી તો મન લાગેલું કે નથી તો તલ્લીનતા.

પ્રભુને સ્નાન કરાવવા જળથી ભરેલા ઘડા લઈ જનાર હાથીની ચાલમાં પણ ઉત્સાહ નથી. તેની સાથે ચાલનાર પૂજારીના મુખ પર ભગવત્કૃપાપ્રાપ્તિનો ઉત્સાહ

નથી.

બન્ને રાજાના વિચારમંડપમાં પ્રવેશ્યા. સત્સંગમંડપમાં અપાર જનસમૂહ ઊમટ્યો હતો. ''આ બજારમાં કેવી રીતે ચર્ચા-વિચારણા થશે'', ચકિત થયેલા ગૌતમે વિચાર્યું, પણ તેમનો એ વિચાર ખોટો ઠર્યો.

જનકની દૃષ્ટિ તરત જ બન્ને જણ પર પડી.

તેઓ દોડી આવ્યા. મુનિને અર્ઘ્યાદિ અર્પી તેમનું સ્વાગત કર્યું અને સાથે લઈ જઈને પોતાની સમીપ બેસાડ્યા.

જનકના મુખ પર શોકનો ભાવ વિદ્યમાન હતો; પરંતુ વાતચીતમાં કોઈ પ્રકારે શિથિલતા ન હતી. એથી સ્પષ્ટ હતું કે તેમનું ચિત્ત ધૈર્ય ખોઈ બેઠું ન હતું.

શું બોલવું એ વિચારી ગૌતમ ચુપ રહ્યા.

જનકે પોતાની દાઢી પર હાથ ફેરવતાં ફેરવતાં ધીરેથી કહ્યું : ''વશિષ્ઠે જે રાજ્યનું નિર્માણ કર્યું તેમાં ભાવનાને કોઈ સ્થાન ન આપ્યું.''

જનકના આ બોલમાં દ્વેષની ગંધ હતી.

ગૌતમ બોલ્યા, ''ભાવનાના પ્રવાહમાં જ તો સત્ય પેદા થશે.''

જનકે જવાબ આપ્યો, ''ભાવનાને ઉપયોગી ન બનાવવાથી દુઃખ પણ પેદા થશે. રાજ્ય-સ્થાપના કરવાની ઇચ્છા કરવા સાથે ભાવનાને પણ સ્થાન આપવું જોઈએ. અન્યથા રાજ્ય જ નહિ રહે.''

''આપનું?'' ગૌતમે સંદેહથી પૂછ્યું.

જનકે કહ્યું, ''હું રાજ્ય નથી કરી રહ્યો, શાસનને સમજવાનો પ્રયાસ કરી રહ્યો છું.'' બન્ને થોડી વાર મૌન રહ્યા.

''આપનું ધર્મચિંતન કયા પ્રકારનું છે?'' જનકે વિનયપૂર્વક પૂછ્યું.

''હજી સુધી ચિંતનનો આરંભ નથી કર્યો. હવે તેને પામવાનો પ્રયાસ કરીશ. અનેક સમસ્યાઓ ઇન્દ્રિયોને પોતાની જાળમાં ફસાવી રહી છે'', કહી ગૌતમ ઊભા થઈ ગયા.

બીજે દિવસે તેઓ જનકના વિચારમંડપમાં ન ગયા. મનમાં અનેક પ્રશ્નો હિમાલયનું રૂપ ધારણ કરી ખડા થઈ ગયા હતા. તેઓ હવે એકાંત ચાહવા લાગ્યા. પરંતુ અહિલ્યાનું મન ક્યાંક તૂટી જાય એ વિચારે તેઓ એકાંતની શોધમાં નીકળી પડ્યા નહિ.

બીજે દિવસે જનકે ઉત્કંઠાપૂર્વક પૂછ્યું, ''મુનિવર ક્યાં છે?''

શતાનંદે જવાબ આપ્યો, ''તેઓ કુટિરની સામે આવેલા અશોકવૃક્ષ નીચે સમય વ્યતીત કરી રહ્યા છે.''

''ધ્યાનમાં?''

"ના, ચિંતામાં."

જનકે મનમાં ને મનમાં જ કહ્યું, "હજી લહેરો શાંત થઈ લાગતી નથી."

અહિલ્યાને સ્નાનમાં ખાસ રુચિ હતી. અહીં ગંગાકિનારે શાંતિ હશે એમ વિચારી તે એકલી જ, ઉષઃકાળે, ઘડો લઈને નીકળી પડતી હતી.

બે દિવસ એકલા જઈને, નિશ્ચિત થઈ, અહિલ્યાએ મનની ઇચ્છારૂપી લતાઓને ઇચ્છાનુસાર ફેલાવા દીધી. એથી મનનો ભાર દૂર થવા જેવો સંતોષ થતો હતો. એટલે સ્નાન કરી, જલ-ક્રીડાઓ કરી, તે જળ ભરીને આવી જતી હતી.

પરંતુ આ ક્રમ લાંબા વખત સુધી ન ચાલ્યો. તે સ્નાન કરીને, નીચે જોતી જોતી નિશ્ચિંત બની પાછી ફરી રહી હતી.

ત્યાં સામે નૂપુરધ્વનિ સંભળાયો. કેટલીક ઋષિ-પત્નીઓ સ્નાન કરવાને આવી રહી હતી. અહિલ્યાને જોતાં જ તેઓ પાછી વળી ગઈ - જાણે કોઈ ચાંડાલ સ્ત્રીને જોઈ લીધી ન હોય! અત્યંત ચકિત દૃષ્ટિથી અહિલ્યાને જોતાં તેઓ ત્યાંથી ચાલી ગઈ.

દૂરથી શબ્દો સંભળાયા, "એ જ અહિલ્યા છે!" એ શબ્દોએ તેને, એના જ અંતરમાંથી પેદા થયેલા શાપના અગ્નિથી વધારે સળગાવી.

અહિલ્યાનું મન એ ક્ષણે સળગી ઊઠેલા વન સમાન બળવા લાગ્યું. "હે દેવ! શાપનું તો વિમોચન થઈ ગયું, પાપનું વિમોચન નહિ થાય?" એમ વિચારી તે ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી.

તે દિવસે તેણે યંત્રચાલિત પ્રતિમાની જેમ ગૌતમ અને શતાનંદને ભોજન કરાવ્યું. "પુત્ર પણ પરાયો થઈ ગયો છે. પરાયા સૌ વિરોધી થઈ ગયા છે. હવે અહીં રહેવાથી શો લાભ?" એ પ્રશ્ન વારંવાર અહિલ્યાના મનમાં ઘોળાયા કર્યો. ગૌતમ વચ્ચે વચ્ચે ભાનમાં આવતાં એકાદ કોળિયો મોંમાં નાખી લેતા હતા અને ફરી પાછા ચિંતામગ્ન થઈ જતા હતા. તેમની આત્મપરવશતાથી ઉત્પન્ન આવી વેદનાથી શતાનંદનો શ્વાસ પણ રૂંધાવા લાગ્યો. તેમની વેદનાને હળવી કરવાને શતાનંદ બોલ્યો, "અત્રિ મુનિ જનકને મળવા આવ્યા હતા. તેઓ અગસ્ત્યને મળીને આવ્યા છે અને મેરુ પર્વત ભણી જવાના છે. રામ અને સીતાએ અગસ્ત્ય ઋષિનાં દર્શન કર્યાં હતાં. બન્નેને અગસ્ત્યે કહ્યું હતું કે પંચવટી સુંદર સ્થળ છે. તમે ત્યાં રહો. લાગે છે કે તેઓ હવે ત્યાં રહેશે."

અહિલ્યાએ ધીરેથી પૂછ્યું, "આપણે પણ તીર્થયાત્રા કરવા જઈએ તો?"

"ચાલો", કહેતાં હાથ ખંખેરીને ગૌતમ ઊભા થઈ ગયા.

શતાનંદે પૂછ્યું, "હમણાં જ જશો?"

"હમણાં નીકળી જવામાં શો વાંધો છે?" પૂછતાં ગૌતમે ખૂણામાં પડેલો

પોતાનો દંડ અને કમંડલ ઉઠાવ્યાં અને દ્વાર ભણી ચાલ્યા.

પાછળ પાછળ અહિલ્યા પણ ચાલી નીકળી.

શતાનંદનું મન સંતપ્ત થઈ ઊઠ્યું.

4

સંધ્યા થઈ ગઈ હતી. તેમની આકૃતિઓ ઝાંખી થઈ ગઈ. બન્ને સરયૂ નદીને કાંઠે થઈ અયોધ્યા જઈ રહ્યાં હતાં.

ચૌદ વર્ષ કાળના પ્રવાહમાં સમાઈ ગયાં હતાં. કોઈ એવો મુનિ-પુંગવ ન હતો, કોઈ એવું તીર્થસ્થાન ન હતું કે જે તેમણે જોયું ન હોય. છતાં પણ તેમને શાંતિ ન મળી.

શંકરાચાર્યનું સિદ્ધાંતરૂપ વિરાટ મંદિર, જેમ બૌદ્ધિક શક્તિહીન વ્યક્તિની સમજથી પર છે, એ જ રીતે હિમાલય પર શારીરિક શક્તિહીન વ્યક્તિ પહોંચી શકતી નથી. આવા હિમાલયનાં દર્શન પણ તેમણે તેના હિમાચ્છાદિત શિખરો પર ઊભાં રહીને કર્યાં હતાં.

આત્મવિશ્વાસના અભાવથી ઉત્પન્ન થતા અપાર દુઃખના સાકારરૂપ મરુભૂમિને તેમણે પાર કરી હતી.

તેમના મન સમાન ભીતરમાં ને ભીતરમાં બળતા તથા ધુમાડાથી આચ્છાદિત થઈ રાખ અને ધૂળ ઓકતા જ્વાળામુખીઓને પણ તેમણે પાર કર્યા હતા.

પોતાના જીવન સમાન જે સમુદ્રમાં સતત લહેરો ઊછળી રહી હતી તેને કિનારે પહોંચીને હારીને તેઓ પાછાં ફર્યાં છતાં પોતાના જીવન સમાન ઊંચા-નીચા અનેક માર્ગોએ થઈને તેઓ ચાલતાં રહ્યાં હતાં.

હવે થોડા જ દિવસોમાં રામ પાછા ફરશે ત્યારે અમારા જીવનની પ્રભાતવેળા આવશે - એ જ આશા તેમને આગળ ખેંચી રહી હતી.

તેઓ એ સ્થળે પહોંચ્યાં કે જ્યાં ચૌદ વર્ષ પૂર્વે તેમણે બનાવેલી કુટિર ખંડેરરૂપે ઊભી હતી.

રાતોરાત ગૌતમે કુટિરની મરામત કરી તેને રહેવાયોગ્ય બનાવી. કામ સમાપ્ત થયું ત્યારે આકાશમાં બાલસૂર્ય હસી રહ્યો હતો.

બન્ને સરયૂ નદીમાં સ્નાન કરી પાછાં ફર્યાં.

અહિલ્યા પતિસેવામાં લાગી ગઈ. બન્નેનાં મન રામસીતાના આગમનના દિનની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. પરંતુ સમયના અંતરાયને મન સિવાય બીજા કોની સહાયતાથી પાર કરી શકાય છે?

એક દિવસ વહેલી સવારે અહિલ્યા સ્નાન કરવા ગઈ હતી. તેની પૂર્વે કોઈ વિધવા સ્નાન કરીને પાછી ફરી રહી હતી. અહિલ્યા તેને ઓળખી ન શકી.

પણ સામેથી આવતી સ્ત્રીએ તેને ઓળખી કાઢી. તે દોડતી આવી અને અહિલ્યાને ચરણે પકડીને તેણે સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

અરે! આ તો દેવી કૈકેયી છે! તે એકાકિની છે; સ્વજનો, પરિજનોથી વિયુક્ત સંન્યાસિની બની ગઈ છે.

ઘડો નીચે ઉતારી અહિલ્યાએ બન્ને હાથે તેને ઊભી કરી. કૈકેયીની ક્રિયાઓ તેને સમજાઈ નહિ.

કૈકેયી બોલી, ''ધર્મના આવેશમાં ને આવેશમાં ભરતે મને તેના મનમાં પણ સ્થાન આપવાનો ઇનકાર કરી દીધો.''

કૈકેયીની વાણીમાં ક્રોધ વ્યક્ત થતો ન હતો, અહંકાર પણ પ્રકટતો ન હતો. કૈકેયી વિશે મેં જે વિચાર કર્યા હતા અને જે કૈકેયીને હું જોઈ રહી છું, બન્ને વચ્ચે અંતર છે. અહિલ્યાએ આધારવિહોણી દુઃખી કૈકેયીના મનને પારખી લીધું.

એકબીજાના હાથ પકડી બન્ને સરયૂ નદી ભણી ચાલ્યાં. અહિલ્યાએ પૂછ્યું, ''ભરતની આ વૈરાગ્યભાવનાનું કારણ શું છે?'' એના હોઠને ખૂણે સહાનુભૂતિથી ઉત્પન્ન સ્મિતની એક રેખા ખીલીને અદૃશ્ય થઈ ગઈ.

કૈકેયીએ પૂછ્યું, ''બાળકે લગાડેલી આગથી શહેર સળગી ઊઠે તો શું બાળકને મારી નાખું?''

અહિલ્યાને થયું કે બાળક અને અગ્નિ વચ્ચે એક પાળ બાંધવાનું જરૂરી છે. તેણે પૂછ્યું, ''પરંતુ જે સળગી ગયું તે તો સળગી જ ગયું છે ને?''

''સળગી ગયેલા સ્થાનને સાફ કર્યા વિના રાખના ઢગલાની ચારે બાજુ બેસી જવું શું યોગ્ય છે?'' કૈકેયીએ પ્રશ્ન કર્યો.

અહિલ્યાએ કહ્યું, ''રાખને દૂર કરનાર એકબે દિવસમાં આવી જશે.''

કૈકેયીએ ''હા'' કહી અહિલ્યાની વાત સ્વીકારી લીધી. તેની વાણીમાં પરમ સંતોષ વ્યક્ત થયો. રામની પ્રતીક્ષા ભરત નહિ, કૈકેયી કરી રહી હતી.

બીજે દિવસે કૈકેયી જ્યારે અહિલ્યાને મળી ત્યારે તેનું મુખ તેજહીન હતું અને મન પણ શિથિલ થઈ ગયું હતું.

કૈકેયીએ કહ્યું, 'ગુપ્તચરો ચારે દિશાઓમાં જઈ આવ્યા. રામના કોઈ ખબર મળ્યા નથી. હવે ચાલીસ કલાકની અંદર રામ અહીં કેવી રીતે પહોંચી શકશે? ભરત પ્રાયશ્ચિત્ત કરવાની તૈયારી કરી રહ્યો છે. તે અગ્નિકુંડ બનાવવા માંડ્યો છે.''

કૈકેયીની વાતો પરથી લાગ્યું કે ભરતના અગ્નિ-પ્રવેશને તે, તેની પર મૂકવામાં આવેલા રાજ્ય-મોહના આરોપને ટાળવાનો યોગ્ય ઉપાય સમજી રહી છે.

થોડી વાર પછી કૈકેયી બોલી, ''હું પણ અગ્નિમાં કૂદી પડીશ. પરંતુ એકાંતમાં અને ચુપચાપ.'' આ શબ્દોથી તેના મનની વિરક્તિ વ્યક્ત થઈ ગઈ.

ચૌદ વર્ષ બાદ ફરી પાછું એ જ ભાવનાચક્ર ચાલવા લાગ્યું. અયોધ્યાને લાગેલો શાપ શું દૂર નથી થયો?

અહિલ્યાનું મન દિશાહીન ભટકવા લાગ્યું. તેને સંદેહ થયો કે આ તેના પાપની જ છાયા છે.

અહિલ્યાએ પૂછ્યું, ''વશિષ્ઠ મુનિને કહી ભરતને પ્રાયશ્ચિત્ત કરતાં રોકી શકાય તેમ નથી?''

કૈકેયી બોલી, ''ભરત ધર્મની આણ માને છે, વશિષ્ઠની આણ નહિ માને.''

અહિલ્યા ક્રોધથી બોલી, ''જે ધર્મ મનુષ્યધર્મને આધીન નથી તે માનવ-જાતિનો શત્રુ છે.''

અહિલ્યાના મનમાં એક ક્ષીણ આશા હતી કે ભરત સંભવતઃ ગૌતમનું કહ્યું માની લેશે, સાથે મનમાં ભય પણ હતો કે ક્યાંક ફરીથી દુઃખોનું ચક્ર ન ઘૂમવા લાગે.

ગૌતમ ભરતને સમજાવવાને તૈયાર થયા પણ તેમની સમજાવટથી કોઈ ફાયદો ન થયો.

અગ્નિ દેવતા ભરતનું બલિદાન લેવા માગતા નહોતા. હનુમાન આવ્યા અને અગ્નિ બુઝાઈ ગયો. દિશાઓનો શોક અપાર આનંદમાં પરિવર્તિત થઈ ગયો. ધર્મચક્ર ઘૂમવા લાગ્યું.

ચૌદ વર્ષ પછી હવે મારું સ્વપ્ન સિદ્ધ થશે એમ વિચારી વશિષ્ઠ પ્રસન્ન થયા. મૂછોની આડમાં હાસ્ય વ્યક્ત થયું.

''આ આનંદમય વાતાવરણમાં મારું શું કામ?'' એમ વિચારી ગૌતમ પાછા ફર્યા.

સીતા અને રામ તેને મળવા આવશે એમ વિચારી અહિલ્યા અત્યંત પ્રસન્ન થઈ. સ્વાગત-સત્કારનું કાર્ય પૂર્ણ થતાં તેઓ પોતાના પરિવારથી છૂટાં થઈ ત્યાં આવ્યાં.

રથમાંથી ઊતરતા રામના ભાલ પર અનુભવની રેખાઓ ખેંચાયેલી જણાતી હતી. સીતાની શોભા પણ અનુભવ મેળવીને બમણી થઈ ગઈ હતી. બન્નેનું હાસ્ય મોક્ષની સ્થિતિ સમાન ઉન્મત્ત કરી નાખનાર હતું.

રામની સાથે ગૌતમ બહાર ફરવા ચાલી ગયા.

પોતાના ગર્ભમાં પાળેલા શિશુની જેમ અહિલ્યા સીતાને ખૂબ પ્રેમથી અંદર લઈ ગઈ. બન્ને હસતી હસતી વાતો કરવા લાગી. રાવણ દ્વારા હરણ, દુઃખ, તેમાંથી મુક્તિ આદિ વૃત્તાંત સીતાએ જરા પણ વિચલિત થયા વિના કહી સંભળાવ્યો. રામને મળ્યા પછી હવે દુઃખનું સ્થાન જ ક્યાં રહ્યું હતું?

સીતાએ અગ્નિપ્રવેશની વાત કહી. તે સાંભળીને અહિલ્યા ધ્રૂજી ઊઠી.

''રામે આમ કરવાનું કહ્યું? તેં શા માટે કર્યું?'' તેણે પૂછ્યું.

''તેમની આજ્ઞા હતી, મેં એનું પાલન કર્યું.'' સીતાએ શાંતિથી જવાબ આપ્યો.

''તેમની આજ્ઞા!'' અહિલ્યા જોરથી બોલી ઊઠી. તેનાં તન-મનમાં તમિલ મહાકાવ્ય શિલપ્પદિકારમની નાયિકા સતી કણ્ણકિનો આવેશ તાંડવનૃત્ય કરી રહ્યો હતો.

અહિલ્યા માટે એક નીતિ, સીતા માટે બીજી નીતિ?

આ દગો છે! ગૌતમનો શાપ શું જન્મ લેતાંની સાથે જ પેદા થયો હતો?

બન્ને કેટલીયે વાર સુધી મૌન રહી. ''સંસાર સમક્ષ સાબિત કરવાનું હતું ને?'' કહી સીતા ધીરેથી હસી.

અહિલ્યા બોલી, ''એકલું મન જ માત્ર જાણે તે પર્યાપ્ત નથી! સત્યને સંસાર સમક્ષ સિદ્ધ કરી શકાય છે?'' તેના શબ્દોમાં કઠોરતા હતી.

''સિદ્ધ કર્યાથી તે શું સત્ય બની જશે? જો તે હૃદયને ન સ્પર્શે તો? ભલે, છોડો એ વાતને, સંસાર શું છે?'' અહિલ્યાએ પૂછ્યું.

બહાર બોલચાલનો અવાજ સંભળાયો. તેઓ પાછાં ફરી રહ્યાં હતાં.

રાજમહેલ પાછા જવાને સીતા બહાર આવી. અહિલ્યા બહાર ન આવી.

તેણે રામને દુઃખ આપ્યું, પગ પર પડેલી ધૂળે એને પીડા આપી.

રથ ચાલી ગયો. ચક્રો ચાલતાં ઉત્પન્ન થયેલો ધ્વનિ પણ સમાપ્ત થઈ ગયો.

ગૌતમ એ જ રીતે ઊભા ચિંતામગ્ન થઈ ગયા. લક્ષ્યહીન ભટકનાર ત્રિશંકુ મંડળી તેમની નજરે ચડી. એક નવીન વિચાર મનરૂપી ગુફામાં વીજળીની જેમ ચમકીને ચાલી ગયો. મનના ભારને દૂર કરી, પ્રાચીન સ્નેહસંબંધને જાગ્રત કરવા માટે એક શિશુ મેળવી લઉં? શિશુની કોમળ આંગળીઓ મનના ભારને દૂર નહિ કરી શકે?

તેઓ અંદર ગયા.

અહિલ્યા સંજ્ઞાહીનતાની સ્થિતિમાં પહોંચી ગઈ હતી. તેના માનસ પર પુનઃ ઇન્દ્રનું નાટક, કે જે નાટક તેણે ભૂલી જવું જોઈતું હતું, ભજવાઈ રહ્યું હતું.

ગૌતમે તેની પર હાથ ફેરવ્યો.

ગૌતમમાં તેને ઇન્દ્રનું રૂપ દેખાયું. તેનું હૃદય પથ્થર બની ગયું. કેવી શાંતિ હતી!

ગૌતમના હાથમાં પડી હતી પથ્થરની એક પ્રતિમા! અહિલ્યા પુનઃ પથ્થરપ્રતિમા બની ગઈ હતી.

તેની મનોવેદના દૂર થઈ ગઈ.

નિર્જન અને ધુમ્મસથી આચ્છાદિત માર્ગે એકાકી માનવી-આકૃતિ કૈલાસ પર્વત ભણી જઈ રહી છે. તેના પગમાં વિરક્તિની દૃઢતા હતી.

તે હતા ગૌતમ.

તે સંન્યાસી થઈ ગયા હતા.

## 3

# જરાક સરખો પ્રકાશ

**- કુ. પા. રાજગોપાલન**

હે ઈશ્વર! ક્યારેક મને થાય છે કે એની વ્યથા દૂર થઈ ગઈ! ક્યારેક ક્યારેક વિચાર કરતાં મારું દિલ કંપી ઊઠે છે કે હાય! જાણી જોઈને હું એને મૃત્યુના હાથમાં છોડી આવ્યો છું!

એને માટે હું શું કરી શક્યો? એણે જ તો કંઈ કરવાનો મોકો ન આપ્યો.

એ ઘર છોડ્યા પછી કેટલીયે વાર ત્યાં જઈ આવ્યો; પરંતુ એને જોઈ ન શક્યો.

ગઈકાલે હું ત્યાં ગયો હતો. ત્યારે ખબર પડી કે હૃદય બંધ પડવાથી એ મરી ગઈ છે.

હૃદયની ગતિ બંધ થઈ ગઈ? એના હૃદયમાં કોણ જાણે કઈ કઈ રહસ્યમયી વાતો ભરેલી હતી કે જે ભેગી થતાં એનું હૃદય બંધ પડી ગયું.

મને લાગે છે કે તે રાતે એણે મને થોડીક વાતો કરી હતી.

અંતે એ બોલી હતી, ''બસ, આટલી વાત ઘણી છે. એથી વધારે હું કંઈ કહી શકીશ નહિ.''

એણે જે વાત કરી હતી તેથી મને એટલું દુ:ખ થયું હતું કે જે કદી પણ દૂર થાય એમ નથી.

હા, એમ જ વિચાર કરીને એ ચુપ થઈ ગઈ હતી.

હવે શું થાય? એ જ કે એણે મારા માર્ગમાં જે અવરોધ ઊભો કર્યો હતો તે અવરોધ સાથે જ એ પણ મારા માર્ગથી દૂર થઈ ગઈ.

ગયે વર્ષે મદ્રાસમાં એક ઘરના બહારના ઓરડામાં હું રહેતો હતો. એ ઘરમાં એક જ કુટુંબ રહેતું હતું. તેમના કહ્યા પ્રમાણે તેઓ પતિ-પત્ની હતાં. પતિ કોઈ બૅન્કમાં કામ કરતો હતો. આખો દિવસ તે ઘર બહાર જ રહેતો. રાતના

પણ મોઢું બતાવવા જ ઘરે આવતો હતો. જમીને ચાલી જતો હતો અને રાતના બેએક વાગે આવીને બારણાં ખખડાવતો હતો.

એ ઘરમાં એકલા રહેવાનું મને સારું ન લાગ્યું. હું લેખક હતો. દિન-રાત ઘરમાં જ પડ્યો રહેતો હતો. સવારે અને સાંજે થોડીક વાર માટે બહાર ફરવા નીકળતો હતો.

હું કંઈ કહું તે પહેલાં જ એક દિવસ પેલો માણસ બોલ્યો, ''શ્રીમાન! તમે અહીં આ ઘરમાં એકલા છો એમ વિચારી ગભરાશો નહિ. હું કોઈની ઉપર શંકા લાવનારો જીવ નથી. તમે તો હંમેશાં તમારા કામમાં મશગૂલ રહો છો. માણસના સ્વભાવને ઓળખતાં કેટલી વાર લાગે છે? તમારા જેવા એક માણસને ઘરમાં રાખવાથી મને હંમેશાં ઘર બહાર રહેવામાં મદદ થાય છે.''

''તમારા જેવા'' કહેવા લાયક કયો ગુણ એણે મારામાં જોયો હતો!

તે સ્ત્રી - સાવિત્રી - મને ક્યારેય દેખાઈ નહિ. ખૂબ હિંમત કરી, માથું ઊંચું કરીને, કોઈ સ્ત્રીને જોવાની આદત મારામાં નથી જ નથી. એટલે થોડોક વખત એમની સાથે રહેવા છતાં પણ એના સ્વરથી જ પરિચિત થઈ શક્યો હતો. પુરુષનું નામ હતું ગોપાલ અય્યર. એ ઑફિસે જાય તે પહેલાં જ આંગણામાંના નળે હું મારું કામ પતાવી લેતો હતો. તે પછી હું એ તરફ જતો સુદ્ધાં નહિ. ગોપાલ અય્યર બહાર ચાલી જતાં જ સાવિત્રી બહારના ઓરડાનાં બારણાં બંધ કરીને અંદરથી સાંકળ લગાવી દેતી હતી. સાવિત્રી કોઈની સાથે પણ નાહક ચર્ચા કરતી ન હતી. એ ઘરની બહાર પણ નીકળતી ન હતી.

આ રીતે એક અઠવાડિયું વીતી ગયું. અડધી ઊંઘમાં, રાતના બે વાગ્યે મને એના આગમનનો, બારણું ખટખટાવવાનો, સાવિત્રીએ ઊઠીને બારણું ખોલ્યાનો અને ફરી બંધ કરી સાંકળ લગાવ્યાનો આભાસ થતો. એક દિવસ એણે રોજની જેમ બારણું ખખડાવ્યું. ચારથી પાંચ વાર બારણું ખખડાવ્યું હશે. એ વખતે સાવિત્રી ગાઢ નિદ્રામાં હતી. એટલે મેં ઊઠીને બારણું ખોલ્યું.

''અરે! તમારે ઊઠવું પડ્યું અને બારણું ખોલવું પડ્યું? માફ કરજો!'' કહી એ અંદર ચાલી ગયો. હું મારા ઓરડામાં જઈ બારણાને સાંકળ લગાવી સૂઈ ગયો.

અંદર જઈને એણે ઊંઘતી પત્નીને કોણ જાણે શું કહ્યું! પાછળથી ખબર પડી કે એણે પત્નીને એક લાત મારી હતી અને ઝટ તે જાગીને બેઠી થઈ ગઈ હતી. એને બીતાં બીતાં ધીરે અવાજે બોલતી મેં સાંભળી, ''તમારે ઘણીવાર બારણું ખખડાવવું પડ્યું કે શું? બપોરથી માથું દુઃખે છે. ખ્યાલ ન રહ્યો ક્યારે ઊંઘ...''

''હા, મને ક્યાંથી ખબર પડત! હમણાં તારી ખબર લઉં છું'', કહીને એણે મારપીટ શરૂ કરી. મારવાનો અવાજ મને સંભળાયો. મને સમજાયં નહિ કે હં

શું કરું? મને થયું, વરવહુના ઝઘડામાં ત્રીજા માણસે દખલ ન કરવી જોઈએ. આમ વિચારી હું ચુપ રહ્યો. એ પછી રાત આખી કંઈ ન થયું; પરંતુ મને ખબર પડી ગઈ કે એ આખી રાત સૂઈ ન શકી. મને પણ ઊંઘ આવી ન હતી.

બીજે દિવસે તે જાગતી હતી અને રાતે બારણું ખોલવા છતાંય તેને માર પડ્યો. પણ આ વેળા એ ચુપ ન રહી.

"શા માટે નાહક મને મારો છો? હું કોઈ કામ માટે તમને મના કરું છું?"

"અચ્છા, તો તારે જીભ છે ખરી!"

"કેટલા દિવસ સુધી હું..."

"ચુપ રહે. વધારે બોલીશ તો દાંત તોડી નાખીશ."

"તોડી નાખો."

ગાલ પર જોરથી એક તમાચો પડ્યાનો અવાજ આવ્યો. અણજાણે જ હું ઊઠી ગયો અને ઓરડાના અંદરના બારણા પાસે જઈને બોલ્યો. "શ્રીમાન! બારણું ખોલો."

અત્યાર સુધી મારી સાથે હસીખુશીથી વાત કરનાર એ વ્યક્તિ અંદરથી જાનવરની જેમ ગર્જી, "શા માટે?"

"તમે બારણું તો ખોલો. પછી કહું છું."

"શ્રીમાન, બારણું નહિ ખૂલે."

"નહિ ખોલો તો હું તોડી નાખીશ."

એણે બારણું ખોલ્યું અને મારા ઓરડામાં આવીને બારણું બંધ કરી પૂછ્યું. "શી વાત છે, મહેરબાન?"

"મને લાગ્યું કે તમે તમારી પત્નીને મારપીટ કરી રહ્યા છો."

"હોઈ શકે. પરંતુ એની સાથે તમારે શું લાગેવળગે?"

"હું તમને મારપીટ નહિ કરવા દઉં."

"શું કરશો તમે?"

"હું પોલીસને ખબર આપીશ. પણ તે પહેલાં હું ખુદ જબરદસ્તીથી મારપીટ નહિ કરવા દઉં."

એના ચહેરા પર દુઃખ અને ભયના ભાવ જણાયા. થોડી વાર સુધી તે મારી સામે ઘૂરકી રહ્યો. મને થયું કે ભારપૂર્વક કહેલા મારા શબ્દોથી એ ગભરાઈ ગયો છે. હું સમજી ગયો કે એ કાયર છે, નહિ તો શા માટે પોતાની પત્નીને આ રીતે મારે?

"તમે ખૂબ સીધા છો, કોઈ કામમાં દખલ નહિ કરો, એમ માનીને મેં બહારના ઓરડામાં તમને રાખ્યા છે. તમે જો નાહક મારા મામલામાં દખલ

કરશો તો કાલે સવારે જ તમારે ઓરડો ખાલી કરવો પડશે.''

''ઓરડો ખાલી કરવાની વાત પાછળથી જોઈ લેવાશે. પણ સવાર સુધી તમે હવે અંદર નહિ જઈ શકો.''

''મને હુકમ કરનાર તમે કોણ?''

''હું કોઈ પણ હોઉં એથી શું? હમણાં તો તમારે મારા કહ્યા મુજબ ચાલવું પડશે. તમે નહિ માનો તો પરિણામ સારું નહિ આવે.''

''તમે મને ડરાવો છો?''

''ખાલી ડરાવતો નથી. અમલમાં પણ મૂકીશ. અહીં આવો મારા ઓરડામાં. આપણે બન્ને અહીં જ સૂઈ જઈશું.'' પછી અંદર તરફ મોં ફેરવી હું બોલ્યો, ''બહેન! તમે અંદરથી બારણાને સાંકળ લગાવી દો.''

''તે શું એમ કરશે?''

''હું આ ઘરમાં રહું ત્યાં સુધી તમે આ સ્ત્રીને આંગળી પણ નહિ અડાડી શકો.''

એટલામાં બારણું ખોલી સાવિત્રી અંદર આવી. આજ સુધી મારી સાથે એ એકે અક્ષર બોલી ન હતી.

મને સંબોધીને બોલી, ''કૃપા કરીને તમે અમારી વાતમાં દખલ ન કરો.'' અને પછી પોતાના પતિને કહ્યું, ''ચાલો, અંદર આવતા રહો.''

તેણે બૂમ પાડીને કહ્યું, ''તું ચાલી જા. તને અહીં આવવાનું કોણે કહ્યું છે?''

મેં એ સ્ત્રીને કહ્યું, ''બહેન! આ મામલો નથી તો તમારા વશનો કે નથી તો મારા વશનો. આ વાતમાં દખલ કર્યા વિના હું નહિ રહી શકું. પોલીસને ખબર આપવાથી તમારે નાહકની પરેશાની વેઠવી પડશે એમ વિચારીને જ મેં તમારા મામલામાં માથું માર્યું છે.''

એ બોલી, ''તમે અમારી વાતો સાંભળો અને અમારા મામલામાં માથું મારો એ જ અમારે માટે મોટો ભય છે.''

મેં કહ્યું, ''સારું. તો બારણું ખુલ્લું રાખો. તમે અંદર જઈને સૂઈ જાવ. હું બહારથી બારણું બંધ કરી દઉં છું. અમે બન્ને અહીં સૂઈ જઈશું.''

''હું અહીં નહિ સૂઈ શકું. મારે બહાર જવું છે. મારે કામ છે'', કહી પેલો માણસ બહાર જવાને તૈયાર થયો.

કેટલો વિચિત્ર માણસ હતો એ! એનું વર્તન મને સમજાયું નહિ.

સાવિત્રીએ અંદર જઈને બારણાને સાંકળ મારી દીધી. એ બહાર ચાલી ગયો. બહારનું બારણું બંધ કરીને હું મારા ઓરડામાં આવીને સૂઈ ગયો.

પણ મને ઊંઘ ન આવી. મારી આંખો સામે સાવિત્રીનું રૂપ હતું. યુવાવસ્થાની શોભાથી સભર એ યુવતીના હૃદયમાં ગહન વેદના હતી. એ વેદના વર્ષાના

જળ સમાન એના સમગ્ર દેહ પર ફેલાયેલી હતી. એની ઉંમર લગભગ અઢાર વર્ષની હશે. એનો ગોરો રંગ મોહક હતો. એના હોઠ આંબાની લાલ વર્ણની કૂંપળો સમાન હતા. પહેલી જ વાર મેં એને વીજળીના પ્રકાશમાં જોઈ હતી. લીલા રંગનો પ્રકાશ આંખોને જેમ ઠંડક આપે છે એમ એક શીતળ પ્રકાશ એના શરીરમાંથી પણ ચમકતો હતો.

"આવી યુવતીને પેલો માણસ આ રીતે..."

ત્યાં સાંકળ ખૂલવાનો અવાજ સંભળાયો. હું ઝટપટ ઊઠીને પથારીમાં બેસી ગયો. મને લાગ્યું કે એ મારા ઓરડાના બારણા પાસે આવીને ઊભી છે. મેં ઊભા થઈને બત્તી કરી.

એ બોલી, "ના બત્તી ન કરો. બંધ કરી દો."

તરત જ મેં બત્તી બંધ કરી દીધી અને પથારી પર બેસી ગયો. એ મારા પગ પાસે આવીને બેસી ગઈ. "પતિ એક પ્રકારનો છે તો પત્ની વળી બીજા જ પ્રકારની છે", એમ વિચારી હું ચકિત થયો.

"આ અંધકારમાં એકલા જ આવીને મેં તમારી સાથે વાતો કરવાની હિંમત કરી છે તે માટે તમે આશ્ચર્ય ન પામશો. કોણ જાણે કેમ, પણ મને થયું કે આ માટે તમે મારી ઘૃણા નહિ કરો. એટલે જ તો હું આવી છું."

"બહેન..."

"મારું નામ સાવિત્રી છે."

"તમે અહીં આવા માણસ પાસે કેમ રહો છો? પિયર કેમ ચાલી જતાં નથી? આવા માણસ સાથે નહિ રહો તો તમારું શું બગડી જવાનું છે?"

"સમાજે માબાપ પાસે રહેવાનો સમય નિશ્ચિત કરેલો છે. એ સમય પછી માબાપ પાસે કેવી રીતે રહી શકાય? માબાપ, પતિ, એ બધા સંબંધ ખોટા છે. માણસ પણ કાગડા અને પક્ષીઓ સમાન છે. પાંખો ફૂટ્યા પછી પક્ષી પણ પોતાનાં બચ્ચાંને માળામાં ક્યાં આવવા દે છે?"

"પતિ..."

"તમને વિચાર થશે કે હું આમ શા માટે કહું છું? તમે ગમે તે વિચાર કરો, તમે ગમે તે ધારો એની મને કોઈ અસર થવાની નથી. પતિ? પતિ પાસે ચાલી આવ્યા પછી થોડાક મહિનાઓ સુધી પત્નીમાં નવીનતા રહે છે. પતિએ એનો ઉપભોગ કરી લીધા પછી એ મહત્ત્વહીન જણાય છે - એનામાં જે નવું પેય છે તેનું એણે પાન કરી લીધું હોય છે અને જાણે ખાલી પાત્રરૂપે એ રહી જાય છે."

"તમે એમ કેમ..."

"તમે મને 'તમે' કેમ કહો છો? તમે મારાથી મોટા છો. મારું હૃદય ઘાયલ થયેલું છે. એ હૃદયમાં વસેલા એક ભીષણ સત્યને જ હું તમારી સમક્ષ પ્રકટ કરી રહી છું. શું તમે પરણેલા છો?"

"ના."

"લગ્ન પછી થોડા મહિના પત્ની સાથે રહ્યા હોત તો તમે મારી વાત સમજી શક્યા હોત."

એ ખૂબ ધીમા સ્વરે બોલી રહી હતી કે જેથી એની વાતો બહાર ન સંભળાય. તેમ છતાં એની વાતોમાં જે વ્યથા અને પીડા વ્યક્ત થઈ રહ્યાં હતાં તે અસહ્ય હતાં.

"બહેન... સાવિત્રી, તારા પતિ આવતા જ હશે. તેઓ કંઈક ખોટું ધારી ન બેસે!"

"તેઓ હવે મને શું કરી શકવાના છે? બહુ બહુ તો મને જાનથી મારી નાખશે, એથી વધારે શું કરી શકશે?"

"એમ કહેવું શું યોગ્ય છે? હજી પણ તારા પતિનો ખોવાઈ ગયેલો વિવેક પાછો ફરી શકે છે. તું એમને સમજાવી જો..."

"એમને સમજાવું? ખોવાયેલી બુદ્ધિ શું પાછી આવશે? આ ત્રણ વર્ષમાં એમ કેમ ન થયું?"

"તો તું શું કરશે?"

"શું કરીશ? મેં આપઘાત કરવાનો વિચાર કરેલો પણ આપઘાત ન થઈ શક્યો. મારાથી જૂઠું બોલી શકાતું નથી. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી મારે માર ખાતાં રહેવું પડશે."

"હાય રે! આ રીતે...?"

"એમાંથી બચવાનો કોઈ ઉપાય છે?"

એ પ્રશ્નનો જવાબ હું ન આપી શક્યો.

"કેમ? તમે જવાબ કેમ આપતા નથી?" કહી એ હસી પડી.

હું તરત બોલ્યો, "હું શું કહું...? હા... એક વાત પૂછી શકું?"

"મને ખબર છે, કે તમે શું પૂછવા માગો છો. તમે મને તમારી સાથે નાસી જવાનું કહેશો. પણ, તમે પણ મને થોડાક ાહિનાઓ પછી આ જ રીતે..."

"આ તું શું કહે છે, સાવિત્રી?"

"બની શકે કે તમે મારપીટ ન કરો. પાશવિક વાસના જાગ્રત થતાં તમે મને વહાલથી બોલાવશો; પરંતુ તે પછી મોં ફેરવીને બેસી જશો, નવા ચહેરાની શોધ કરવા માંડશો."

"તું તો જાણે કોઈ ભારે હકથી આ બધું કહી રહી છે. હવે હું કંઈ બોલી શકું છું?"

"શા માટે નહિ?"

"મને આકર્ષીને તારી પાસે બાંધી રાખવાની શક્તિ તો તારી પાસે છે ને?"

"એ બધી કોરી કોરી વાતો છે. એ વાતોને આ વાત સાથે ન જોડો. હું નિર્લજ્જ થઈને તમને સત્ય વાત પૂછી રહી છું અને તમે બીજા કોઈ વિષયની ચર્ચા કરી રહ્યા છો. એવું કોઈ ચિરંતન સૌન્દર્ય નથી, જે મનુષ્યને સદા આનંદિત કરી શકે."

"તું આ રીતે એક સામાન્ય નિષ્કર્ષ કેવી રીતે કાઢી શકે?"

"કેવી રીતે? મારા પતિએ જે રીતે મારી સાથે હસી હસીને વાતો કરી તે રીતે કદાચ કોઈ વાત પણ ન કરી શકે. હું નથી કુરૂપ, નથી વૃદ્ધ કે નથી રોગી. એક બીજી વાત. હું એમની પાશવિક ઇચ્છાને પૂર્ણ નથી કરતી એવું પણ નથી. એથી વધુ શું જોઈએ?"

"સાવિત્રી! તારું હૃદય વ્યથાથી પીડિત છે. એટલે જ તું આવી વાતો કરી રહી છે. તેં કદી સુખનો અનુભવ કર્યો છે?"

"સુખ છે શું? ઘરેણાં પહેરવાં? એવું કોઈ ઘરેણું નથી કે જે મેં પહેર્યું ન હોય. મારા પિતા નાગપટ્ટણમના પ્રસિદ્ધ વકીલ છે. તેઓ ખૂબ અમીર છે. સાડી અને બ્લાઉઝની એવી કોઈ ફેશન નહિ હોય કે જે મેં પહેરી ન હોય. ખાવાનું? એમાં મને રુચિ નથી. બાકી હવે શું રહ્યું? શારીરિક સુખ? - એ તો આજ સુધી મને કદી મળ્યું જ નથી."

"એનું તાત્પર્ય?"

"મારા પતિએ મારો ઉપભોગ કરી કરીને મારું સત્યાનાશ વાળી નાખ્યું છે. મને કદી સુખ મળ્યું જ નથી."

"તું સુખ કહે છે કોને?"

"મારા દિલની વાત કેટલી હદ સુધી ખોલી શકું? એની પણ એક સીમા છે ને? તમે તો એ સીમાની આગળ જવાનું મને કહી રહ્યા છો."

"તારા પતિએ તને શા માટે..."

"એટલા માટે કે મારા પતિ મારા શરીરથી કંટાળી ગયા છે. એમણે ધન આપીને બીજી કન્યા ખરીદી લીધી છે."

"સાવિત્રી! તું હિંમતથી એક કામ કરી શકે છે."

"હું કંઈ પણ કરવા તૈયાર છું; પરંતુ તેથી કોઈ ફાયદો થનાર નથી. હું બસ થોડાક વખત માટે તમને સંતોષ આપી શકું તેમ છું."

"તને સંતોષ આપવાનો પ્રયાસ હું કરીશ."

"તમે નાહક તમારી જાતને છેતરી રહ્યા છો. તમે મારા રૂપ પર મોહી ગયા છો. તમારી ઇચ્છા પૂર્ણ કરવાને માટે જ તમે કહી રહ્યા છો કે તમે મને તૃપ્ત કરશો."

"હું કંઈ પણ કહું તોપણ..."

"કંઈ કહેવાની જરૂર નથી. હવે બત્તી કરો."

મેં ઊભા થઈને બત્તી કરી.

"તો હવે હું જાઉં ને? સૂઈ જાઉં?"

"કેમ ઊંઘ આવે છે?"

"ઊંઘ? આ વખતે ઊંઘ ક્યાંથી?"

"તો પછી થોડીક વાર થોભી જા."

"તમારી ઊંઘ બગાડવા માટે?"

"સાવિત્રી..."

"તમે કંઈ જ ન બોલશો."

"મને લાગે છે કે તું જે કંઈ કહી રહી છે તે સાચું છે."

"સાચ્ચે!" કહીને તે મારી પાસે બેસીં ગઈ.

"જૂઠું બોલતાં તું ઝટ મને..."

"હે ભગવાન! આ નિર્જીવ પ્રાણીને થોડીક શાંતિ મળી છે."

"સાવિત્રી! તારે લીધે મારા વિચારો બદલાઈ ગયા છે."

"એ વાતો હમણાં છોડો. એ રહસ્ય આપણા બેની વચ્ચે ભલે રહે. હું મરી જાઉં તે પછી ઇચ્છા થાય તો કોઈ બીજી વ્યક્તિને કહેજો."

"એમ શા માટે કહે છે?"

"હવે આ શરીર મારા આ દુ:ખને સહન કરી શકતું નથી. હા, કોણ જાણે કેમ, મને એક પ્રકારની શાંતિનો અનુભવ થઈ રહ્યો છે."

"મેં કહ્યું હતું ને!" કહેતો કહેતો, બેહોશ થઈ પડી જતી એ સ્ત્રીની પાસે હું પહોંચ્યો અને અણજાણે જ એને મેં મારા ખભાનો ટેકો આપ્યો.

ન તો એ કંઈ બોલી કે ન તો એણે કોઈ ચેષ્ટા કરી. આંખો બંધ કરીને થોડી વાર સુધી તે એ જ દશામાં પડી રહી.

આટલા બધા મહિનાઓ પછી, ખૂબ શાંત મનથી, એ ઘટનાનું વર્ણન હું કરી રહ્યો છું. પણ એને વધુ ઓપ ચડાવીને કહેવાનું મન જરાયે થતું નથી. એક સ્ત્રીએ પોતાનું મન ખોલીને જે કંઈ કહ્યું હતું તેને મેં એવું ને એવું જ લખી નાખ્યું છે. એ વર્ણનને અંતે હું જૂઠી વાત લખી નથી શક્યો.

ધીરેથી મેં એને પથારીમાં સુવાડી દીધી... હા, મારી પથારીમાં. ત્યારે પણ એ કંઈ ન બોલી. એના ખુલ્લા હોઠમાં ગતિ ન હતી. આટલા બધા રહસ્યને એકી સાથે પ્રકટ કરી નાખવાને લીધે જાણે કે એના હોઠ થાકી ગયા હતા.

એકાએક આંખો બંધ રાખીને કરુણ સ્વરે તે બોલી ઊઠી, ''હાય મા! બસ કરો!''

''સાવિત્રી, શું થયું?'' પૂછતાં પૂછતાં ઝૂકીને મેં મારું મુખ એના મુખ સાથે ચાંપી દીધું.

''બસ.''

''સાવિત્રી, બત્તી...''

એકાએક તે બેઠી થઈ ગઈ.

''હા, બત્તી હોલવીને સૂઈ જાવ. થોડીક વાર માટે જે પ્રકાશ હતો તે પૂરતો છે.'' કહીને તે ઊભી થઈ ગઈ.

''સાવિત્રી, હું તારી વાત સમજી શક્યો નથી.''

''હવે વધારે સ્પષ્ટતાથી કહી શકું એમ નથી. હું જાઉં છું. કાલે રહેવા માટે તમે બીજો ઓરડો શોધી લેજો.''

''કેમ... પણ શા માટે? મેં શું ભૂલ કરી છે?''

''તમે કોઈ ભૂલ કરી નથી. હવે આ ઘરમાં આપણે બન્ને સાથે નહિ રહી શકીએ. આપણું સાથે રહેવું જોખમકારક છે'', કહીને સાવિત્રીએ મારા તરફ જોયું અને ખુદ બત્તી હોલવીને સીધી અંદર ગઈ અને બારણું બંધ કરી દીધું.

મારા હૃદયમાં જે દીપક થોડી વાર માટે પ્રગટ્યો હતો તે એકાએક બુઝાઈ ગયો.

''બસ થોડીક વાર માટે જે પ્રકાશ હતો તે પૂરતો છે!'' એણે આમ કોને માટે - શા માટે કહ્યું?

પોતાના જીવન માટે, પોતાનાં દુઃખો માટે, મારા સાંત્વનાસભર શબ્દો માટે અથવા તો એ જરાક સરખા પ્રકાશમાં...?

# 4

# પૈસા બચી ગયા!

**- વી. એસ. રામય્યા**

ચારપાંચ ઘરો પછી આવેલી એક ગલીમાંથી કૂતરાના રુદનનો અવાજ સંભળાયો. રાતના નવ વાગી ગયા હશે. અરુણાચલ મુદલિયારને ઘેરીને ઊભેલા બધા લોકો કૂતરાના રડવાનો અવાજ સાંભળી ધ્રૂજી ઊઠ્યા. ઓરડાના મંદ પ્રકાશમાં સૌ એકબીજાની સામે જોઈ રહ્યા. બહાર વરંડામાં અંધારામાં બેઠેલા લોકો અને ઘરની અંદરના હૉલમાં એકત્ર સ્ત્રીઓ, જે ભારે મુશ્કેલીથી મૌન સેવી રહી હતી - બધાં જ ગભરાઈને ઊભાં થઈ ગયાં.

વરંડામાં બેઠેલી એક વ્યક્તિ કૂતરાને ભગાડવા ઊઠી.

અરુણાચલ મુદલિયાર જે ઓરડામાં સૂતા હતા તે ઓરડાની બારીઓ એમના નાના દીકરા જગદીશને જલદી જલદી બંધ કરવા માંડી. મુદલિયારે ભારે મુશ્કેલીથી માથું ફેરવીને હાથથી તેને ઇશારો કર્યો. મોટો પુત્ર વૈદ્યલિંગમ અને તેનો સાળો કંદસામી, બન્ને વૃદ્ધ મુદલિયાર પાસે જઈ ઊભા રહ્યા. વૈદ્યલિંગમે પૂછ્યું, ''પિતાજી, શું જોઈએ છે?''

ડોસાએ પૂછ્યું, ''બારીઓ કેમ બંધ કરો છો?'' ડોસાનો સ્વર અત્યંત ધીમો હતો, તેમ છતાં જગદીશનના કાને પહોંચી ગયો. તે બોલ્યો, ''ઠંડો ઠંડો પવન વાય છે.'' ડોસાએ કહ્યું, ''કંઈ વાંધો નહિ. બારીઓ બંધ ન કર.'' એથી જગદીશને પહેલાં બંધ હતી તે એક બારી પણ ખોલી નાખી.

જગદીશનના મનમાં એમ હતું કે પિતાજી કૂતરાનું રુદન ન સાંભળે; પરંતુ એ સમજી ગયો કે તેમણે રુદન સાંભળી લીધું છે. ઓરડામાં ઊભેલી બધી વ્યક્તિઓએ ચિંતા અને ભયથી એમની સામે જોયું. ડોસાએ થાક લાગવાથી આંખો બંધ કરી દીધી.

ફરી પાછો કૂતરાના રડવાનો અવાજ સંભળાયો. બીજી જ ક્ષણે, પોતાના

શરીર પર આવી પડેલા પથ્થરના ઘાથી થયેલી વેદના સહન ન થયાથી કૂતરો જોરજોરથી ભસતો ભસતો ભાગી ગયો.

અરુણાચલ મુદલિયારની આંખો હજી પણ બંધ હતી. એમના મુખ પર મૃત્યુભયથી ઉત્પન્ન વેદનાનો ભાવ છવાઈ ગયો હતો. એમના મનમાં જે આશા અને વિશ્વાસનો ભાવ ધીરે ધીરે જાગી રહ્યો હતો તે કૂતરાના રડવાના અવાજથી સદાને માટે દબાઈ ગયો. મનમાં ને મનમાં એ કહી રહ્યા હતા, "સવારે મદ્રાસના સૌથી વિખ્યાત દાક્તર આવશે. તેઓ જરૂર મારા જીવનની આવરદા વધારી દેશે." પરંતુ હવે મન, દાક્તરના આગમન પહેલાં એમની પાસે આવી રહેલા યમરાજ વિશે વિચાર કરવા લાગ્યું. રહી રહીને એમના મનમાં એ જ વિચાર ઘૂમી રહ્યો હતો, "હવે વિશ્વાસને કોઈ સ્થાન નથી, હવે વિશ્વાસને કોઈ સ્થાન નથી."

મુદલિયારને મદ્રાસથી ગામમાં આવ્યાને મહિનો થઈ ગયો હતો. મદ્રાસમાં એમનું સ્વાસ્થ્ય બગડી ગયું હતું. કામ કરવાની શક્તિ કે જે એક વખતે અસીમ લાગતી હતી, હવે ક્ષીણ થતી જતી હતી. મોટે ભાગે તેઓ થાકીને બેસી જતા. એમને પોતાને આ બધી વાત નવી લાગી.

વાળ સફેદ થાય તેનો સંબંધ શારીરિક દશા સાથે છે; પરંતુ વૃદ્ધાવસ્થાનો સંબંધ મન સાથે છે. આપણી વિચારવાની રીત જ આપણી અવસ્થાનો પરિચય કરાવે છે. જ્યાં સુધી મન યુવાન હોય છે ત્યાં સુધી વ્યક્તિ વૃદ્ધાવસ્થાને પહોંચી શકતી નથી. આવી વાત એમણે ક્યાંક વાંચી હતી. આ વાતને એમણે પોતાના જીવનમાં ઉતારી લીધી હતી. તે કાયમ મનમાં ને મનમાં કહેતા હતા, "આયુ વધતાં મારા શરીરમાં પરિવર્તન જરૂર થશે, પણ મારા હૃદયમાં વૃદ્ધાવસ્થાને કોઈ સ્થાન નથી."

આવી વ્યક્તિના ચિંતનપ્રવાહમાં જ્યારે અવરોધ ઊભો થયો ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓ ગભરાઈ ગયા અને દાક્તર પાસે દોડ્યા. દાક્તરે કહ્યું, "શક્તિ કરતાં વધારે પડતું કામ કરવાનું આ પરિણામ છે, બીજું કંઈ નથી. શરીર થાકી જાય એટલે એની અસર હૃદય પર પડવાની જ. તમે થોડા દિવસ માટે ક્યાંક બહાર ચાલી જાવ અને આરામ કરો." અરુણાચલ મુદલિયારે દાક્તરની સલાહ સ્વીકારી. સંતાનોએ અને સગાંવહાલાંઓએ એમને કોડૈકનાલ, કુદાલમ, નીલગિરિ જેવાં સ્થળોએ જવાની સલાહ આપી; પરંતુ મુદલિયારે તો પોતાને ગામ જવાનો જ નિર્ણય કર્યો.

ગામમાં વડીલોપાર્જિત જમીનજાયદાદ હતી કે જે એમને વારસામાં મળી હતી. એમણે જાતે પણ પોતાની કમાયેલી અપાર ધનરાશિના એક ભાગ વડે જમીન ખરીદીને જાયદાદમાં વધારો કર્યો હતો. તેઓ ઘણા દિવસથી વિચારી રહ્યા

હતા કે પોતે ખુદ ગામડે જશે અને ઓછામાં ઓછા છ મહિના પોતાની જમીનજાયદાદની દેખભાળ કરશે; પરંતુ મદ્રાસમાં તેમની ચારે બાજુ વધી રહેલા ધનના અપાર પ્રવાહને છોડીને જવાની અનુમતિ મનથી ન મળી.

આ વેળા દાક્તરે સૂચવેલા ઉપાયથી તેમને પોતાની ઘણા દિવસની ઇચ્છા પૂરી કરવાની તક મળી. તેઓ આરામ કરવાને ગામ ચાલી આવ્યા.

2

અરુણાચલ મુદલિયારના આગમનને ગામે એક ઉત્સવ તરીકે ઊજવ્યું. તેઓ એ ક્ષેત્રના એક ખૂબ મોટા જમીનદાર હતા. મદ્રાસમાં તેમનો ખૂબ મોટો વેપાર હતો. તેમની વેપારી સંસ્થાઓ લાખો રૂપિયાની લેવડદેવડ કરતી હતી. મુદલિયાર જે વસ્તુને હાથ લગાડે છે તે સોનાની બની જાય છે એવો વિશ્વાસ ફક્ત ગામના જ લોકોમાં નહિ પણ શહેરના લોકોમાં પણ ઘર કરી બેઠો હતો.

કંઈક અંશે એ વાત સાચી પણ હતી. તેમનું મન એટલી ઝડપથી કામ કરતું હતું કે તેઓ વેપારમાં થનાર નફાનુકસાનની બાબત અગાઉથી જાણી લેતા હતા. એથી જે કામમાં પોતાને લાભ થવાનો હોય તે કામને જ તેઓ હાથ લગાવતા હતા. જે કામમાં નુકસાન થવાની શક્યતા જણાતી હોય તે કામ તેઓ હાથ પર લેતા જ નહિ.

મુદલિયાર પચ્ચીસ વર્ષની ઉમ્મરે મદ્રાસ આવ્યા હતા. ત્યાં રહેતાં રહેતાં ત્રીસ વર્ષ વીતી ગયાં હતાં. તેઓ દિન-પ્રતિદિન વેપારધંધામાં આગળ વધ્યે જતા હતા. દર વર્ષે તેમની ધનસંપત્તિમાં વધારો જ થતો હતો. હવે તેઓ ગામ ગયા ત્યારે વર્ષના એક લાખના હિસાબે ત્રીસ વર્ષમાં તેમની સંપત્તિનું મૂલ્ય ત્રીસ લાખ રૂપિયાથી વધારે થઈ ગયું હતું.

તેઓ ફક્ત આરામ કરવા માટે જ ગામ આવ્યા નહોતા. તેમણે વિચાર કર્યો હતો કે આરામની સાથે સાથે પોતાની જમીનજાયદાદનું પણ ધ્યાન રાખી શકશે; પરંતુ ગામમાં આવ્યા પછી બેત્રણ દિવસ બાદ જ તેમની તબિયત ખૂબ બગડી ગઈ. તેઓ તરત મદ્રાસ પાછા જઈ શક્યા હોત; પરંતુ 'થોડા દિવસો પછી જોઈ લેવાશે' એમ વિચારી ગામમાં જ રહી પડ્યા. અંતે, સ્થિતિ એટલી બધી બગડી ગઈ કે દાક્તરોએ તેમને ગામ છોડીને જવાની મના કરી.

મદ્રાસથી દાક્તરોને બોલાવવામાં આવ્યા. મુદલિયારે ખૂબ પ્રેમથી 'બ્યુક' કાર ખરીદી હતી. તેમના પુત્ર વૈદ્યલિંગમે પોતાને માટે 'આર્મસ્ટ્રોંગ સિટ્સી' નામની કાર ખરીદી હતી. બંને કાર મદ્રાસ અને ગામ વચ્ચે દોડવા માંડી. દાક્તર કહેતા, "હવે ગભરાવાની જરૂર નથી. અઠવાડિયામાં તો મદ્રાસ પાછા ફરી શકશો." બે દિવસ સુધી સૌ કોઈ આ સમાચારના આનંદમાં મસ્ત રહ્યા: પરંતુ ત્રીજે

દિવસે જ્યારે દાક્તરે કહ્યું કે પંદર દિવસ સુધી વધારે બોલવા ન દેશો ત્યારે એ આનંદ ઊડી ગયો.

છેલ્લા બે દિવસથી સૌનો વિશ્વાસ ડગવા માંડ્યો હતો. સૌને થયું કે મદ્રાસના પ્રસિદ્ધ દાક્તરને બોલાવવા જોઈએ. કારમાં તેમને લઈ આવતાં વધારે વખત લાગે તેમ હતું. એથી એમ નક્કી કરવામાં આવ્યું કે વિમાનમાં તેમને લઈ આવવા. ગામથી ત્રણ માઈલ દૂર વિમાન ઉતારી ત્યાંથી કારમાં લાવી શકાય. નક્કી કર્યા પ્રમાણે તેઓ બીજા દિવસે સવારે વિમાનમાં આવી રહ્યા હતા.

કૂતરાના રુદનથી ભાન થઈ ગયું હતું કે દાક્તરના આગમન પહેલાં જ યમરાજા પધારશે. મુદલિયારનું મન ખૂબ ઝડપથી દોડવા લાગ્યું. તેમના મનમાં વારંવાર એ જ વિચાર ઊછળવા લાગ્યો, ''હવે વિશ્વાસને કોઈ સ્થાન નથી, હવે વિશ્વાસને કોઈ સ્થાન નથી.''

3

મુદલિયારે જ્યારે શરૂ શરૂમાં વેપાર કરવા માંડ્યો હતો ત્યારે તેઓ ભગવાનના પાકા ભક્ત હતા. પાછળથી તેઓ નાસ્તિક નહોતા બન્યા; પરંતુ ભાવિવભોર થઈને તેઓ ભગવાનનું સ્મરણ-ચિંતન ન કરી શક્યા. ભગવાન નામનો શબ્દ કોણ જાણે કેવી રીતે એમની ભાવનાઓથી અળગો થઈ ગયો! ઘરમાં પર્વ, તહેવાર, ઉત્સવ વગેરે પ્રસંગે જે પૂજાપાઠ થતાં હતાં તેમાં તેઓ ભાગ લેતા હતા અથવા ભગવાન સંબંધી કામ માટે કોઈ ધન માગે તો દાન આપતા હતા; પરંતુ આ બધાં કાર્યોમાં તેમનું મન લીન થતું ન હતું.

તેમણે જાતે વિચાર કરીને કે જાણીજોઈને આવી સ્થિતિ ઊભી કરી ન હતી. ધન નામની શક્તિ તેમના હૃદયમાં વસીને ફેલાતી જતી હતી, જેને લીધે બાકીની ભાવનાઓ ધીરે ધીરે બહાર નીકળવા લાગી હતી. તેઓ ખુદ આ વાત સમજી શક્યા ન હતા.

ગામ આવ્યા પછી જ્યારે તેમની હાલત ચિંતાજનક થઈ ગઈ ત્યારે ધન સંબંધી આ ભાવનાને બળપૂર્વક ઠેલીને કેટલીયે વાતો તેમના મનમાં જાગી. તેઓ વિચારવા લાગ્યા કે તેમના મૃત્યુ બાદ તેમની ધન-સંપત્તિ અને વેપારનું શું થશે? તેમને થયું કે આ બાબત તેમણે જલદી નિર્ણય કરવો પડશે. તેમણે પુત્રોને બોલાવ્યા અને આ બાબત વાત કરી. તેમનો સાળો કંદસામી મુદલિયાર બોલ્યો, ''એ બધી બાબતની ચિંતા તમે હમણાં શા માટે કરો છો? અમે મદ્રાસના પ્રસિદ્ધ દાક્તરને તેડ્યા છે. અઠવાડિયામાં તો તમે મદ્રાસ પાછા જઈ શકશો. ત્યાં ગયા પછી વિચાર કરીશું કે આગળ શું કરવું?'' સાળાના આ શબ્દો અત્યંત સુખદાયક લાગ્યા. પોતાના મરણ પછી ધનના ભાગ કેવી રીતે પાડવા, એ બાબત વિચાર કરતાં

કરતાં મુદલિયાર પોતાના ભાવિ જીવન વિશે વિચાર કરવા માગતા હતા. જ્યારે તેમને કહેવામાં આવ્યું કે ધનસંપત્તિના ભાગ બાબત હમણાં કોઈ ઉતાવળ કરવાની જરૂર નથી ત્યારે તેમને થયું કે બીજા વિષય બાબત પણ ચિંતન કરવાનું ઉચિત નથી; પરંતુ એક વાતની ગાંઠ તેમણે વાળી લીધી હતી કે આ વેળાએ સાજા થયા પછી પરલોકમાં પોતાનું સ્થાન સુરક્ષિત રાખવાને જે કંઈ કરવું પડે તે જરૂર કરી લેશે.

પરંતુ કૂતરાના રુદનનો અવાજ સાંભળી તેમને ભાન થઈ ગયું કે તેમને પોતાના નિશ્ચયને અમલમાં મૂકવાનો અવસર નહિ મળે. મુદલિયાર ઉદ્વિગ્ન થઈ ગયા. તેમને થયું કે આ જીવનમાં ભગવાનની જેટલી પૂજા-આરાધના કરવી જોઈએ એટલી કર્યા વિના જીવનલીલા સંકેલી લેવાને તૈયાર થવું એ સરાસર અન્યાય છે. તેમણે અંતર્યામી પ્રભુને આ વાત કહી. તેમણે આજીજી કરી, ''ભગવાન! ફક્ત એક જ અવસર આપો.'' તેમણે કહ્યું, ''એ માટે તમે જે મૂલ્ય માગશો તે હું આપીશ. આ બધું ધન મારું કમાયેલું છે. એમાંથી તમારે જેટલા લાખ જોઈએ તેટલા આપી દઈશ.'' ભગવાને કોઈ જવાબ ન આપ્યો. મન બોલી ઊઠ્યું, ''કૂતરો કહી રહ્યો છે કે યમરાજ ગામની સીમામાં પ્રવેશ કરી ચૂક્યા છે.'' વારંવાર આ વિચાર તેમના મનમાં ઊઠવા લાગ્યો.

તેમનું મન એક જ છલાંગમાં યમરાજાના દરબારમાં પહોંચી ગયું. ''ફક્ત એક વર્ષનો સમય આપી દો. ત્યાં સુધી જે કાંઈ કરવાનું હશે તે બધું કરી લઈશ. ભગવાનની ઉપાસના માટે મારે એક વર્ષનો સમય પૂરતો છે'', એમ વિચારી આ માટે તેમણે પ્રભુને પ્રાર્થના કરી; પરંતુ તેમની પ્રાર્થનાનો કોઈ જવાબ ન મળ્યો.

''યમરાજા આવી ગયા છે. તેઓ ખાલી હાથે પાછા નહિ ફરે. હાય! મારે બદલે બીજું કોઈ એમની સાથે જવાને માની જાય તો... હા, એમને ખાલી હાથે નહિ જવું પડે. કોઈ એમની સાથે જવાને તૈયાર થઈ જાય તો તેના કુટુંબને હું બે લાખ રૂપિયા આપીશ'', એવો વિચાર તેમના મનમાં થયો.

તેમણે આંખો ખોલી. જોયું તો સામે કંદસામી મુદલિયાર, એમની પત્ની, પુત્રો - સૌ કોઈ માથું ઢાળીને ચિંતિત નજરે તેમના ભણી જોઈ રહ્યાં હતાં. કંદસામી મુદલિયારને જોઈને તેમના હોઠ હલ્યા પણ અવાજ ન નીકળ્યો. કંદસામી મુદલિયારે નીચા વળીને પોતાના કાન મુદલિયારના હોઠ પર ધરી દીધા.

અરુણાચલ મુદલિયાર બોલ્યા, ''મારી ચૅકબુક મંગાવો'', કહી તેમણે આંખો બંધ કરી.

પાંચ મિનિટ વીતી ગઈ. મુદલિયારને લાગ્યું કે ગામમાં રોકાઈ ગયેલા દાક્તરે

તેમની નાડી તપાસી છે. દાક્તરના ચહેરા પર પ્રશ્નચિહ્ન કેમ જણાય છે? જગદીશન ગભરાયેલા સ્વરે ચુપચાપ દાક્તરને શું પૂછી રહ્યો છે?

દાક્તરે સોય ભોંકી. તેમને થયું કે દવાની અસર તેમના જમણા હાથમાં થઈને હૃદય ભણી ઝડપથી વધી રહી છે. જુઓ, જુઓ, હૃદયમાં પણ થઈ રહી છે. ત્યાંથી ફેલાઈને એ આખા શરીરમાં પ્રસરવા લાગી છે.

મુદલિયારમાં કંઈક શક્તિ આવી. દાક્તરે ફરીથી તેમની નાડી તપાસી. તેમણે કહ્યું, ''એક કલાક સુધી એમને આમ જ પડી રહેવા દો. મારે માટે વરંડામાં એકાદ આરામખુરશી ગોઠવો. હજી એક ઇન્જેક્શન આપવાનું છે.''

કંદસામી મુદલિયાર ચેકબુક લઈ આવ્યા હતા. તેમણે કહ્યું, ''દાક્તરસાહેબ! એમણે ચેકબુક માગી હતી.''

''હમણાં રહેવા દો. ઊઠીને પાછા માગે તો જોયું જશે. ઇન્જેક્શનથી થોડીક શક્તિ આવી છે. હમણાં એમને તંગ કરવાથી પાછી ક્ષીણ થઈ જશે'', કહી દાક્તર સાહેબ બહાર ચાલી ગયા. અરુણાચલ મુદલિયાર આંખો મીંચીને આ બધી ક્રિયાને પ્રશ્નભરી નજરે જોઈ રહ્યા હતા.

''ઇન્જેક્શનથી શક્તિ આવી છે. મને પણ એમ લાગે છે ...યમરાજાને મારી પાસે આવતાં હજી એકાદ કલાકની વાર છે. ફરી એક ઇન્જેક્શન... અને એક કલાક વધારે મળશે. આ રીતે કાલ સુધી... પછી મોટા દાક્તર વિમાનમાં આવશે... ના, આ બધું ખોટું થાય છે. ઇન્જેક્શનના ભરોસે હું નહિ રહી શકું. ઇન્જેક્શનમાં યમરાજાનો સામનો કરવાનું જોર છે? મારે બદલે યમરાજા સાથે જવા તૈયાર થનાર વ્યક્તિના પરિવારને એક ચેક આપીશ... સાળાને કહેવાથી બધું થઈ જશે.''

અરુણાચલ મુદલિયારના હોઠ હાલ્યા. તેમની આંખો બંધ હતી. તેમનો અવાજ સંભળાયો નહિ. જગદીશને પિતાની પાસે જઈ, ઝૂકીને તેમની વાત સાંભળવાનો પ્રયાસ કર્યો. પછી સીધા થઈને ધીમે સ્વરે મામાને કહ્યું, ''કોણ જાણે કેમ, તેઓ 'બે લાખ રૂપિયા' એમ બોલી રહ્યા છે.'' તે ખૂબ ઉત્કંઠાથી મુદલિયારના હોઠો પુનઃ હાલે તેની પ્રતીક્ષામાં ઊભો રહ્યો. પરંતુ તેમના હોઠ ફરી હાલ્યા નહિ.

અરુણાચલ મુદલિયારનો પોતાના શરીર પર સહેજે કાબૂ રહ્યો ન હતો. તેમને લાગતું પણ હતું કે તેઓ પોતાના શરીર પાસે પોતાની મરજી મુજબ કામ લઈ શકતા નથી.

એક કલાક બાદ બે ઇન્જેક્શન લગાવવામાં આવ્યાં એવો ભાસ પણ તેમને થયો. દરેક વખતે તેમને થતું કે દવાની અસર પૂરા શરીરમાં ફેલાઈ જાય છે; પરંતુ શરીર પર પોતાનો કાબૂ નથી.

બીજી વાર ઇન્જેક્શનની મદદ વડે દવાને શરીરમાં પહોંચાડ્યા બાદ દાક્તરે

નાડી તપાસી અને કહ્યું, "નાડીના ધબકારા હવે બિલકુલ ઠીક સંભળાય છે. હવે ગભરાવાની જરૂર નથી. તેમ છતાંય હું અહીં બહાર બેઠો છું." દાક્તરના આ શબ્દો તેમણે સ્પષ્ટ રીતે સાંભળ્યા.

ત્યાર પછી એ ઓરડામાં કોઈ અવાજ ન સંભળાયો, એક-બે વાર ધીરેથી કોઈના ચાલવાનો અવાજ સંભળાયો. કોઈનો ધીમો અવાજ પણ સંભળાયો, "તમે જાવ ને આરામ કરો. હું અહીં બેઠો છું."

એ પછી ઓરડામાં નિઃસ્તબ્ધતા છવાઈ ગઈ. એ નિઃસ્તબ્ધતા કેટલી વાર રહી તેની ખબર ન રહી. એકાએક રાતની એ નિઃસ્તબ્ધતાને ચીરતો કોઈનો ચિત્કાર સંભળાયો, "હાય રે! હાય રે! એ આવી ગયો!" એ પછી અનેક ચિત્કારો સંભળાયા. પરંતુ મુદલિયાર એ ચિત્કારોને સાંભળી ન શક્યા.

"એ આવી ગયો? કોણ? એ જ! મારે બદલે બીજા કોઈ માણસની વ્યવસ્થા થઈ ગઈ? મેં કંદસામી મુદલિયારને કહ્યું હતું ને કે બે લાખ રૂપિયા આપીશું. માણસ મળી ગયો હશે? મેં એમ કેમ ન કહ્યું કે એટલી રકમમાં ન માને તો એથી વધારે આપતાં ખચકાશો નહિ, જેટલી માગે તેટલી આપી દેશો. અરે! આ શેનો શોરબકોર સંભળાય છે? એ શું યમરાજાનાં પગલાંનો અવાજ છે? બૈતી! મામાને બોલાવ. માણસ મળી ગયો? તમે એને કહ્યું કે બે લાખનો ચૅક આપી દઈશું? દાક્તરસાહેબ! નાડીની ગતિ બરાબર છે ને? બસ, એક વર્ષ વધારે જીવવું છે. મારા બદલે કોઈ માણસની વ્યવસ્થા તેં કરી લીધી છે? એના કુટુંબને હું બે લાખ રૂપિયા આપનાર છું."

મુદલિયારનું મન કાવેરી નદીના જળમાંનાં વમળની જેમ ઝડપથી ઘૂમવા લાગ્યું. વારંવાર તેમના મનમાં એ જ વિચાર ઘૂમી રહ્યો હતો - "બે લાખ રૂપિયા... મારે બદલે બીજો એક માણસ... એક વર્ષનો સમય."

દૂરથી આવતા જોરજોરના અવાજે તેમની વિચારધારા તોડી નાખી. વિચાર કરવાનું છોડીને તેઓ પેલા દૂરથી સંભળાઈ રહેલા શબ્દોને સમજવાનો પ્રયાસ કરવા લાગ્યા. ગલીમાં અનેક લોકો દોડી રહ્યા હતા. તેઓ કોણ જાણે શેની બૂમો પાડતા હતા! તેમના ઘરના પણ કેટલાક લોકો જઈ રહ્યા હતા. તેઓ જે ઓરડામાં સૂતા હતા ત્યાં પણ હિલચાલ થઈ રહી હતી; પરંતુ સ્પષ્ટતાથી તેમને કંઈ ન સમજાયું. તેમને થતું હતું કે પોતાનું શરીર હવે બેકાબૂ થઈ ગયું છે. તેઓ વિચાર કરવા લાગ્યા કે કદાચ શરીરત્યાગ પૂર્વેની આ એક સ્વાભાવિક સ્થિતિ છે.

ગલીમાંથી કોઈના બોલ સંભળાયા. બોલ ખૂબ સ્પષ્ટ સંભળાઈ રહ્યા હતા. મુદલિયારે આતુરતાથી એ શબ્દો બરોબર સાંભળવાનો અને સમજવાનો પ્રયાસ

કર્યો.

"મુનિરત્નમ નાયડુને ઘેર ચોર ઘૂસી આવ્યા હતા. એ વખતે નાયડુ ઘરમાં ન હતા. એમની પત્ની અને બાળકો જ ઘરમાં હતાં. જ્યારે ચોર ઘરેણાંની પેટી ઉઠાવવાનો પ્રયાસ કરી રહ્યા હતા ત્યારે નાયડુની પત્ની જાગી ગઈ અને તેણે જોરથી બૂમો પાડી, 'ચોર! ચોર!' એક ચોરે છરો દેખાડી તેને ચુપ રહેવાનું કહ્યું. બાકી ચોર પેટી લઈને ચાલી ગયા.

"પરંતુ તેની બૂમ સાંભળીને આડોશપાડોશના લોકો દોડી આવ્યા. ઘરનું બારણું અંદરથી બંધ હતું. એથી પાડોશીઓ કંઈ કરી ન શક્યા.

"દક્ષિણ દિશાની ગલીના કેટલાક લોકો પણ બૂમ સાંભળી દોડી આવ્યા. નાયડુની મોટી બહેનનું ઘર એમના ઘરની બરોબર પાછળ હતું. એટલે નાયડુની મોટી બહેનનો છોકરો બેંગડસ્વામી ઘરની પાછલી બાજુએથી દોડતો દોડતો આવ્યો.

"એ જ વખતે જે ચોરે નાયડુની પત્નીને છરો બતાવી ડરાવી હતી તે જ ચોર દીવાલ કૂદીને નાસવાનો પ્રયાસ કરી રહ્યો હતો. બેંગડસ્વામીએ ઝપટ મારીને ચોરને પકડી લીધો. બન્ને વચ્ચે બાથંબાથા થઈ. બેંગડસ્વામીનો ચિત્કાર સાંભળી કેટલાક લોકો ત્યાં દોડી આવ્યા. લોકોને આવતા જોઈ ચોર બેંગડસ્વામીને છરો મારીને ભાગ્યો. લોકોએ ચોરનો પીછો પકડ્યો; પરંતુ ચોર હાથમાં ન આવ્યો.

"છરો બેંગડસ્વામીની છાતીમાં અડધો ફૂટ ઘૂસી ગયો હતો. છાતીમાંથી ધડ ધડ લોહી વહી રહ્યું હતું. કહે છે કે બેંગડસ્વામી ભાગ્યે જ બચે એમ છે." – આ શબ્દો સાથે બોલનારે વાત પૂરી કરી.

એ પછી બીજા માણસે પૂછ્યું, "દાક્તરસાહેબ! તમે છોકરાને તપાસ્યો હતો ને? એ બચી જશે કે નહિ?"

દાક્તર બોલ્યા, "હું ત્યાં પહોંચું તે પહેલાં જ છોકરાનો જીવ ચાલી ગયો હતો. છરાથી તેની છાતી ચિરાઈ ગઈ હતી." ત્રીજો માણસ બોલ્યો, "મરી ગયો બિચારો! હજી ગયે મહિને જ એનાં લગ્ન થયાં હતાં. ખૂબ સારો, ઈમાનદાર છોકરો હતો. ખૂબ હોશિયાર, ધૈર્યવાન હતો... મને કહેતો હતો કે હું પોલીસમાં ભરતી થવા માટે અરજી કરનાર છું. ઈન્સ્પેક્ટરની નોકરી માટે જરૂર એને રાખી લેવામાં આવત."

મુદલિયારને થયું કે શરીરમાં નવી જ શક્તિનો સંચાર થઈ રહ્યો છે. તેમની વિચારધારા નવી દિશા ભણી ઝડપથી દોડવા લાગી. મનમાં ને મનમાં એ બોલ્યા, "ઠીક થયું! તો કૂતરો મારા માટે નહોતો રડતો! યમરાજા પધારેલા જરૂર, પણ મારે માટે નહિ. મુનિરત્નમ નાયડુના ઘરની પાછલા ભાગમાં ઊભેલી વ્યક્તિને જોઈને જ કૂતરો રડી પડ્યો હતો. યમરાજાએ મારે માટે વિચાર પણ કર્યો નહિ

હોય.'' તેમણે આંખો ખોલવાનો પ્રયાસ કર્યો. કેટલા આશ્ચર્યની વાત હતી! આંખો સરળતાથી તરત ઊઘડી ગઈ. તેમનો અવાજ પણ ખૂબ સ્પષ્ટતાથી સંભળાયો. સાળો અને બન્ને દીકરા પલંગ પાસે દોડી આવ્યા. ''એમને પરસેવો વળી ગયો છે'' કહેતાં જગદીશને ટુવાલથી પિતાનું માથું લૂછવા માંડ્યું.

મુદલિયારે સાળાને કહ્યું, ''ચેક ફાડીને ફેંકી દેજો.''

સાળો બોલ્યો, ''હજી ચેક લખ્યો જ નથી. તમે તો મને ચેકબુક લાવવાનું જ કહ્યું હતું.''

અરુણાચલ મુદલિયાર વચ્ચે જ બોલી ઊઠ્યા, ''હજી સુધી ચેક લખ્યો નથી? તો ચેકબુક અંદર મૂકી દો.''

તેમણે એવા કોઈ વેપાર-ધંધામાં હાથ નહોતો નાખ્યો કે જેમાં નુકસાન જ નુકસાન થવાનો સંભવ હોય.

5

# ચેતનાને દ્વાર

**- મોની**

શેખર બોલ્યો, ''જરા પેલી છોકરીને તો જો.''

એની સાથે ચાલતા દોસ્ત કિટ્ટુએ હસતાં હસતાં એની વાતને સુધારીને કહ્યું, ''છોકરીને નહિ, છોકરીઓને.''

બન્ને જણા રેતાળ મેદાન પાર કરીને સમુદ્ર ભણી જઈ રહ્યા હતા. લોકો આમતેમ બેઠા હતા. સાંજના આછા પ્રકાશમાં તેઓ ખૂબ સુંદર દેખાતા હતા. તે દિવસે સમુદ્રકિનારે ખૂબ ભીડ ન હતી. થોડેક દૂર સમુદ્રનાં પાણીમાં પગ બોળીને ત્રણ છોકરીઓ બેઠી હતી. ત્રણે જણી આ બન્ને જણ તરફ સંકેત કરતાં કંઈક વાત કરી રહી હતી. તેમની તરફ જોતાં અને દોસ્ત કિટ્ટુ સાથે વાતો કરતાં કરતાં શેખર ફરી બોલ્યો, ''છોકરીઓને જોવાની મને આદત નથી. હું તો પેલી છોકરી વિશે કહી રહ્યો છું.'' શેખરે આંખો વડે જે છોકરી ભણી ઇશારો કર્યો હતો તે ત્રણમાંથી કઈ છોકરી છે તેની કિટ્ટુને ખબર ન પડી. શેખર ગામના જીવનથી કંટાળી થોડા દિવસો માટે શહેરમાં આવ્યો હતો. એની વાતો એનો બાળપણનો દોસ્ત કિટ્ટુ પણ ક્યારેક ક્યારેક સમજી શકતો ન હતો. છેલ્લા કેટલાક દિવસથી કિટ્ટુને શેખરનું વર્તન પણ વિચિત્ર લાગતું હતું.

''તું કંઈ છોકરીની વાત કરી રહ્યો છે? મોંમાંથી નીકળી પડતા દાંતને મુશ્કેલીથી મોંમાં રોકવાનો પ્રયાસ કરતી છોકરી વિશે... કે પોતાના વાંકડિયા વાળને ઊડતા રોકવાને જેણે કસીને બે ચોટલા બાંધ્યા છે... કોની વાત કરી રહ્યો છે?'' કહેતાં કહેતાં કિટ્ટુ ચુપ થઈ ગયો. એની વાતોમાં ઉપહાસ હતો. છોકરીઓનું આ વર્ણન એમના ખરેખરા રૂપને સ્પષ્ટ કરનાર ન હતું. ઉપર ઉપરથી કહેવામાં આવેલી આ વાતોનો હેતુ સાંભળનારને હસાવવાનો હતો.

ત્રીજી છોકરીનું વર્ણન કરવાને કલ્પના ન દોડતાં અથવા એને અંગે અનુરૂપ

શહેરી ઢબની કોઈ ઉપમા શોધી ન શકતાં કિટ્ટુ ચુપ થઈ ગયો.

શેખર બોલ્યો, ''કિટ્ટુ, તેં જે છોકરીઓ તરફ ઇશારો કર્યો છે એમને મેં જોઈ લીધી છે. હું એમની વાત નહોતો કરી રહ્યો. હું એમને જોઈ પણ નહોતો રહ્યો. હવે તું કહે કે એ બન્ને વચ્ચે બેઠેલી છોકરીને જોઈ તારા મનમાં કેવા વિચારો જાગે છે? શહેરી ભાષામાં વર્ણન ન કરી શકે તો તમિલ પંડિતોની ભાષામાં એનું વર્ણન કરવાનો પ્રયાસ કર...''

કિટ્ટુ બોલ્યો, ''ના ભાઈ, મારાથી નહિ થાય. હું પ્રયત્ન પણ નહિ કરું. મેં તમિલ ભાષા સરખી શીખી પણ નથી.''

શેખર બોલ્યો, ''એ તેં સારું કર્યું. નહિ તો તું લેખો લખીને કે ભાષણો આપીને પાગલ થઈ જાત... સારું થયું કે તું તમિલ સારી પેઠે ન શીખ્યો. હં, તો હું કંઈ કરી રહ્યો હતો અને તેં બીજી કોઈ વાત છેડી અને મારી વાત બદલી નાખી. ખેર, જવા દે. તું એ છોકરીને જો તો ખરો. એને જોઈને તારા મનમાં કેવા વિચારો જાગે છે? મને જોવા દે કે તારી ઉપમાઓ, તારી વાતો, એને બરાબર બેસે છે કે નહિ.'' એટલે કિટ્ટુએ એ છોકરીને ધ્યાનથી જોઈ. એ છોકરીમાં એને કોઈ વિશેષતા નજરે ન ચડી. એનું રૂપ, આકાર સુંદરતા, આકર્ષણશક્તિ જોઈને એને આશ્ચર્ય થયું. એનું સૌન્દર્ય અવર્ણનીય હતું. નિષ્કર્ષ એ કે એ છોકરી એક એવી સજીવ મૌન પ્રતિમા જેવી જણાતી હતી કે એક વાર જોયા પછી ભૂલી જ ન શકાય કે ફરી પાછા તેની તરફ જોયા વિના રહેવાય જ નહિ. જોનારના મનમાં જાગતી સઘળી કલ્પનાઓ જાણે એ છોકરી માટે યોગ્ય હતી. આવી સુંદર છોકરી પણ પૃથ્વી પર હોય છે એમ વિચારી કિટ્ટુ આશ્ચર્ય પામ્યો અને એને જોતો જડવત્ ઊભો રહ્યો. એને સચેત કરવાને જાણે શેખરે એને ખભા હલાવી ઢંઢોળ્યો અને બોલ્યો, ''આવી છોકરી મેં બીજે ક્યાંય જોઈ નથી - એમ વિચારીને તું ચકિત થઈ જડવત્ ઊભો છે. તારા મનમાં સઘળા પ્રકારની કલ્પનાઓ ક્યાંથી જાગી શકે? મેં ક્યારેક, ક્યાંક, કોઈ રૂપ જોયું હતું. એ રૂપ મનની ભીતર છુપાઈને પડ્યું છે. આંખો આતુરતાથી એ રૂપને શોધી રહી છે. એને જોઈને મનમાં એક જ વિચાર થાય છે - એ જ છે એ રૂપ. મનની પ્રસન્નતા આંખોમાંથી જ નહિ, ચહેરામાંથી પણ વ્યક્ત થાય છે. કોઈના વિચિત્ર રૂપને જોઈને ચકિત ન થતાં પણ આપણે આનંદિત થઈએ છીએ. હું તને સ્પષ્ટ રીતે કંઈ સમજાવી શકતો નથી, એ માટે મારી પાસે વખત પણ નથી...'' કહેતાં શેખર થોડી વાર માટે ચુપ થઈ ગયો. પેલી છોકરીને એક વાર ફરી જોઈને તે બોલ્યો, ''એ છોકરીને આ રીતે નિહાળતાં, એ તારા કલ્પનાજગતમાં જ નહિ, પરંતુ તારા શરીરની એકએક નસમાં, હૃદયના એક-એક ધબકારમાં

એ વસી જશે...''

કિટ્ટુ કરુણ સ્વરે બોલ્યો, ''શેખર, હું તારી બુદ્ધિની ઉર્વરતા અને ભાવનાની તીવ્રતા વિશે જાણું છુ. કલ્પના કરતાં કરતાં તું ભાવનાના પ્રવાહમાં તણાઈ જાય છે. આ રીતે ભાવનાના પ્રવાહમાં વહેતાં વહેતાં તું ક્યાં પહોંચી જશે, તે હું કહી શકતો નથી...''

''કિટ્ટુ, તું સાચું કહે છે... કેટલાક દિવસથી મને કંઈ સમજાતું નથી. તું સુશીલાને સારી પેઠે ઓળખે છે. મારું પરમ સૌભાગ્ય કે એ પત્ની તરીકે મને મળી છે; પરંતુ સુશીલા પણ - જે ભૂલથી આ દુનિયામાં પેદા થઈ છે - મને પતિરૂપે મેળવી ભાગ્યશાળી થઈ છે. જ્યારે જ્યારે એને જોઉં છું ત્યારે ત્યારે મનમાં કોણ જાણે કેવા વિચારો આવે છે! પતિ તરીકે મારી પત્નીને જોતાં, કોણ જાણે કેમ, મને અસીમ આનંદ થાય છે. થોડા દિવસોથી એના પ્રત્યે મારા પ્રેમની જાણે કોઈ સીમા જ રહી નથી. મનમાં એક પ્રકારનો ડર પણ જાગે છે... પણ એને ડર કહેવાનું કદાચ યોગ્ય નહિ ગણાય. મનમાં એક કૃત્રિમ ભયની ભાવના જાગે છે - એ ભાવનામાં જાણે કોઈ આકર્ષણ છે, જે મને પોતાની તરફ ખેંચે છે, તો દૂર દૂર ભગાડે પણ છે. આ બધાની જવાબદારી મારી પત્ની સુશીલાની છે... ઘરનું કામ કરતાં મોટે ભાગે ખિજાઈ ઊઠું છું. અહીં ચાલી આવવાથી દિલ કંઈક હળવું થઈ જશે એમ ધારી અહીં આવ્યો છું. અહીં પણ છોકરીઓ નજરે પડતાં મને લાગે છે કે જાણે હું સુશીલાને જોઈ રહ્યો છું.'' હજી દસ ડગલાં પણ તેઓ ચાલ્યા નહિ હોય ત્યાં શેખરે આટલું બધું ઝડપથી કહી દીધું. એ ઝડપની પાછળ એને એક સ્થિરતા પણ જણાઈ. હસતાં હસતાં શેખર બોલ્યો, ''હું બબડી રહ્યો છું... એથી તું માઠું ન લગાડીશ... પેલી છોકરી... જે વચ્ચે બેઠી છે તેને વિશે કહી રહ્યો છું. હું કહેતો હતો ને કે છેલ્લા કેટલાક દિવસથી સુશીલાને જોતાં મને વિચિત્ર અનુભૂતિ થાય છે. આ છોકરીને જોતાં મને એ અનુભૂતિ કંઈક સ્પષ્ટ થતી લાગે છે. એ અનુભૂતિને સ્પષ્ટરૂપે હું સમજી શક્યો નથી. એની ચર્ચા હું તારી આગળ કરી રહ્યો હતો. તું મારી સ્થિતિ સમજી ગયો હશે. તારા સિવાય જો આવી વાતો બીજા કોઈને કરું તો તે ન સમજી શકવાને લીધે, કદાચ મને 'નીચ' કહે. એની ભણી જો... એના સૌન્દર્યમાં કેટલું આકર્ષણ છે! - જે બસ, આપણને એની તરફ ખેંચી લે છે. એ અવિવાહિત કન્યા છે. નારીત્વનાં દર્શન એનામાં થઈ શકે છે. તું જાણે છે કે નારીત્વ એક પ્રચંડ શક્તિ છે? નારીએ કોઈ પુરુષની પત્ની બનવું પડે છે. વિશાળ ચિત્રફલક પર અંકિત થનાર નારીત્વને, પતિ, વિધિના વિધાનરૂપ ચોકઠામાં જકડેલા લઘુ ચિત્રપટ પર અંકિત, પત્નીની પ્રતિછબિમાં જોઈને પ્રસન્ન

થવાનો પ્રયાસ કરે છે. એમાં વ્યાપક નારીત્વનાં દર્શન થતાં એને ભયની અનુભૂતિ થાય છે.'' એ પછી શેખરે હસતાં હસતાં કિટ્ટુને પૂછ્યું, ''કેમ કિટ્ટુ, તારી પત્નીને જોઈને તું કદી ભયભીત થયો છે?''

તેઓ વાતો કરતાં કરતાં પેલી છોકરીઓ પાસે પહોંચી ગયા. તેમની વાતો છોકરીઓએ કદાચ સાંભળી લીધી હશે એમ ધારીને તેમણે વાતચીત બંધ કરી દીધી. તેઓ ચુપ થઈ જતાં જ મધુર વાર્તાલાપનો પેલો ધ્વનિ કે જે તેમની વાતોમાં દબાઈ ગયો હતો તે સંભળાવા લાગ્યો. વાતચીત કરી રહેલી છોકરીઓએ પણ એ બે જણને પોતાની નજીક જોઈને તેમની જેમ વાતો કરવાનું બંધ કરી દીધું. પ્રત્યેકના મનમાં શંકા હતી કે બીજાએ કદાચ તેમની વાતો સાંભળી લીધી છે. એથી હસતાં હસતાં વારંવાર તેઓ ત્રાંસી નજરે જોવા લાગ્યાં. જ્યારે બે વ્યક્તિઓના મનમાં એક જ સમયે એક જ ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે અણજાણે એ જ સમયે એમની વચ્ચે જાણે એક કોમળ સંબંધ સ્થપાઈ જાય છે. એ સંબંધ ભાવિ પરિસ્થિતિઓને અનુરૂપ ક્યારેક સુદૃઢ થાય છે, તો ક્યારેક તૂટી જાય છે. તે બીજી અનેક રીતે પણ વ્યક્તિને પ્રભાવિત કરવાની ક્ષમતા ધરાવે છે.

બીજે દિવસે બપોરના લગભગ એકાદ વાગ્યે કૉફી પીવા શેખર હોટલ ભણી જઈ રહ્યો હતો. ત્યાં શેખરે પેલી છોકરીને હોટલની બહાર ઊભેલી જોઈ. બન્ને આશ્ચર્યથી એકબીજાની સામે જોઈ રહ્યાં અને પછી એકાએક હસી પડ્યાં.

શેખરે એ છોકરી તરફ જોતાં અને હસતાં પૂછ્યું, ''તમે...?'' તેણે પણ પૂછ્યું, ''તમે?'' અને પછી બોલી, ''આ કંઈ સાંજનો વખત નથી, દરિયાકિનારો પણ નથી કે વાતચીત કરીને વખત પસાર કરી શકાય.''

શેખરે કહ્યું, ''હા, તમારી વાત સાચી છે... ચાલો, કૉફી પીને જજો.''

છોકરી બોલી, ''હમણાં ઇચ્છા નથી. ફરી કોઈ વાર.''

એણે માથું હલાવતાં કહ્યું, ''અચ્છા, સાંજના મળીશું.''

છોકરી જલદી જલદી ત્યાંથી ચાલી ગઈ. તેના ગયા પછી શેખર ત્યાં ગુમસૂમ થોડી વાર ઊભો રહ્યો. એને લાગ્યું કે એણે એક મધુર સ્વપ્ન જોયું છે.

તે દિવસે સાંજે શેખર એકલો જ દરિયાકિનારે ગયો. થોડે દૂર ઊભા રહીને એણે જોયું કે પેલી છોકરીઓ ગઈ કાલની એ જ જગાએ બેસીને ગપ્પાં મારી રહી છે. તેમની પાસે પહોંચતાં જ એણે, ''ખૂબ વાર...'' કહીને વાત શરૂ કરી. થોડી વાર બાદ ફરી પાછો બોલ્યો, ''અહીં આવ્યે ખૂબ વખત થઈ ગયો કે શું?'' છોકરીઓને આશ્ચર્ય થયું. પણ પેલી છોકરી બોલી, ''હા, થોડી વાર થઈ ગઈ.'' શેખર તેમનાથી થોડુંક અંતર રાખીને બેસી ગયો. પેલી છોકરી આમતેમ જોતી ભાવનાશૂન્ય સ્વરે બોલી, ''આજે બપોરના હું એમને શહેરમાં મળી હતી.''

બન્ને છોકરીઓ એકબીજાની નિકટ એવી રીતે બેસી ગઈ કે જાણે દોરડીથી બાંધી દીધી છે. પછી અવારનવાર એ બન્નેને જોવા લાગી.

ભાનુ, સુશીલા, સુમતિ - ત્રણે સમૃદ્ધ અને માનમર્યાદાવાળાં કુટુંબોની છોકરીઓ હતી. ભણવાનું પૂરું થઈ ગયા પછી કદાચ એમને અને એમનાં માતા-પિતાને સમજાયું નહિ કે હવે આગળ શું કરવું. સાંજનો સમય પસાર કરવાને દરિયાકિનારે જઈ વાતો કરતાં કરતાં વખત પસાર કરવાની એમને ટેવ પડી ગઈ હતી. શેખર એમની ગોષ્ઠિમાં જોડાયો અને સાંજની વાતચીતમાં ભાગ લેતો થયો એથી એમનો સમય સરળતાથી પસાર થવા લાગ્યો. શેખરની વાતો મઝેદાર હતી. એનો સ્વભાવ પણ સૌને ગમી ગયો હતો. ત્રણેના મનમાં અણજાણે જ શેખર પ્રત્યે પ્રેમભાવ જાગ્રત થતો ગયો. થોડા દિવસના પરિચયમાં જ શેખર ત્રણેનો ઘનિષ્ઠ મિત્ર થઈ ગયો. હજી સુધી તેમણે ન તો પરસ્પર એકબીજાનો પરિચય પ્રાપ્ત કર્યો હતો કે ન તો નામઠામ પૂછ્યાં હતાં. જોકે પ્રથમવાર મળતાં આવી વાતચીત કરવાનો ખ્યાલ રહેતો નથી તો કાળાંતરે, થોડાં પરિચિત થઈ ગયા પછી, એકબીજાનો પરિચય કરવા બાબત પ્રશ્નો પૂછવાનું અસંગત લાગે છે.

એક દિવસ શેખર કંઈક ગભરાયેલો જણાયો. એણે સુશીલાને કંઈ કહેવાનો પ્રયાસ કર્યો. ''સાંભળો... સુશીલા...'' બોલતાં ગભરાઈને એ થંભી ગયો અને શૂન્ય ભણી જોઈ રહ્યો. બાકી બન્ને છોકરીઓ એકબીજા સામે જોઈ રહી. તેમને ખૂબ નવાઈ લાગી હતી.

ભાનુએ હસતાં હસતાં શેખરને પૂછ્યું, ''તમારું નામ શું છે?'' જવાબમાં શેખરે પાછળ વળીને જોતાં કહ્યું, ''શેખર!'' પછી એણે પૂછ્યું, ''પેલી છોકરીનું નામ શું છે?'' એ છોકરી બોલી, 'હજી હમણાં તો મને સુશીલા કહી બોલાવી હતી.'' શેખર બોલ્યો, ''પણ હજી હમણાં સુધી તમારા નામની મને ક્યાં ખબર હતી?''

થોડી વાર પછી તે ધીરેથી બોલ્યો, ''તમે ઝૂલે ઝૂલો છો? હીંચકે ઝૂલતાં તમને આવડે છે? નાનપણમાં તમે લોકોએ એકબીજાને હીંચકે બેસાડીને ઝુલાવ્યાં હશે. ઝડપથી ઝૂલતી વ્યક્તિ, પાસે અને આઘેથી, અલગ અલગ રૂપે જણાય છે. જો ઝૂલા પર બેઠેલી વ્યક્તિ આપણને પાસે અને આઘેથી એક જ રૂપે જણાય તો એ ખેલ કેટલો મનોરંજક બની જાય છે! પહેલાં હું એક જ રૂપની બે વ્યક્તિઓને જાણે ઝુલાવતો હતો અને હવે એક જ નામની બે વ્યક્તિઓને ઝુલાવું છું...'' એટલું કહીને શેખર હસી પડ્યો. એનું હાસ્ય પણ આકર્ષક હતું. પાછો બોલ્યો, ''આટલા થોડા પરિચયમાં મેં આ રીતે અને આટલી સ્વચ્છંદતાથી વાત કરી તે માટે મને માફ કરજો. મારી ખૂબ પરિચિત અને સૌથી વધુ પ્રિય એક સ્ત્રીનું નામ સુશીલા છે. એટલે એ જાણીને કે તમારું નામ પણ સુશીલા

છે તેમ બન્નેનાં નામમાં અપૂર્વ સામ્ય જોઈને મારા મનમાં કોણ જાણે કેવા વિનોદપૂર્ણ વિચાર જાગી રહ્યા છે."

★

શેખરને ગામ છોડીને આવ્યાને એક મહિનો પસાર થઈ ગયો હતો. થોડા દિવસ માટે તે કિટ્ટુ સાથે રહ્યો. પછી પોતે પાછો ગામ જાય છે એવું બહાનું કાઢી કિટ્ટુને ત્યાંથી ચાલી આવ્યો. એક ધર્મશાળામાં રહેવાનું રાખી સમય પસાર કરવા લાગ્યો. શહેર છોડીને ગામ પાછા જવાની કદાચ શેખરની ઇચ્છા ન હતી. પરંતુ છેલ્લા કેટલાક દિવસથી એને રોજ ગામ યાદ આવતું હતું. રોજ સાંજે તે ત્રણે છોકરીઓને કહેતો હતો, "કાલે કદાચ હું મારે ગામ ચાલી જઈશ." પરંતુ બીજે દિવસે સાંજે તે દરિયાકિનારે તેમની સમક્ષ હાજર થઈ જતો.

એ દિવસે શેખરને થયું કે, 'આજે શેખર જરૂર ગામ ચાલી ગયો હશે' એમ માનનાર એ છોકરીઓ સમક્ષ હાજર થતાં જ તેઓ કેટલી આશ્ચર્ય પામશે? એ દિવસે રોજના કરતાં એ દરિયાકિનારે જલદી પહોંચી જવા ઇચ્છતો હતો. એક તરફ એને થતું કે એણે ગામ પાછા ચાલી જવું જોઈએ, તો બીજી બાજુ પેલી કન્યાઓ સાથે વાતચીત કરવાનો આનંદ એને શહેરમાં જ રહી પડવાને મજબૂર કરતો હતો. આ બે વિરોધી ભાવનાઓ વચ્ચે ઝોલાં ખાતાં શેખરને શું કરવું તે સમજાયું નહિ. અજ્ઞાનના અંધકારમાં, જ્ઞાનપ્રકાશથી, શૂન્ય ચેતનાના દ્વારે, શેખર ધક્કા ખાઈ રહ્યો હતો. નિદ્રા અને જાગરણ વચ્ચેની અવસ્થા - અર્ધચેતનાવસ્થામાં એ સાંસારિક ક્રિયાકલાપોને જોતો રહ્યો. એ અવસ્થામાં માયાથી ઘેરાયેલું આ વિશ્વ અને વિભિન્ન વસ્તુઓ વાસ્તવિક જણાય છે. નિદ્રામાં બધી વસ્તુઓ લુપ્ત થઈ જાય છે અને જાગ્રત અવસ્થામાં વ્યક્તિ એ બધી વસ્તુઓને ભૂલી જાય છે.

એ દિવસ શેખરે જેમતેમ કરીને પસાર કર્યો. સાંજે દરિયે જવા માટે શેખર રોજ કરતાં વહેલો જ બસસ્ટેન્ડ પર ઊભો રહ્યો. ત્યાં ખૂબ ભીડ હતી. ભીડમાં આગળ ન જઈ શકવાથી એ બસ ચાલી ગઈ. બસસ્ટેન્ડ છોડીને ચાલી જતી બસોને જોઈને એને લાગ્યું કે સંસાર એને એકલો છોડીને આગળ ચાલી રહ્યો છે. બસ દરિયાકિનારે પેલી છોકરીઓને નહિ ઉતારે - એમ વિચારતો હતો ત્યાં બીજી બસ પણ ઊપડી ગઈ. બન્ને કિનારે ઊભેલાં વૃક્ષો કે દૂરના બંગલાઓની પરવા કર્યા વિના, પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાયેલી એ સડક - ભૂમિ અને આકાશનું મિલનસ્થાન - ક્ષિતિજનો સ્પર્શ કરવાને લાંબી સાંકડી થઈને ખૂબ દૂર સુધી જઈ રહી હતી. સડકને કિનારે વૃક્ષો હતાં. બન્ને બાજુ નાનાંમોટાં રંગબેરંગી મકાનો અને બંગલાઓ એ વૃક્ષોની વચ્ચેથી ડોકિયાં કરતાં હતાં.

શેખરે જોયું કે સડકના કિનારા પરનાં વૃક્ષો એની જેમ વિસ્મય-વિમૂઢ થઈ જવાને લીધે આગળ વધી નથી રહ્યાં. મંદ મંદ ચાલતા પવનની લહેરોથી વૃક્ષોનાં ફૂલોનું ખરવું એને મોહક લાગ્યું. સામેના બંગલામાંથી કૂતરાનો ભસવાનો અવાજ આવ્યો. એનો પ્રતિધ્વનિ સાંભળીને જાણે બંગલા જ કૂતરારૂપે ભસી રહ્યા હોય એમ લાગ્યું. થોડેક દૂર એક નિર્જીવ તાડનું વૃક્ષ સીધું ટટ્ટાર ઊભું હતું. પોતાની ટોચ પર ઝંડો બાંધી 'રાજકીય' ખુશીમાં વૃક્ષનું નૃત્ય કરવાનું કેટલું ઉપહાસપૂર્ણ છે! પશ્ચિમ દિશામાં સૂર્ય અસ્ત પામી રહ્યો હતો. એનાં પીળાં કિરણોમાં ડૂબેલા સંસારે પીળાં વસ્ત્રધારી સંન્યાસીનું રૂપ ધારણ કર્યું હતું. શેખરના મનના ભાવો ભારે થઈ રહ્યા હતા. એ ભાવ અભિવ્યક્તિનો માર્ગ ન મળતાં અંદર ને અંદર જ ઘુમરાયા કરતા હતા. એના મુખ પર કઠોરતા હતી, પરંતુ હોઠ પર આછું હાસ્ય ખીલી રહ્યું હતું. જેમ મંદિરની મૂર્તિઓ આજના ભક્તોની કૃત્રિમ ભક્તિભાવનાને જોઈ વ્યંગ્યાત્મક હસે છે તેમ શેખર પણ મંદ મંદ હસતો શહેરીઓના કૃત્રિમ વ્યવહારને જોઈ રહ્યો હતો.

શહેરની સડકો પર કરુણ ચિત્કારો જેવા સંભળાતા શોર-બકોર પર ધ્યાન આપનાર કોઈ ન હતું. કારો ઝડપથી દોડતી જઈ રહી હતી. શરીરથી અલગ પ્રાણને પકડવાને, હાલતાં ચાલતાં મુડદાંની જેમ માણસો સડક પર ચાલી રહ્યા હતા. કેટલીક વ્યક્તિઓ પ્રાણ શરીરથી અલગ ન થાય એથી એને હાથથી પકડીને ભાગતી-દોડતી જઈ રહી હતી. સ્પષ્ટ-અસ્પષ્ટ ધ્વનિ, સ્પષ્ટ-અસ્પષ્ટ રૂપ અને નગરની દોડધામ જોઈને લાગતું હતું કે અહીં સર્વ કંઈ અસ્તવ્યસ્ત છે, અસ્પષ્ટ છે, વિખેરાયેલું છે. એ આકાર, એ ધ્વનિ, એ નામ, એ સ્વરૂપનો પરસ્પર સંબંધ અદૃશ્ય થઈ જતાં, એનું મન પ્રત્યેક વસ્તુની સ્વતંત્ર કલ્પનાઓ ન કરી શક્યું. શેખરને એ બધાંને એકબીજાથી અલગ કરીને જોવાનું મન ન થયું.

દૂર ક્યાંકથી સિનેમાના ગીતની મધુર ધૂન ઊંચા અવાજમાં સંભળાઈ રહી હતી. એક ચાવાળો પોતાની 'ગરમ ચા'ની બૂમો પાડી રહ્યો હતો. એ શોર નવીન સંસ્કૃતિનો શોર હતો. શેખર બસ ચાલી ગયાની ફિકર કર્યા વિના ત્યાં ઊભો ઊભો આમતેમ જોઈ રહ્યો હતો. એને થયું કે વિશ્વમાં નુકસાન થઈ રહ્યું છે. વિશ્વ અનેક પ્રકારના શોરબકોરમાં ઘસાઈ રહ્યું છે. શક્તિ - જનશક્તિના મૂળ ધનથી આ વિશ્વનો વેપાર શરૂ થયો. કાળાંતરે સમાજમાં અનેક પરિવર્તનો થયાં અને જનતાનું મૂલ્ય ઓછું થતું ગયું. આ વેળાએ સંસારને નુકસાન થઈ રહ્યું છે. એ ખોટમાં પેલું મૂળ ધન પણ જાણે ખોવાઈ રહ્યું છે.

શેખર દરિયાકિનારે જલદી પહોંચવા માગતો હતો, પરંતુ એ દિવસે રોજના કરતાં એ ત્યાં મોડો પડ્યો. દૂરથી જ એણે જોયું કે પેલી છોકરીઓ રોજને

સ્થાને બેસી વાતો કરી રહી છે. તેમની પાસે પહોંચતાં જ ભાનુએ કહ્યું, ''કેમ શેખર, આજે ઘણું મોડું થઈ ગયું... ગામડેથી જ સીધા તો આવ્યા નથી ને?'' સુશીલાએ ધીરેથી કહ્યું, ''આજે ગામ ન ગયા?'' એનું વાક્ય 'કહેનારની દૃષ્ટિએ પ્રશ્ન અને સાંભળનારની દૃષ્ટિએ એક વિસ્મયસૂચક વાક્ય' પ્રતીત થતું હતું. ભાનુ બોલી, ''કોઈના બોલાવ્યા વિના ગામ કેવી રીતે જવાય'' શેખર બોલ્યો, ''ઘરવાળા જાણતા નથી કે હું અહીં શહેરમાં છું.''

''ઓહ! તો શેખર ગુસ્સે થઈ ઘરવાળાને કહ્યા વિના અહીં આવ્યા છે'', કહી ભાનુ જોરથી હસી પડી.

શેખરે સુશીલા ભણી જોતાં દીન સ્વરે પૂછ્યું, ''કેમ સુશીલા, ભાનુ જૂઠું બોલી રહી છે ને?''

સુશીલા ખિન્ન સ્વરે બોલી, ''મને શું ખબર, શેખર... આજ તમારી વાતો રોજના જેવી નથી. આજ તમે કંઈક ઉદાસ લાગો છો.''

કેટલાક દિવસથી સુશીલાને શેખરની વાતો અટપટી લાગે છે. એને ખબર નથી કે એની બહેનપણીઓને શેખરની વાતો કેવી લાગે છે. ક્યારેક ક્યારેક એને શેખરની વાતો સારી લાગતી નથી. ક્યારેક પોતાની અતિ-સજાગતાને કારણે શેખરને પણ આ છોકરીઓ સાથે વાતો કરવાનું યોગ્ય લાગતું નથી. ક્યારેક એમની વાતચીત શાંતિદાયક અને ગંભીર વિચારોથી સભર અને આકર્ષક લાગે છે. છેલ્લાં એક-બે દિવસથી સુશીલાને શેખરની વાતો સાંભળી લાગ્યું કે શેખર ખૂબ સજાગ છે અને ગભરાયેલો છે. એનું કારણ શોધતાં સુશીલાને સમજાયું નહિ કે પોતાના મનમાં શેખર પ્રત્યે કેવો ભાવ છે? આ રીતે વિચાર કરી કરીને એ થાકી જતી અને ક્યારેક ક્યારેક એને દુઃખ પણ થતું હતું.

પોતાનું ગામ, પત્ની અને બાળકોને છોડીને આ રીતે શહેરમાં શેખર એકલો રહે એ હકીકત છોકરીઓને ગમી નહિ. તેઓ જાણતી હતી કે તેમના પિતા તેમને માટે યોગ્ય વરની તપાસ કરી રહ્યા છે. પત્ની પોતાના પતિ માટે ચિંતા કરે, આગમનની પ્રતીક્ષા કરે, પણ એક વિવાહિત કન્યા એક અજાણી વ્યક્તિની ચિંતા અને પ્રતીક્ષા કરે તેમાં ઘણો ફેર હોય છે. કન્યા અને પત્ની - આ બન્ને રૂપમાં, એમની દશા ભિન્ન ભિન્ન હોય છે. નારીરૂપે એમ કરવું ઠીક જણાય છે. શેખરનું ગામ પાછા ન ફરવું અને એની પત્ની એની પ્રતીક્ષા કર્યા કરે - આ હકીકત એમને ગમી નહિ. તેઓ વિચારવા લાગી કે શેખર શહેરમાં રહીને અનુચિત કામ કરી રહ્યો છે. ક્યારેક ક્યારેક સુશીલાને થયું કે શેખર ગામ પાછો જતો નથી તેનું કારણ પોતે જ છે. પોતાને સામે ઊભેલી જોઈને અને પોતાની સાથે વાચતીત કરીને શેખરને એક પ્રકારનો આનંદ મળે છે; એટલે

જ તો કદાચ શેખર પોતાને ગામ પાછા જવાને તૈયાર થતો નથી. સુશીલા પોતાના મનને વશ ન રાખી શકી. મનમાં ઊઠતા વિચારોને તે સમજી ન શકી. એનું મન એક વિચાર પર એકાગ્ર થાય તે પહેલાં જ કૂદીને બીજા વિચાર પર પહોંચી જતું હતું. એ સ્પષ્ટરૂપે એ વાતનો સ્વીકાર ન કરી શકી કે શેખર તેને લીધે, તેના બંધનને લીધે જ ગામ પાછો ગયો નથી. એ વિચારી ન શકી કે પોતે શું આટલી ક્રૂર હૃદયની છે કે આટલા તુચ્છ વિચારો કરનારી છે. એક પત્નીને તેના પતિથી અલગ પાડવાનું કામ શું નિષ્ઠુર કામ નથી? જો કોઈ છોકરી એવું કામ કરે તો? જો આમ વાત છે તો હું કોણ છું? હું શા માટે આમ કરી રહી છું? હું, મારો સ્વભાવ, મારો ગુણ, આ બધું શું છે? જે કામ કરવાનું ઉચિત નથી તેને ઉચિત સમજીને, તે જ વારંવાર કરીને, હું શું એને સત્ય સિદ્ધ કરવા માગું છું? જે વાત અસત્ય છે એને સત્ય સિદ્ધ કરવાને માટે શું આ બધું કરી રહી છું? જો આમ વાત છે તો એને સ્થિર કેવી રીતે માની શકાય? ખરેખર આ બધું છે શું? - સુશીલાને સ્પષ્ટતાથી કંઈ સમજાયું નહિ. રૂપહીન, સ્થાનહીન થઈ વિચરણ કરનાર ગુણ, અહમ્, સ્વભાવ આદિ જ એને છેદી રહ્યાં છે અને એ નામ તથા રૂપને અપનાવવામાં અવરોધી રહ્યાં છે. સુશીલાના મનમાં આ પ્રકારના વિચિત્ર વિચારો ઊઠવા લાગ્યા. પોતે એક અનોખી છોકરી છે ને? એનું મન અત્યંત પ્રૌઢ બની ગયું હતું... શેખરને છોડીને આવતી વખતે સુશીલાએ ભાનુને પૂછ્યું, ''ભાનુ, તને શેખર શહેરમાં રહે એ ઠીક લાગે છે કે ગામ પાછો ફરે એ ? તું શું માને છે... તારો વિચાર તો જણાવ. તું એમ જ કહેશે કે શેખર શહેરમાં રહીને જાણે-અણજાણે એક ભૂલ કરી રહ્યો છે. શેખરનાં કાર્યોના બે સ્પષ્ટ પ્રકાર છે - જાણીને કરેલાં અને અણજાણે કરેલાં. આપણે જાણે-અણજાણે આપણી ઉપર જવાબદારી લઈ લઈએ છીએ - જવાબદારી, યોગ્ય અયોગ્ય - બધા શબ્દોના અનેક અર્થ છે. મારી વાતોથી અને સમજાવટથી તને કંટાળો આવતો હશે. જીવન અને લોકવ્યવહાર પરસ્પર એકબીજાથી અલગ છે એ જાણવા છતાં હું શેખરની બાબતમાં ચોક્કસપણે કંઈ કહી શકતી નથી. હું જો કંઈ કહું તો તે તને મિથ્યા બકવાસ લાગશે.''

થોડી વાર પછી પાછી તે બોલી. ''શેખરને પુરુષ સમજીને મેં તેની સાથે મિત્રતા કરી નથી. પુરુષ... પુરુષત્વ બન્નેને આપણે સારી પેઠે સમજીએ છીએ. પુરુષ, ભાગવાને માટે, ઘરનો પાછલો દરવાજો ખુલ્લો રાખીને, બારણે ઊભા રહીને બોલનાર મરઘા સમાન છે. પુરુષત્વ પંખવિહોણી મરઘી સમાન છે. શેખરને હું એક છોકરી જ સમજી તેની સાથે વાતો કરું છું. એક છોકરી પુરુષમાં સ્ત્રીશક્તિને ક્યાં સુધી જોઈ શકે છે? એટલે જ મારા મનમાં શેખર માટે પ્રેમ છે અને

ઘૃણા પણ છે. એની પત્નીનું નામ પણ મારું જ નામ છે. શેખરની અંદર શું એની પત્નીનાં હું દર્શન કરી શકું છું? એના નારીત્વનો શેખરે શું અંગીકાર કર્યો છે? ભાનુ, હું જાણું છું કે તું મને સમજી નહિ શકે. મને કોઈની બાથમાં સમાઈને રડવાનું મન થાય છે'', કહીને એણે ભાનુને કસીને પકડી લીધી અને ધ્રુસકે-ધ્રુસકે રડવા લાગી. એમની પાછળ સુમતિ ચાલી રહી હતી એનો એમને ખ્યાલ ન હતો. ગહન વિચારમાં ડૂબેલી સુમતિ મૂક પ્રાણીની જેમ ચાલી રહી હતી.

એ દિવસે શેખરની વાતો સુશીલાને યોગ્ય ન લાગી. સુશીલા ખૂબ સરળતાથી અને ઉત્સાહથી વાતો કરી રહી હતી. એ પ્રકારની વાતોથી જાણે તે શેખરને ગામ જતો અટકાવી રહી હતી. સુશીલાએ વિચાર કર્યો કે પુરુષ કદી કદી પોતાની ચેષ્ટાઓ અને વાતોથી પણ ઘૃણા ઉત્પન્ન કરે છે. પુરુષ સાથે એક સ્ત્રી... પત્ની કેવી રીતે રહે છે... એ જોઈને એ મનમાં ને મનમાં જ આનંદ કે પ્રેમભાવની અનુભૂતિ કેવી રીતે મેળવી શકે છે? મનમાં ઘૃણા પેદા કરનાર વ્યક્તિની સાથે રહેવાનું કેટલું અઘરું છે? સદા યોગ્ય રીતિથી જીવનયાપન કરવાને ધર્મને નામે કેટલાં કર્મ કરવાં પડે છે? જો પતિ નજરથી દૂર હોય તો સંભવતઃ પત્ની ઉત્કંઠાથી પતિના આગમનની પ્રતીક્ષા કરતાં આનંદ અનુભવે છે. સુશીલાએ પોતાને, શેખરની પત્ની સુશીલાને જીવનનો આધાર સમજી હતી એથી તે શેખરને ગામ પાછો જતાં રોકી રહી હતી. એને થયું કે આમ કરવાથી નિર્જન સ્થાનમાં એકલી ઊભેલી પત્નીને એક આશ્રય મળી ગયો છે. પહેલાં જે કર્મને તે ક્રૂર ગણતી હતી તે જ કર્મ એને હવે તૃપ્ત કરવા લાગ્યું.

અંધારું થઈ ગયું હતું. દરિયાકાંઠે બેઠેલી અનેક વ્યક્તિઓ ઘેર પાછી જવા લાગી, તો કેટલીક પાછા જવાની તૈયારી કરવા લાગી. શેખર અને ત્રણે છોકરીઓ પણ ચાલતાં ચાલતાં સડક સુધી પહોંચી ગયાં હતાં. ત્રિભેટો પાર કરીને સામેની સડકથી થોડેક દૂર જતાં એક ગલી આવતી હતી. ત્યાં પહોંચ્યા પછી શેખર ત્રણેથી છૂટો પડી જતો હતો. જ્યારે તેઓ સડક ઓળંગી રહ્યાં હતાં ત્યારે ડાબી બાજુએથી એક મોટરનો અવાજ આવ્યો. શેખરને એકલો છોડીને ત્રણે છોકરીઓ પાછી વળીને ફૂટપાથ પર ચડી ગઈ. સડકની વચ્ચોવચ ઊભેલા શેખરને સમજ ન પડી કે આગળ જવું કે પાછા ફરવું! શેખર ભ્રમિતની જેમ સડકની વચ્ચે જ ઊભો રહ્યો. ડ્રાઇવર ખૂબ કુશળતાથી ગાડી હાંકતો હોવા છતાં પણ દૂરથી આવતી એ કાર શેખરને જોરથી ધક્કો મારી ચાલી ગઈ. મોટરવાળો એમ સમજીને ભાગી ગયો કે સડક પર કોઈએ આ અકસ્માત જોયો નથી. શેખર પહેલાં તો ગભરાયો, પછી પોતાની જાતને સંભાળી ન શકતાં ધબ્બ દઈને જમીન પર પડ્યો. કોઈ આવે અને પડતાં બચાવી લે તે પહેલાં તો 'મૃત્યુ'એ આવીને શેખરને

દબાવી દીધો... શેખર જમીન પર પડ્યો હતો...

પોતાની સામે જ નીચે પડેલા શેખર પાસે પહોંચીને, ભાનુએ નીચે વળીને તેના શરીર પર હાથ ફેરવ્યો અને રડતી રડતી બોલી, "હાય, અમારો શેખર!... બેહોશ પડ્યો છે!" પાસે ઊભેલી સુશીલાએ ધીરેથી કહ્યું, "હાય, અમારો શેખર!" એ પછી એણે ભાનુને પકડીને ઊભી કરી અને ધીરેથી બોલી, "ભાનુ, લોકો ભેગા થઈ જાય તે પહેલાં અહીંથી ચાલી જઈએ." અને તેને લઈને ત્યાંથી ચાલી ગઈ. સુશીલાને ખબર પડી ગઈ હતી કે શેખર મરી ગયો છે. "હાય! અમે શેખરને - અનાથ - રસ્તા વચ્ચે છોડીને ભાગી જઈએ છીએ." મનમાં જાગેલી આ ભાવનાને વ્યક્ત કર્યા વિના ભાનુથી રહેવાયું નહિ. એની છાતીમાં મોં સંતાડીને ચાલતી સુશીલા મનની વ્યથા વ્યક્ત ન કરી શકી. ગહન દુઃખથી પીડિત સુમતિ પણ એમની પાછળ પાછળ ચાલવા લાગી.

સુશીલાને લાગ્યું કે ક્ષણભરમાં જ એ સ્થાન કે જ્યાં તે ઊભી હતી, શૂન્ય થઈ ગયું છે. એ શૂન્ય વાતાવરણમાં, એ માર્ગ પર સુશીલા નિર્જીવ પ્રાણી જેમ ચાલી રહી હતી. પતિ-પત્ની વચ્ચે પોતાનું સ્થાન બનાવીને ઊભેલી 'કન્યા સુશીલા'ને જાણે મૃત્યુએ જોરથી ધક્કો મારી દીધો.

એ પત્નીને પોતાના પતિના આગમનની પ્રતીક્ષાનું ચિરંતન સુખ આપવાને જે સુશીલાએ એના પતિને રોકી રાખ્યો અને પતિ-પત્ની વચ્ચે પોતાનું સ્થાન બનાવી લીધું - એને ધક્કો મારીને 'મૃત્યુ'એ એ સ્થાન અપનાવી લીધું. શેખરનું આ રીતે મરી જવું એ એક સરાસર અન્યાય હતો. હવે એને શરણ આપનાર કોણ છે? એમ વિચારતી કિંકર્તવ્યમૂઢ સુશીલા આગળ ચાલી.

★

થોડા દિવસથી એ છોકરીઓએ સાંજના દરિયાકિનારે મળવાનું બંધ કરી દીધું છે. સુશીલા સાંજના ઘરના ઉપરના માળના એક ઓરડાની બારી પાસે ઊભી રહીને દૂર ક્ષિતિજ ભણી જોયા કરે છે. પહેલાં એને પોતાના વિચારો ભારરૂપ લાગતા હતા; પરંતુ હવે એને અપાર શોક અને અપાર હર્ષનો અનુભવ થાય છે. એને લાગે છે કે વિશિષ્ટ નામધારી પોતાનું રૂપ નામથી અલગ પડી ગયું છે અને પોતાનું નામ એકલું જ વાતાવરણમાં સંચરણ કરી રહ્યું છે. એને વિચાર થાય છે કે જો સુશીલા નામ એ નામ ફરીથી રૂપ ધારણ કરે તો એ કોણ હશે? અંધારામાં શરીરથી અલગ પડેલા પડછાયા પર પ્રકાશ પડતાં જ સ્વયં એ શરીર સાથે ભળી જાય છે, જેનાથી એ અલગ પડી ગયો હતો. જ્યારે સુશીલાએ પોતાના નામને પોતાનાથી અલગ કરી નાખ્યું ત્યારે એ નામ શું શેખરની પત્નીનું રૂપ ધારણ કરીને એના મનમાં વસી ગયું હતું...?

ગામડાંમાં લોકો સવાર-સાંજ પોતાનું કામ કર્યા વિના રહી શકતા નથી. સવારના અંધારે જ ઊઠીને ઘરની બહાર પાણી છાંટીને, ઝાડુ વાળીને રંગોળી કરે છે. રાતના સારી પેઠે ઊંઘી ન શકવાને કારણે રંગોળી બરાબર થતી નથી... પૂર્વ દિશામાં, જ્યાં પ્રકાશનું પ્રથમ કિરણ ફૂટનાર હતું તે તરફ ધ્યાનથી જોતાં પણ કંઈ નજરે ચડતું નથી. રાતનો અંધકાર ગાઢ થઈ જાય છે. સૂર્યોદય પૂર્વે ચારે બાજુ ગાઢ અંધકાર ફેલાયેલો જણાય છે. એ પોતાના પતિને જોઈ શકતી નથી. લાંબો દિવસ પૂરો થયા પછી રાત આવે છે. જ્યારે બાળક એના પગને પકડીને પારણામાં સૂઈ જાય છે ત્યારે એનો દિવસ વધુ લાંબો થઈ જાય છે. દિવસની આ લંબાઈને ઓછી કરવાને જ જાણે રાત આવે છે. સાંજ પડતાં જ સૂરજ છુપાઈ જાય છે. રાત પડતાં જ એ દીવો સળગાવીને દ્વાર પર મૂકી દે છે અને વરંડાના થાંભલાના સહારે એક છાયામૂર્તિ જેમ ઊભી રહે છે. પશ્ચિમ દિશામાં જ્યાં સૂર્ય છુપાયો હતો તે તરફ નજર નાખે છે. આંખોમાં જોવાની શક્તિ હોવા છતાં તેને કંઈ જ દેખાતું નથી. સુશીલા, વરંડામાંથી નીચે ઊતરી, સામેના મંદિરમાં જઈને ભગવાનનાં દર્શન કરી પાછી ફરે છે અને દીવો લઈને ઘરમાં ચાલી જાય છે. એ પછી રાત પણ લંબાતી જાય છે. જો એનું દુઃખી મન સૂઈ જાય તો તે મધુર સ્વપ્ન જોવાની આશા રાખે છે... પરંતુ એને તો જાણે જીવનમાં વેદનાનું જ સુખ પ્રાપ્ત થયું હતું.

સ્વયં સ્વેચ્છાથી દરેક વસ્તુમાં નિજને શોધતી 'કન્યા સુશીલા' પશ્ચિમ દિશા ભણી આવેલા પોતાના ઓરડાની બારીમાંથી આકાશ ભણી શૂન્ય નજરે જોઈ રહે છે. શેખરની પત્ની સુશીલાનાં દર્શન પોતાનામાં જ કરીને જાણે એણે પોતાને પણ એ જ રૂપે જોઈ લીધી છે.

પોતાના પતિના આગમનની પ્રતીક્ષા કરતી પત્ની સુશીલાના રૂપમાં, પ્રેમિકા સુશીલા - કન્યા સુશીલા પોતાના ઘરના પહેલા માળના ઓરડાની બારી પાસે ઊભી હતી.

જો એમ થઈ શકે તો જેને શેખરનો પ્રેમ પ્રાપ્ત થયો હતો તે કન્યા લગ્ન પહેલાં જ વિધવા થઈ જાય એ શું વિડંબના નથી?

6

# વીંટી

**- ત. ના. કુમારસ્વામી**

મારા સાળા પરશુના લગ્નમાં હું જઈ ન શક્યો. મારી પત્ની મરકતમને એથી ખરાબ લાગ્યું. પણ હું શું કરું? મને એ ગામ પસંદ ન હતું. ત્યાંના વિચિત્ર લોકોને જોઈને મનમાં ઘૃણા પેદા થતી હતી. તેઓ મને અસભ્ય લાગે છે. એનો દાખલો મારો સાળો છે. શિષ્ટ લોકો સાથે બેસવાઊઠવાનું મારા સાળાને આવડતું નથી. એની મજાક ખૂબ જ હલકા પ્રકારની હોય છે. પિતાજીએ આવા સ્થળેથી એક છોકરી પસંદ કરીને મને વળગાડી દીધી એ વાત ઠીક છે. આશ્ચર્યની વાત તો એ છે કે મેં જાણી-સમજીને આ પરશુની બહેન મરકતમ સાથે લગ્ન કર્યાં હતાં. પણ ત્યારે નિયતિએ મારી આંખોમાં ધૂળ નાખી દીધી હતી.

એ આળસુ માણસ મારો સાળો હતો - ભણવાગણવાના નામથી પણ સાવ અજાણ. કદાચ સાતેક ચોપડી સુધી ભણ્યો હશે. એ ખેડૂત હતો. આવી વ્યક્તિને પત્નીરૂપે મળી હતી સુંદરી અંબુજમ. તે અત્યંત ચતુર હતી. તમારાથી શા માટે છુપાવું? તેને જોઈને મારા સાળાની અદેખાઈ આવતી હતી.

પરશુના લગ્નના એક વર્ષ પછી મારે સાસરે જવાનો પ્રસંગ આવ્યો. એવે વખતે હું સાસરે જઈ ચડ્યો કે જ્યારે મારા આગમનની કોઈને આશા પણ ન હતી. જ્યારે મેં ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે એ પરશુ ઘરના આગલા ભાગના આંગણામાં બેઠો બેઠો, એક મોટું પાકી ગયેલું ફણસ કાપી રહ્યો હતો. એના એક હાથમાં તેલ લાગેલું હતું અને બીજી બાજુ ફણસ. એકાએક મને જોઈને તે ચકિત થઈ ગયો. છરી ત્યાં જ પટકી તે અંદર દોડ્યો અને જોરથી બૂમ પાડવા લાગ્યો, ''મા! મા! જો તો ખરી, કોણ આવ્યું છે?'' જાણે આસપાસના ખેતરમાં કામ કરતા સઘળા લોકોને બોલાવી રહ્યો ન હોય! ત્યારે જ મેં સોનાની પ્રતિમા જેવી એક સુંદરીને ઓરડાના થાંભલા પાછળ ઊભેલી જોઈ. થોડી વારમાં પરશુ પાછો ફર્યો. તે હસતો હસતો બોલ્યો, ''તમે

લગ્નમાં તો આવ્યા જ નહિ. હશે, અહીં આવવાનું તો મન થયું ને?'' તે પછી થાંભલા પાછળ ઊભેલી યુવતી ભણી જોઈને બોલ્યો, ''અંબુજા, એમનાથી શરમાય છે શા માટે? એ મોટી બહેનના વર છે. એમનાથી શરમાવાની કોઈ જરૂર નથી. તું કહેતી હતી ને કે તેં એકાદ વાર્તા લખી છે. એમને બતાવ. તેઓ માસિકમાં કામ કરે છે. એમનો લાભ લેવાનું ચૂકીશ નહિ.''

કોણ જાણે કયા દૈવી શિલ્પીએ એ સૌન્દર્યપ્રતિમાનું સર્જન કર્યું હતું? એ સહેજ પણ એ ઘરને લાયક ન હતી. મારી સામે એને ઊભેલી જોઈને એક અજબ વેદના મારા હૃદયને વીંધવા લાગી.

થોડી વાર પછી મારાં સાસુ ત્યાં આવ્યાં અને બોલ્યાં. ''પધારો. તમે અમારી પર કૃપા કરીને અહીં આવ્યા એથી અમને ઘણો આનંદ થયો છે. મરકતમ અને છોકરાંઓ - સૌ કોઈ સારાં તો છે ને? તમે લગ્નમાં ન આવ્યા એનો અમને ઘણો અફસોસ છે. તમે આવ્યા હોત તો અમને ખૂબ આનંદ થાત.''

મેં માથું નીચું ઢાળીને કહ્યું, ''ખૂબ કામ હતું. જરાક સરખી પણ ફુરસદ ન હતી'', કહીને વાત ટાળી દીધી.

એ જ વખતે પાકેલા ફણસમાંથી બે ચાંપાં લઈને પરશુ મારી પાસે આવ્યો.

એને જોઈને સાસુ બોલ્યાં, ''અરે! હમણાં રહેવા દે. એમણે હજી તો હાથપગ પણ ધોયા નથી. પછી આપજે.''

સાસુની વાત સાંભળી અંબુજમ કૂવા તરફ દોડી. મારે માટે ટુવાલ અને સાબુ મૂકીને તે પાછી આવતી હતી એટલામાં હું તે તરફ ગયો. મારા તરફ જોતાં શરમાઈને તે બોલી, ''સાબુ ને ટુવાલ રાખ્યાં છે.'' મનમાં તીવ્ર ઇચ્છા હતી કે એકાંતમાં એને ધ્યાનથી જોઉં; પરંતુ અંબુજમ કુલીન સ્ત્રી હતી ને? એ મારા સાળાની પત્ની હતી ને?

મરકતમ મારી પાસે આવ્યા પછી બે-ત્રણ વર્ષ સુધી પિયર ગઈ ન હતી. ખરી વાત તો એ હતી કે, મેં જ એને જવા દીધી ન હતી. એનું પરિણામ સારું આવ્યું. મારી પત્ની અભણ હતી, બિલકુલ ગમાર હતી; એ વાંચતાં-લખતાં શીખી ગઈ. હવે તે મારા કામમાં મદદ કરવા લાગી. વાંકાચૂકા અક્ષરોમાં હું જે કંઈ લખતો હતો તેની નકલ એ સ્વચ્છ અક્ષરોમાં કરી આપતી હતી. ટીકાટિપ્પણી માટે મારી પાસે જે વાર્તાઓ આવતી હતી તે વાંચી જતી હતી અને તેનો સાર કહી સંભળાવતી. આ રીતે અનેક રીતે મેં તેને સંસ્કારી બનાવી દીધી.

પરશુના લગ્ન વખતે મારી પાસે પત્ર અને નિમંત્રણ બન્ને આવ્યાં હતાં. પત્રમાં લખવામાં આવ્યું હતું કે અમારે બધાંએ ઈશ્વરપૂજા અને લગ્નપૂજા માટે દસ દિવસ પહેલાં પહોંચી જવું.

લગ્ન બાબત મેં મરકતમ સાથે કોઈ વાતચીત કરી ન હતી. મનમાં ને મનમાં વિચારેલું કે પરશુને એને લાયક એક ગમાર પત્ની મળી જશે. એમાં ગર્વ કરવા જેવી કોઈ બાબત નથી.

રાતના મોડે સુધી વરંડામાં બેઠો બેઠો હું લખતો રહ્યો. અંદર જઈ સૂતાં સૂતાં મેં આંખો મીંચી હશે કે મને લાગ્યું કે ટપટપ આંસુ પાડતી મરકતમ મારા માથા પર હાથ ફેરવી રહી છે. મેં પૂછ્યું, ''કેમ શું થયું, મરકતમ?'' તે મારા હાથ પકડીને ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

મેં પૂછ્યું, ''રડે છે શા માટે?''

''કોઈ ખાસ...''

''શું કહેવા માગે છે? એ જ ને કે ભાઈનાં લગ્નમાં જરૂર જવું છે?''

તેણે કોઈ જવાબ ન આપ્યો. તે ખૂબ રડી.

''ચલ, પાગલ ક્યાંની! તું જજે. છોકરાંઓને પણ લઈ જજે. તારા ભાઈનાં લગ્ન છે, તું વધૂની નણંદ છે. ભેટ આપવાને સો રૂપિયા આપું છું. મારાથી નહિ આવી શકાય. ખૂબ કામ છે. આ વેળાએ માસિકનો ખાસ ચૈત્ર-અંક પણ કાઢવાનો છે. તું ઠાઠમાઠથી જા.''

''તો તમે નહિ આવો? જો તમે આવશો તો છોકરીવાળાઓ સામે ગર્વથી માથું ઊંચું રાખી શકીશું.''

મેં જવાબ આપ્યો, ''હું નહિ આવી શકું. તું જા.''

બિચારી મરકતમ મારી આજ્ઞા પ્રમાણે ભાઈના લગ્નમાં જઈને પાછી ફરી.

મેં પત્નીને પૂછ્યું, ''લગ્ન સારી પેઠે થઈ ગયાં ને? છોકરી દેખાવે કેવી છે?''

મરકતમે જવાબ આપ્યો, ''તમે આવ્યા નહિ એથી માને ખૂબ અફસોસ થયો. એ છોકરી જેવી સુંદર છોકરી આજ સુધી મેં જોઈ નથી. મેટ્રિક સુધી ભણેલી છે. પરશુ ખૂબ ભાગ્યશાળી છે.''

''સાચ્ચે? ખૂબ સુંદર છે? ભણેલી-ગણેલી છે?''

''અંબુજમ સુંદર જ નથી, કુટુંબમાં ભળી જઈને કામ કરનારી છોકરી છે.'' મરકતમે જવાબ દીધો.

''તો તો મારે ગામ જઈને તેને જોવી પડશે.'' પરંતુ 'જઈશું, જઈશું' કરતાં એક વર્ષ પસાર થઈ ગયું. એકાએક એક દિવસ હું ત્યાં જઈ ચડ્યો. અંબુજમને જોઈને મને થયું કે મરકતમના કહ્યા પ્રમાણે તે સાચેસાચ અત્યંત રૂપવતી સ્ત્રી છે. તેનું સૌંદર્ય મનને વિચલિત કરી નાખે તેવું છે. પતિ પરશુ બિલકુલ તેને યોગ્ય ન હતો. તે તો જાણે કચરાના ઢગલા પર પડેલા કીમતી મણિ જેવી હતી.

બે વીઘા જમીનમાં વાવેતરનું કામ ચાલુ હતું. એથી પરશુએ મને કહ્યું, ''ભાઈ-

સાહેબ, તમે શરમ-સંકોચ ન રાખશો. મને પાછા આવતાં વાર લાગશે એટલે મારી રાહ ન જોશો. વિનાસંકોચે અંબુજમ સાથે વાતચીત કરજો. એણે એક વાર્તા લખી છે. આજે રસોઈ પણ અંબુજમે બનાવી છે. રસોઈ સ્વાદિષ્ઠ હશે. આજે મિજબાની છે ને?'' કહી તે કામે ચાલી ગયો.

નાહીધોઈને હું બેઠકને હીંચકે જઈ બેઠો. દસેક વાગ્યા હશે. અંબુજમ થાંભલા પાસે આવીને ઊભી અને બોલી, ''પતરાળું મૂકી દીધું છે, જમવા ચાલો'', કહી એણે મને ઊઠવાનો સંકેત કર્યો.

ઓરડાની ભીંત પર લટકતું એક કેલેન્ડર જોવાનો દેખાવ કરતાં હું બોલ્યો, ''થોડી વાર પછી જમીશ.'' મને લાગ્યું કે, અંબુજમ ત્યાં જ ઊભી છે. એટલે મેં પાછળ વળીને જોયું. હા, એ ત્યાં જ ઊભી હતી. ઘરમાં જરાય શોરબકોર ન હતો. પાસેના કોઈ ઝાડ પર બેઠેલા લક્કડખોદનો કુક-કુકનો ધ્વનિ સંભળાઈ રહ્યો હતો. મેં એની તરફ જોયું. જરાક ખાંસી ખાઈને બોલ્યો, ''પરશુ કહેતો હતો કે તમે વાર્તા લખો છો. સાહિત્યમાં તમને રુચિ છે.''

એનો ચહેરો શરમથી લાલ થઈ ગયો. અપૂર્વ સ્મિત વેરતી મધુર સ્વરે એ બોલી, ''હા, મેં તમારી બધી વાર્તાઓ અને નવલકથાઓ વાંચી છે. લગ્ન પૂર્વે અહીં આવતાં પહેલાં જ ભાભીએ મને તમારાં હમણાં જ પ્રગટ થયેલાં પુસ્તકો આપ્યાં હતાં. સ્કૂલમાં પણ ઇનામ તરીકે તમારાં જ પ્રગટ થયેલાં પુસ્તકો મને મળ્યાં હતાં મને વાર્તાઓ લખવાનું ખૂબ મન થાય છે. બે વાર્તા લખી પણ છે. કોણ જાણે કેવી હશે! તમને બતાવતાં શરમ આવે છે.'' મેં કહ્યું, ''એમાં શરમાવા જેવી શી વાત છે? લઈ આવો, જોઉં.''

અંબુજમ પોતાના ઓરડામાં ગઈ અને થોડી જ વારમાં કાગળના એક થોકડા સાથે પાછી ફરી. એ થોકડો મારા હાથમાં આપતાં આપતાં એની આંગળીઓ મારી આંગળીઓ સાથે અડકી ગઈ. મારા શરીરમાંથી જાણે વીજળી પસાર થઈ ગઈ. ખૂબ મુશ્કેલીથી મેં મારું મન સંયમમાં રાખ્યું. મેં વિચાર્યું કે એ કુલીન સ્ત્રી છે, મારા સાળાની પત્ની છે. મેં એની વાર્તાઓ વાંચી. વાર્તાઓ સરસ હતી. મેં કહ્યું, ''શાબાશ! શૈલી ખૂબ સુંદર છે. મને હતું કે, તમે પણ આજકાલના વિદ્યાર્થીઓની જેમ કોઈ પ્રેમવાર્તા લખી હશે. તમે એક વિશિષ્ટ દૃષ્ટિકોણથી ગામડાના એક પરિવારનું અતિસુંદર વર્ણન કર્યું છે.''

આ અબોધ બાલિકાએ શરમથી આંખો નીચી કરી દીધી. બીજી જ ક્ષણે માથું ઊંચું કરીને પોતાના સુંદર દાંત દેખાડતાં અને હસતાં બોલી, ''એ વાર્તાઓ કોઈ માસિકમાં પ્રગટ કરવાલાયક છે ખરી?''

એટલામાં મારી સાસુ ત્યાં આવી ચડ્યાં. તેમણે ''કેમ રે અંબુજમ! જમવાને હજી વાર છે કે શું?'' કહી એને સચેત કરી.

"બધું તૈયાર કરીને રાખ્યું છે, મા." કહી અંબુજમ અંદર ચાલી ગઈ. મારી સાસુ બોલ્યાં, "તમે જમી લો. પરશુને આવવાને હજી વાર છે."

અંબુજમે પાસે ઊભા રહીને ખૂબ શાંતિથી મને જમાડ્યો. પાસે ઊભેલાં સાસુ "આ પીરસ, પેલું પીરસ"નો આદેશ આપતાં રહ્યાં.

તે દિવસે સાંજે જ શહેર પાછા ફરવાનું થયું. જોકે, એ ગામ મને પસંદ ન હતું છતાં ત્યાં બે દિવસ વધારે રહી જવાની ઇચ્છા થઈ આવી. ભારે મને ત્યાંથી પાછો ફર્યો.

તે દિવસ પછી આજે અંબુજમને ત્રણ વર્ષ પછી મળી રહ્યો છું. દરમિયાન કેટલાય ફેરફાર થઈ ગયા છે! વચ્ચે જ વિષમજ્વરમાં સપડાઈ જતાં પરશુ મૃત્યુ પામ્યો હતો. અબોધ, નિર્દોષ મારો સાળો અલ્પાયુમાં જ ચાલી ગયો હતો. જે વિધાતાએ અંબુજમને સૌન્દર્ય અને જ્ઞાન આપ્યું હતું તે વિધાતાએ એને જીવનસુખ ન આપ્યું. ભાગ્યે એના પર ભયંકર આઘાત કર્યો હતો.

ભાઈના એકાએક અવસાનથી મરકતમ ખૂબ દુઃખી થઈ. મા અને ભાભીને સાંત્વના આપવાને તે ગામ ગઈ. આ વેળાએ સાચેસાચ જરૂરી કામ આવી પડવાથી હું જઈ ન શક્યો.

મરકતમ પાછી આવી ગઈ તે પછી ફુરસદ મળતાં હું ગામ ગયો. ઘરમાં પગ મૂકતાં જ જે દૃશ્ય જોયું તેથી મને કંપારી આવી ગઈ. અંબુજમ અંદર બેઠકવાળા ઓરડામાં ઊભી હતી. એના કપાળે ચાંદલો ન હતો. એનું શરીર ક્ષીણ થઈ ગયું હતું. મને જોતાં જ તે ધ્રુસકે ધ્રુસકે રડી પડી. મારી આંખો પણ ભરાઈ આવી.

મેં કહ્યું, "આ તો ભારોભાર અન્યાય છે. મેં કદી વિચાર પણ નહોતો કર્યો કે, આવું કંઈ થઈ જશે."

અંબુજમ મારી સામે ઊભી ન રહી શકી. તે અંદર ચાલી ગઈ. અંદરથી એના રડવાનો અવાજ આવતો હતો. થોડી વારમાં, પુત્રને ખોઈ બેઠેલાં મારાં સાસુ પણ રડતાં રડતાં આવ્યાં, "બેટા, પરશુએ મને દગો દીધો સોનાની પ્રતિમા જેવી અંબુજમને અનાથ છોડીને એ ચાલી ગયો. કોણ જાણે કેવો ભયંકર રોગ એ હતો! બે જ દિવસમાં એની તબિયત બગડી ગઈ અને એ ચાલી ગયો", કહી તેઓ રડવા લાગ્યાં.

એમને કેવી રીતે દિલાસો આપવો તે મને સમજાયું નહિ. મારા મનમાં અંબુજમનું પ્રથમ રૂપ ખડું થઈ ગયું હતું.

એ દિવસે સાંજે સાડાચાર વાગ્યાની ગાડીએ શહેરમાં પાછા જવાને હું તૈયાર થયો. હું જવાની તૈયારી કરતો હતો ત્યાં જ પાડોશના ઘરની એક નાની છોકરી મારી પાસે આવીને બોલી : "મામાજી, અંબુજમમાસીએ થોડી વાર રોકાઈ જવાને કહ્યું

છે.'' મેં પૂછ્યું, ''તે ક્યાં છે?''

તે છોકરી બોલી : ''માસી બહારના ઓરડામાં છે.'' ખૂબ સંકોચથી મેં એ ઓરડામાં પ્રવેશ કર્યો. અંબુજમ બારણાની પાછળ છુપાઈને ઊભી હતી. તે મારી તરફ જોતાં બોલી, ''તમે મને મદદ કરશો? ઘરમાં પૈસાની તંગી છે. તમારી પાસે પૈસા માગતાં શરમ આવે છે. હમણાં સો રૂપિયાની જરૂર છે. આ વીંટીને ગીરવી મૂકીને પૈસા અપાવો.'' એટલું કહેતાં કહેતાં તેનાં નેત્ર સજળ થઈ ગયાં. એ શબ્દો કહેતાં કહેતાં જ્યારે તે વીંટી કાઢી રહી હતી ત્યારે જ હું બોલ્યો, ''વીંટીની શી જરૂર છે?'' તમારે જેટલી રકમ જોઈએ છે તેની અડધી રકમ હું હમણાં જ આપું છું. બાકીની રકમ મનીઑર્ડરથી તમારા નામે આવતી કાલે જ મોકલી આપીશ'', કહી મેં મારા પાકીટમાંથી પાંચ પાંચની દસ નોટ કાઢીને આપી દીધી.

''ના, આ વીંટી તમે લઈ જાવ'', કહી તેણે મારા હાથ પર દબાવીને તે મૂકી દીધી. મેં મારા ખિસ્સામાં વીંટી મૂકી દીધી. તે પછી અંબુજમ ત્યાંથી ચાલી ગઈ. તે હમણાં પાછી આવશે એમ ધારી હું ઘણી વાર ઊભો રહ્યો પણ તે પાછી ન આવી. એથી મારી સાડાચારની ગાડી ચાલી ગઈ. બીજી ગાડી સાડાછ વાગ્યે જતી હતી. મારાં સાસુ મારી પાસે આવીને બોલ્યાં, ''હવે જમીને સવારની ગાડીએ જ જજો.''

''ના, મારે આજે જરૂર જવું છે.'' મેં કહ્યું. મારાં સાસુ બોલ્યાં, ''અંબુજમે તમને વાત કરી હશે. આજકાલ અમે મુશ્કેલીમાં છીએ. ગુજારો જેમતેમ કરીએ છીએ.''

મેં કહ્યું, ''તમે ચિંતા ન કરશો. અમે લોકો શા માટે છીએ, મા?''

હું શહેર ચાલી આવ્યો. અનેક પ્રકારના વિચાર મારા મનમાં ઘૂમી રહ્યા હતા, એટલે મને ઊંઘ ન આવી. અંબુજમે આપેલી વીંટી મારી નાની આંગળીમાં બરાબર બેસી જતી હતી. તોલમાં તે અડધી ગીની બરાબર હતી; પરંતુ એનું મૂલ્ય આંકવાનું મારે માટે શક્ય ન હતું. વીંટી પર કોતરેલો અક્ષર ''અં'' જાણે મારા હૃદયમાં ઊંડે કોતરાઈ ગયો હતો. બીજે દિવસે અંબુજમને નામે પચાસને બદલે સો રૂપિયાનો મનીઑર્ડર મેં મોકલી દીધો. સો જ શા માટે, હજાર રૂપિયા મોકલવાને મારું મન તલપાપડ થઈ ગયું હતું.

એક અઠવાડિયા પછી અંબુજમનો પત્ર આવ્યો :

''નમસ્કાર! ખરે વખતે તમે મદદ કરી તે માટે આભાર. અડધો એકર જમીન થોડા જ વખતમાં વેચી નાખવાનાં છીએ. પૈસા મળતાં જ તમારી રકમ પાછી મોકલી આપીશ - તમારી અભાગણ, અંબુજમ.''

પત્રમાં વીંટી બાબત એક અક્ષર પણ ન હતો.

વીંટીનું હું શું કરું? મારી પાસે રાખું કે પાછી મોકલું? ગામ પાછા જઈને અંબુજમને મળવાનું યોગ્ય છે કે નહિ તે આજ સુધી હું સમજી શક્યો નથી.

# 7

# આ સારાં જાનવર નથી!

**- એમ. પી. પૈરિયસામી તૂરન**

સખત ગરમી પડી રહી હતી. ડામરની બનેલી એ લાંબીપહોળી સડક ધખી રહી હતી. સડકને કિનારે આમલીનું એક ઝાડ હતું. તે ચુપચાપ હાલ્યાચાલ્યા વિના ત્યાં ઊભો હતો. તેને પડછાયો પણ ગરમ લાગી રહ્યો હતો. ભયંકર ગરમીથી બચવાને આમલીના એ ઝાડની છાયાથી વધારે શીતળ કોઈ સ્થળ ત્યાં ન હતું. ભરવાડો પોતપોતાની ગાયો એ વૃક્ષની છાયામાં ઊભી રાખીને, પોતે પણ વૃક્ષના થડને અઢેલીને આરામ કરી રહ્યા હતા. શરીરેથી પરસેવો વહી રહ્યો હતો. અણીદાર શિંગડાંવાળો પેલો બળદ પણ થાકીને સૂતો હતો. વૃક્ષની છાયામાં સૂવા છતાં પણ તેની આંખોમાંથી વહેતાં આંસુ બંધ થયાં ન હતાં. તેના સમગ્ર શરીર પર પરોણાના મારનાં નિશાન દેખાતાં હતાં.

તીક્ષ્ણ શિંગડાંવાળો એ બળદ ખૂબ ઘરડો થઈ ગયો હતો. તેનાં બન્ને શિંગડાં ખૂબ તીક્ષ્ણ હતાં, તેથી ખેડૂતોએ તેનું નામ 'અણિયાળાં શિંગડાંવાળો' પાડ્યું હતું. જન્મથી જ આ સ્થાનથી તે પરિચિત હતો. એટલે એકાએક એ સ્થાને પહોંચતાં જ એ બળદ એક વાર ભાંભરીને ત્યાં સૂઈ ગયો. એના સાથી બળદ 'લંબુ'એ એનો પોકાર સાંભળ્યો. તે પાળને ઓળંગીને તેની પાસે આવ્યો અને પરોણાના મારથી સૂઝી ગયેલી તેની પીઠને ધીરે ધીરે પોતાની જીભથી ચાટવા લાગ્યો.

તેની ચારે બાજુ લગભગ વીસત્રીસ ઘરડા બળદો અને વસૂકી ગયેલી ઘરડી ગાયો હતી. તેમને પોતાના રસ્તાની ખબર ન હતી. ભરવાડોના પરોણાના મારના ડરથી આ બધાં જાનવર જે તરફ જવાનો ઇશારો કરવામાં આવતો હતો તે તરફ ચાલવા માંડતાં હતાં. ચાલતાં ચાલતાં રસ્તે જે કાંઈ દેખાતું હતું તે જલદી જલદી ખાઈ લેતાં હતાં. એટલે હવે અહીં સૂતાં સૂતાં તે ખોરાક વાગોળી રહ્યાં

હતાં. મનુષ્યનું પેટ એક વેંત જેટલું હોય છે; પરંતુ કહેવાય છે કે ગાયોનું પેટ એના પૂરા શરીરમાં ફેલાયેલું હોય છે. એટલે જે કંઈ એમને મળી ગયું તે ખાઈ લેવાનું જરૂરી હતું ને!

''એ લંબુ! આપણે બન્નેએ સાથે મળીને ખેતરમાં કામ કર્યું હતું એ યાદ આવતાં જ મારા મનમાં મધુર કંપન પેદા થાય છે. તને યાદ છે ને? એક વાર રાતના શેરડીના ખેતરોને સિંચતાં સિંચતાં એક મજૂર ઝોકું આવી જતાં પડી ગયો હતો અને પગ ઊપડતાં જ એ દબાઈને મરી જશે એ ડરથી, એનો બોજો સહન કરી, ચુપચાપ, અપાર જલધારા વચ્ચે તું ઊભો રહ્યો હતો?'' થાક્યો હોવા છતાં પણ અણિયાળા શિંગડાંવાળા બળદે ખૂબ ઉત્સાહથી પોતાના દોસ્તને આ પ્રશ્ન પૂછ્યો.

લંબુએ કંટાળીને કહ્યું, ''હમણાં તું એ વાતો શા માટે યાદ કરે છે? તને મળીને મને એટલો આનંદ થયો છે કે તેનું વર્ણન પણ મારાથી થાય એમ નથી. હવે આપણે બેકાર વાતોમાં સમય બરબાદ ન કરવો જોઈએ.

અરે હા! તું મને શોધતો અહીં કેવી રીતે આવી ચડ્યો?''

''મારા ખેડૂતનું ખેતર પાસે જ છે ને? ત્યાં તારી દીન વાણી મારા કાનમાં પડી. પછી અહીં આવ્યા વિના હું કેવી રીતે રહી શકું? બંધની પાળ ઓળંગીને અહીં ચાલી આવ્યો.''

કંદપ્પનપુદૂર નામના શહેર પાસેની વિશાળ સડક પર એકબીજાથી અલગ પડી ગયેલા અને એકાએક મળી ગયેલા આ બે બળદ, ભાવનાની મૂક ભાષામાં વાતચીત કરી રહ્યા હતા. કંદપ્પનપુદૂર નામનું આ શહેર ઈરોડ (મદ્રાસ પાસે આવેલું એક નગર)થી લગભગ ત્રીસ માઈલ દૂર આવેલું છે. આ શહેરના એક ખેડૂતે, એક દિવસ પહેલાં જ, ઈરોડમાં દરેક ગુરુવારે ભરાતા બજારમાં, તીક્ષ્ણ શિંગડાંવાળા બળદને વેચી દીધો હતો. હવે તે કસાઈનો શિકાર બનીને અન્ય ગાયો સાથે, શહેર પાસેની વિશાળ સડક પર થઈને કેરળ રાજ્ય ભણી જઈ રહ્યો હતો. ભરવાડો વિસામો કરવાને આમલીના ઝાડ નીચે રોકાઈ ગયા હતા.

અણીદાર શિંગડાંવાળા બળદે બગાસું ખાધું અને બીજી તરફ મોં કરીને સૂઈ ગયો. લંબુ એને ચાટતો હોવાથી એને અપૂર્વ સુખની અનુભૂતિ થઈ રહી હતી.

''ભાઈ! આ લોકો મને કોણ જાણે ક્યાં લઈ જશે? મારે હજી કેટલે દૂર સુધી ચાલવું પડશે? પરોણાના મારથી ત્રાસ ત્રાસ થઈ રહ્યો છે! અને સૌથી વધારે માર મને જ પડે છે.''

''હા, પાછો તું તો લંગડો છે. મારથી બચવાને ભાગી ભાગીને પણ કેટલું દૂર ભાગી શકે?'' કહેતાં કહેતાં લંબુની આંખો પણ ભરાઈ આવી.

બળદની આ જોડીએ રાતદિવસની ચિંતા કર્યા વિના કેટલાંય વર્ષો સુધી ખેડૂતની સેવા કરી હતી. અણીદાર શિંગડાંવાળા એ બળદના પાછલા ડાબા પગમાં એક ખીલી પેસી ગઈ હતી. માલિકે તેની બિલકુલ પરવા ન કરી. પાછળથી ઇલાજ કરાવતાં એનો પગ સાજો ન થયો અને એ લંગડો થઈ ગયો. ત્યારે ખેડૂતે ઈરોડના બજારમાં જઈને, કેરળ રાજ્યમાંથી બળદો ખરીદવા આવેલા કસાઈઓને સો રૂપિયામાં એને વેચી દીધો.

કેરળ જનાર રસ્તો કંદપ્પનપુદૂર પાસે થઈને જતો હતો. એથી બળદોની આ જોડીને ફરીથી મળવાનો પ્રસંગ ઊભો થયો.

લંબુએ પૂછ્યું, ''તને યાદ છે કે ગયે વર્ષે માલિકે ચાર એકર જમીનમાં હળદરની ખેતી કરી હતી?'' થોડી વાર પહેલાં ખુદ એણે જ કહ્યું હતું કે આવી વાતો ન કરવી. પરંતુ એ બળદો પાસે વાતચીત કરવાને બીજો વિષય ક્યાં હતો?

''એ વાત એટલી જલદી કેમ ભૂલી જાઉં? કહેવાય છે કે હળદરની ખેતી માટે ખૂબ પાણી જોઈએ છે. આપણે જ તો સિંચાઈ કરી હતી.''

''આપણે ખેતરમાં ગાડાં ભરી ભરીને ખાતર નાખ્યું હતું એટલે હળદર ખૂબ ખૂબ ઊગી હતી.''

''એ વર્ષે હળદરનો ભાવ પણ ખૂબ ઊંચે ગયો હતો એટલે આપણા ખેડૂતને ખૂબ પૈસા મળેલા.'' અણીદાર, શિંગડાંવાળા બળદે પોતાનું દુઃખ ભૂલી જઈને કહ્યું, ''ખેતરની સિંચાઈમાં તેં ખેડૂતને કેટલી મદદ કરી હતી?'' અણીદાર શિંગડાંવાળા બળદે એટલું કહ્યું, ત્યાં તો લંબુ બોલ્યો, ''તેં પણ મારી સાથે કામ કર્યું હતું! આપણી મહેનતને લીધે ખેડૂતના ખિસ્સામાં વગર મહેનતે કેટલા બધા રૂપિયા એકઠા થઈ ગયા હતા.'' એ જ વખતે સૂતેલા ભરવાડોમાંથી બે ભરવાડો જાગી ગયા. બન્નેએ બીડી સળગાવી. પછી વાતચીત કરવા માંડી.

''પેલા માણસને તેં જોયો? તે આવતે વર્ષે બીજા બળદને વેચવાની વાત કરી રહ્યો હતો.''

''કોને?''

''પેલો માણસ જે પોતાની બળદગાડીમાં બજારમાં આવ્યો હતો તેની ગાડીએ એક જ બળદ જોડેલો હતો. તે કહેતો હતો કે બીજા બળદ પાસેથી હજી એક વર્ષ કસીને કામ લેશે. પછી વેચી નાખશે.''

''ત્યારે એ બળદની કિંમત પચાસ રૂપિયા કરીએ તોપણ વાજબી કહેવાશે!''

''અરે! એ માણસ ભારે ચાલાક છે. કહેતો હતો કે આવતે વર્ષે પચીસ રૂપિયા મળે તોય ઘણા છે.''

''આવતા વર્ષ સુધીમાં તો બળદની મદદ વડે તે બસો રૂપિયા કમાઈ લેશે.

પછી તે શા માટે તેને હમણાં વેચે?"

"એ માણસ હિસાબ-કિતાબમાં હોશિયાર છે. બળદ થાકીને લોથપોથ થઈ જાય, બેભાન થઈને પડી જાય ત્યાં સુધી કસી કસીને તેની પાસેથી કામ લેશે. તે પછી બળદના જેટલા પૈસા મળે તેટલા ખરા. હા, તેમ છતાં જે કંઈ મળશે તે છોડશે નહિ."

એ લોકો બળદોને કતલખાને લઈ જઈ રહ્યા હતા. તેઓ નિર્દયતાથી બળદોને ચાબુક મારતા મારતા લઈ જતા હતા. અણીદાર શિંગડાંવાળો બળદ અને લંબુ તેમની વાતો સાંભળવાની ઇચ્છા કરત તો કદાચ તે સાંભળીને તેઓ ખૂબ નવાઈ પામત. દુનિયામાં એક વ્યક્તિની વાત, બીજી વ્યક્તિ સમજી શકતી નથી. જો એમ ન થાય તો જુદા જુદા પ્રશ્નો બાબત સ્પષ્ટીકરણ, નિષેધ, વિસ્તૃત વિવેચના અને તેની ઉપર વિવાદ વગેરેની જરૂર જ શા માટે રહેત? જ્યારે માણસની સ્થિતિ આવી હોય ત્યારે બળદો માણસની વાતો સમજી શકે એ તો અસંભવ જ ગણાય. એક દૃષ્ટિએ જોઈએ તો આ સ્થિતિ યોગ્ય પણ છે. યાત્રાની આખરે બનનારી ઘટના બાબત અગાઉથી ખબર ન હોવી એ શું સારું નથી?

અણીદાર શિંગડાંવાળા બળદ અને લંબુને ભવિષ્યની ખબર ન હતી. તેઓ બન્ને એકબીજાની સામે જોતાં જોતાં અજાણ્યાની જેમ ઊભા હતા. માણસ બધી વાત જાણી શકતો નથી, તો પછી બિચારો બળદ કેવી રીતે જાણી શકે?

બીડી લગભગ બળીને ખલાસ થવા આવી હતી. હવે તે આંગળીઓ વચ્ચે દબાવી રાખવાથી દાઝી જવાનો સંભવ હતો, એથી ભરવાડોએ સળગી ગયેલી બીડીના ટુકડા ફેંકી દીધા અને આંખો મીંચી સૂઈ ગયા.

અણીદાર શિંગડાંવાળો બળદ લંબુ સાથે પાછો વાતોએ વળગ્યો.

અણીદાર શિંગડાંવાળાએ પૂછ્યું : "લકવો થઈ જતાં ખેડૂતના પિતાને હૉસ્પિટલમાં લઈ ગયા હતા ને?"

"હા, ત્યારે આપણે બેસારુઓને રોજ દસ માઈલ દૂર આવેલી હૉસ્પિટલમાં લઈ જતા હતા અને લાવતા હતા. ત્રણ વર્ષ સુધી આપણે એ કામ કર્યું. એક દિવસ પણ આ કામ આપણે ચૂક્યા નહોતા..."

"સવારે ખેતરમાં ઘણું કામ કરવું પડતું હતું અને સાંજના સૌને લઈને દસ માઈલ દૂર હૉસ્પિટલમાં જવું પડતું હતું. પાછા આવતાં પણ દસ માઈલ ચાલવું પડતું હતું."

"લકવાથી બીમાર ખેડૂતના પિતાની દિલથી સેવા કરી; પરંતુ તેઓ ફરીથી પાછા સારી પેઠે હરતાફરતા ન થયા. એમનાં અસ્થિ કાવેરી નદીમાં પધરાવવાને પણ એ લોકો આપણા જ ગાડામાં ગયા હતા ને! પિતાનું અવસાન થતાં બિચારો

ખેડૂત કેટલું રડ્યો હતો!''

બળદો આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા ત્યારે થાક્યોપાક્યો ખેડૂત ત્યાં આવી પહોંચ્યો. તેણે વિચારેલું કે એ દિવસે તે લંબુની સાથે બીજા કોઈ બળદને હળે જોડીને ખેતર ખેડશે. પણ ખેડતી વખતે લંબુ ગૌશાળામાં મળ્યો નહિ. હળ પાસે પણ ન દેખાયો. ખેડૂતે તેને શોધવા ચારે બાજુ માણસો દોડાવ્યા. તેણે પોતે સડકને કિનારે આમલીના ઝાડ નીચે કેટલાક બળદને ઊભેલા જોયા. એટલે પાન ચાવતો ચાવતો તે ધીરે ધીરે ત્યાં ગયો. ત્યાં પહોંચતાં જ એની નજર લંબુ પર પડી.

''અચ્છા તો આ લંગડા બળદ માટે તને આટલો બધો પ્રેમ છે? હું તને ક્યાં ક્યાં શોધી આવ્યો? તારે લીધે મજૂરોનું કામ અટકી ગયું છે. તને સારી પેઠે મારવો પડશે.'' એમ કહેતાં ખેડૂતે ઝાડ પરથી એક મોટી ડાળી મારવાને તોડી લીધી. ડાળી લઈને તે જલદી આમલીના ઝાડ પાસે ઊભેલા લંબુ પાસે ગયો.

એ જ વખતે એક કૂતરો ત્યાં આવી ચડ્યો. ખેડૂતને કરડવા તે દોડ્યો. તેને જોતાં લાગતું હતું કે તે કોઈ પાગલ કૂતરો છે. ખેડૂતે તેનાથી બચવાના પ્રયાસ કરવા છતાં પણ તે બચી ન શક્યો.

ત્યાં તો અણીદાર શિંગડાંવાળો બળદ કૂતરા પર તૂટી પડ્યો. કૂતરાના કરડવાથી શરીર પર પડેલા ઘાની પરવા કર્યા વિના તે કૂતરા સાથે લડવા લાગ્યો અને પોતાનાં અણીદાર શિંગડાંથી કૂતરાને મારી નાખ્યો. એ વખતે કોણ જાણે ક્યાંથી એટલી બધી શક્તિ એનામાં આવી ગઈ! પાગલ કૂતરા સાથે લડતી વખતે આમતેમ દોડવાથી એનો શ્વાસ ભરાઈ આવ્યો. ઊંડા શ્વાસ લેતો તે ચુપચાપ ઊભો રહ્યો. કૂતરાના કરડવાથી જે ઘા પડ્યા હતા તેને આ લંબુ ચાટવા લાગ્યો. લંબુ આ રીતે તેનું દુ:ખ જાણે ઓછું કરવાનો પ્રયાસ કરતો હતો.

માલિક ખેડૂત સારી પેઠે સમજી ગયો હતો કે પાગલ કૂતરાના કરડવાથી થયેલા ઘા ચાટવાથી લંબુ પણ હવે પાગલ થઈ જશે. એટલે હવે લંબુ પણ એને કામ આવી શકે તેમ નથી. પાગલ કૂતરા અને બળદની લડાઈની ધમાલમાં બધા ભરવાડ જાગી ગયા હતા.

ખેડૂતે એમને પૂછ્યું, ''અણીદાર શિંગડાંવાળા બળદની જોડી તમારે જોઈએ?''

''અમે તો કાલે જ તારી પાસે માગી હતી. તેં જ તો વેચવાની ના પાડી હતી.''

''હવે મેં વેચવાનો ફેંસલો કર્યો છે. કેટલા રૂપિયા આપશો?''

''એટલા જ... સો રૂપિયા. જોડી તો સરખી જ છે ને?''

''ભલે, લાવો'', કહી ખેડૂતે સો રૂપિયા લઈ લીધા અને નોટો ધોતિયાની

ગાંઠમાં બાંધી દીધી.

પછી બળદની એ જોડી અન્ય બળદો સાથે કેરળ રાજ્ય તરફ ચાલવા માંડી. ચાબુકનો માર પડતાં જ બળદોને ત્યાંથી આગળ ચાલવાના હુકમનું ભાન થયું.

લંબુને કંઈ સમજાયું નહિ. પરંતુ પાગલ કૂતરાથી પોતાના માલિકને બચાવનાર અણીદાર શિંગડાંવાળા બળદનો સાથ થઈ જતાં તેને અપાર આનંદ થયો. ખેડૂત શા માટે આ બળદોના ટોળામાં એને છોડી ગયો તેનો ખ્યાલ તેને ન આવ્યો. તે વિશે વિચાર કરે તે પહેલાં જ તેની પીઠ પર ચાબુકનો માર પડ્યો. અણીદાર શિંગડાંવાળા બળદને પણ પાંચ છ વાર માર પડ્યો.

''કેટલો દુષ્ટ છે આ બળદ! કૂતરા સાથે લડતી વખતે કેવો દોડાદોડ કરતો હતો અને હવે લંગડાઈ રહ્યો છે. પાજી ક્યાંનો!'' કહેતાં કહેતાં ભરવાડ બળદોની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

# 8

# બળદગાડી

- તિ. જ. રંગનાથન

આંબલીના ઝાડ નીચે પડેલી એ જીર્ણ-શીર્ણ બળદગાડી રત્નસ્વામીને કોણ જાણે કેટકેટલી ઘટનાઓની યાદ આપી રહી હતી. એ બળદગાડી નાની સરખી હતી..., 'માઇનર ગાડી' પણ કહેવાતી હતી. 'માઇનર'નો અર્થ સગીર વયનો નહિ. અમીર ખાનદાનના મોજીલા યુવાનોને 'માઇનર' કહેવામાં આવે છે ને? એવા જ એક 'માઇનર' માટે એ ગાડી બનાવવામાં આવી હતી. એક વખત એ 'માઇનર ગાડી' તરીકે પ્રસિદ્ધ હતી.

બળદગાડીને જોતાં જ એને કોમળ અંગવાળી પેલી રૂપવતી સ્ત્રીની, તેના ચહેરાની, આંખોની, તેમાંથી ચમકતા પ્રકાશની યાદ આવે છે. તેની યાદ આવતાં જ એનું મન અપાર વેદનાથી ભરાઈ જાય છે. મનમાં વેદના સિવાય બીજો કોઈ ભાવ રહેતો નથી.

હાય! એ ગાડી આજે પણ શા માટે અહીં પડી છે? એનો સંપૂર્ણ નાશ કેમ ન થઈ ગયો? ગાડીને જેણે બનાવી હતી તે માણસ પણ મરી ગયો છે, ગાડીનો માલિક પણ જીવતો નથી... તેનું પણ અવસાન થઈ ગયું છે. ધરતી પર પડતાં સર્વ નિશાન ભૂંસાઈ જાય છે કે ઝાંખાં પડી જાય છે; પાણીમાં ધોવાઈ જાય છે કે હવામાં મળી જાય છે. એ નિશાનમાંથી આજે બે જ નિશાન શેષ છે! - એ ગાડી અને સ્વયં રત્નસ્વામી. ધરતી પર નિશાન ક્યાં છે? જો તે ક્યાંક દેખાય તો શું તે નિશાન કાયમ રહેશે? આપણે સાવ અજ્ઞાની, અંધવિશ્વાસરૂપે આ દુનિયામાં આવીએ છીએ અને અહીંના પ્રપંચમાં ફસાઈ જઈએ છીએ. શું આપણે ચોક્કસ કહી શકીએ છીએ કે આપણે ક્યાંથી આવીએ છીએ? શું મનુષ્ય પવનથી પાણીમાં પેદા થનાર પરપોટા સમાન છે? કંઈ સમજાતું નથી. જે લોકો આ વાત જાણે છે અથવા આવી વાતોના જાણકાર હોવાનો દાવો કરે છે તેમની

વાતો પર વિશ્વાસ કરવાથી પણ કંઈ ફાયદો થતો નથી. એ સાંસારિક પ્રપંચ જૂઠ છે કે સત્ય? જૂઠમાં કલંક લાગવાનો પ્રશ્ન જ ઊભો થતો નથી; કેમ કે જૂઠ સ્વયં કલંકયુક્ત હોય છે. જૂઠ પર કલંક લાગતું નથી. કલંક જૂઠમાં પૂર્ણ રીતે મળી જાય છે. શું સંસાર સત્ય છે? સત્ય સર્વથા કલંકરહિત હોય છે. સંસાર નથી તો સત્ય કે નથી મિથ્યા. સંસાર સત્ય અને મિથ્યાનું મિશ્રણ છે. સંસારમાં આપણને જે કંઈ સ્પષ્ટરૂપે જણાય છે તે મિથ્યા હોય છે અને જે કંઈ અસ્પષ્ટ જણાય છે તે સત્ય છે.

એ ભાંગીતૂટી ગાડી જોઈને રત્નસ્વામીના મનમાં એક તરફ વેદનાનો ભાવ પેદા થયો તો બીજી તરફ આ પ્રકારના દાર્શનિક વિચારો પણ જાગ્યા. એ ગાડી પર છવાયેલા આંબલીના ઝાડ પર એક વખત ખૂબ કાતરા પાકતા હતા. કાતરાથી કંઈ કેટલાય કોથળા ભરાઈ જતા હતા. આજે એ ઝાડ પણ વૃદ્ધ થઈ ગયું હતું. એનાં પાન ખરી ગયાં હતાં. હવે એ ઝાડ ઈંધણનું જ કામ આપી શકે તેમ હતું. આ જગત જ પ્રપંચનું રહસ્ય છે, વિસ્મિત કરનાર તત્ત્વ છે. રોજ સવારે હસતી હસતી આવીને આંબલીના એ ઝાડ પરથી ખરી પડેલા કાતરાને વીણી જનારી એ કન્યાને એણે અનેક વાર જોઈ છે.

ક્યારેક ક્યારેક એણે પણ કાતરા વીણવામાં મદદ કરી છે! ત્યારે એ બિલકુલ જાણતો ન હતો કે એની આ પ્રવૃત્તિથી ભવિષ્યમાં અનેક ઘટનાઓ ઊભી થશે. શું એ વાત તે જાણતી હતી? આવી બધી ઘટનાઓ બનશે એવો ખ્યાલ શું તેને અગાઉથી આવી ગયો હતો? કેવી રીતે તે એ બધી વાતો જાણી શકે? ના, આ ઘટનાઓ વિશે એને કંઈ પણ ખબર ન હતી, એટલું તો ચોક્કસ કહી શકાય. જે રીતે વાછરડો કૂદતો કૂદતો ખેતરમાં ચરતી પોતાની માની પાછળ પાછળ ફરે છે તે જ રીતે એની નાની છોકરી સરસુ એની સાડીનો છેડો પકડીને એની પાછળ પાછળ ફરતી હતી. એ દૃશ્ય કેવી રીતે ભૂલી શકાય? એ છોકરી સરસુ આજે ક્યાં છે? કેવું જીવન જીવી રહી છે? કંઈ જ ખબર નથી. એને વિશે લોકોને પૂછવા છતાં, કંઈ જાણવા મળ્યું નહિ. તે વખતે આડોસપાડોસમાં જે લોકો રહેતા હતા તે લોકો આજે ત્યાં નથી. ત્રીસ વર્ષ પછી ગામમાં પાછા ફરતાં ગામની દશા એવી જ હોય ને? પહેલાંનો જાણીતો કોઈ ચહેરો ગામમાં દેખાતો નથી. હા... તો આ છે સંસાર.

સુંદર વસ્તુઓ આપણને સદા આનંદ આપે છે એટલે શું તે અવિનાશી છે? દેવીની પ્રતિમા સમાન દેખાનાર એ યુવતી શા માટે મરી ગઈ? રસ્તાને શોભા આપનાર, પ્રકાશરથ જેવી જણાતી એ ગાડી ભાંગેલીતૂટેલી હાલતમાં કેમ પડી છે? લીલાંછમ પાંદડાં અને કાતરાથી લદાયેલું રહેતું એ આંબલીનું વૃક્ષ

આજે ઠૂંઠું બનીને ધરાશાયી થવાની દશામાં કેમ છે? શું સૌન્દર્ય શાશ્વત તત્ત્વ છે? ના, એમ કહેવું અસત્ય છે, સાવ ખોટું છે.

એ નાની બળદગાડીને શાંતપ્પન નામના સુતારે બનાવી હતી. એ આંબલીના ઝાડ નીચે જ એ ગાડીનું નિર્માણ થયું હતું. ગામના કારીગરો આજે પણ ચાલતી આવતી પરંપરાને વળગી રહેલા છે - રત્નસ્વામી આ બાબત કંઈ જાણતો નથી. તે આજે જ અહીં આવ્યો હતો. લોકોને તે નવો અને અજાણ્યો જણાઈ રહ્યો છે. પહેલાં ગામના બધા લોકો તેને ઓળખતા હતા. એમ કહેવું અયોગ્ય નહિ ગણાય કે ગામનો તે લાડકો છોકરો હતો. સૌ 'રત્નુ'ને પોતાનો લાડકો છોકરો ગણતા હતા. અંતે 'પતન પામેલા દેવતાની જેમ' તે ગામ છોડી ચાલી ગયો. કદાચ એકાદ ખૂણામાં કોઈ પરિચિત વ્યક્તિનો ચહેરો કે જે આજે ઘડપણની કરચલીઓથી સભર હશે તે દેખાશે. હજી સુધી એવો કોઈ ચહેરો એણે જોયો ન હતો. કદાચ હવે પછી દેખાય!

ગામમાં સુતાર, લુહાર, સોની વગેરે તથા ધોબી, હજામ વગેરે કારીગરોને કામના બદલામાં રોકડ મજૂરી આપવાનો રિવાજ ન હતો. ખેતરમાં કાપણી વખતે તેમને અનાજ આપવામાં આવતું હતું. પર્વો, લગ્ન જેવા સંસ્કારો, ઉત્સવો તથા બીજા વિશિષ્ટ પ્રસંગોએ આ લોકોને કંઈ ને કંઈ આવક થતી હતી. હળને બદલે કોઈ પ્રકારનો જોડ કરવો, ખાતરના ગાડાનાં પૈડાંમાં આરા લગાવવા ઇત્યાદિ સાધારણ કામ કરવાની સુતારની ફરજ હતી. આવાં નાનાં-મોટાં કામને બહાને પૂરેપૂરી ગાડી બનાવી લેતાં તેમણે મહેનતાણું આપવું પડતું હતું. પોતાનું કામ કરવાનું હોય કે કાપણી કરવાની હોય, શાંતપ્પન ખૂબ આળસ કરતો હતો. તે હંમેશાં કામ ટાળવાનો પ્રયત્ન કરતો હતો. કામને બદલે અનાજ લેવાને પણ તે ખુદ જતો ન હતો. તેની પત્ની કે બાળકો માલિક પાસે જઈને થોડુંસરખું અનાજ માગી લાવતાં - જાણે તેઓ ભીખ માગી રહ્યાં હોય. ગામની જમીનનો થોડો ભાગ એના કુટુંબીજનોનો હતો. એ જમીન ખૂબ ફળદ્રુપ હતી. એમાં જે કંઈ પેદા થતું તેનાથી પરિવારને બે ટંક ખાવાનું મળી રહેતું હતું.

એક વાર ગુરુમૂર્તિએ શાંતપ્પનને પડકાર કર્યો. મોટા જમીનદાર ગુરુમૂર્તિ જાણતા હતા કે શાંતપ્પન પાસેથી કામ લેવાનો સર્વોત્તમ ઉપાય તેને પડકાર કરવાનો છે. મોટા જમીનદાર એટલે એમ નહિ કે તેમની પાસે અનેક વેલી[1] જમીન હતી. તેમની પાસે કુલ અઢી વેલી જમીન હતી; જ્યારે ગામમાં એક વેલીથી વધારે જમીનવાળો કોઈ જમીનદાર ન હતો. સૌ ગુરુમૂર્તિને માન આપતા

1 પોણાસાત એકર જમીન = એક વેલી.

હતા તેનું કારણ એ ન હતું કે તેઓ ખૂબ મોટા જમીનદાર હતા; પરંતુ તેમનો સ્વભાવ સારો હતો. તેઓ કોઈનું ખરાબ બોલતા ન હતા. ભગવાનના પરમભક્ત હતા. એક રીતે તેમને દાર્શનિક કહી શકાય. તેમણે રીતસરનું ઉચ્ચ શિક્ષણ લીધું ન હતું. સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો કહી શકાય કે તેઓ બે ધોરણથી આગળ ભણ્યા ન હતા; પરંતુ તેમનાં કબાટ પુસ્તકોથી ભરેલાં હતાં. મોટા ભાગનાં પુસ્તકો ભગવદ્સ્તુતિ, ધર્મ, દર્શન આદિ વિશેનાં હતાં. નીરસ, નિરર્થક કથાઓ તેમને પસંદ ન હતી. તેઓ વિભિન્ન કલાઓનું ગંભીર અધ્યયન કરતા અને તેને સમજી લેતા હતા; પરંતુ એ કલાઓને તેઓ બેકાર ગણતા હતા. એટલે તેમણે કલાઓ વિશેનાં પુસ્તકો ભેગાં કર્યાં ન હતાં. અઢાર સિદ્ધો[1], તપયુવાનવર[2], પટ્ટિનતાર[3]ના પદસંગ્રહ, હનુમાનપરાક્રમ, વિનાયકમાહાત્મ્ય, તિરુવિલૈયાડલ પુરાણમ્ (તમિલમાં રચિત એક પુરાણ, જેમાં શિવજીનાં અલૌકિક કૃત્યોનું વર્ણન છે) વગેરે પુસ્તકો તેમની પાસે હતાં. આ પુસ્તકોમાં એક તાંજોરવાસીરચિત 'ભગવદ્ગીતા વ્યાખ્યા' નામનું પુસ્તક તેમને ખૂબ પ્રિય હતું. તેમણે આ પુસ્તક અનેક વાર વાંચ્યું હતું. એક વાર કોઈ એ પુસ્તક વાંચવા લઈ ગયું પણ પાછું લાવ્યું નહિ. એ પુસ્તક આમ ખોવાઈ જવાના બનાવને તેમણે પોતાનું દુર્ભાગ્ય માન્યું.

શાંતપ્પન જ્યારે જ્યારે પૈસા માગતો હતો ત્યારે ત્યારે પહેલાં 'ના' કહીને ગુરુમૂર્તિ જ તેને પૈસા આપતા હતા. તેઓ શાંતપ્પનથી સદા ચિડાયેલા રહેતા હતા.

શાંતપ્પને જ તેમના ઘરનું મંદિર તથા ભગવાનની મૂર્તિઓને માટે સુંદર, કલાપૂર્ણ આસન બનાવ્યું હતું. ગુરુમૂર્તિએ પોતાના કુટુંબના કલ્યાણ માટે એ આસન નીચે નવરત્નો દબાવી દીધાં હતાં. આ હકીકત સુતાર શાંતપ્પન જાણતો ન હતો, પણ રત્નસ્વામી જાણતો હતો. શાંતપ્પને કોઈ 'પોલિટેકનિક'માં જઈને અભ્યાસ કર્યો ન હતો - ત્યારે આવું શિક્ષણ મળતું પણ ક્યાં હતું? તે જે કોઈ વસ્તુ એક વાર જોતો તે પોતાના હાથે બનાવી કાઢતો હતો. તેની નજરે જે કંઈ ચડતું તેની ત્રુટિઓ દૂર કરી પોતાની કલ્પનાથી અદ્ભુત કલાકૃતિઓ નિર્માણ કરવાની આવડત તેનામાં હતી.

એક દિવસ ગુરુમૂર્તિ બોલ્યા, "આળસુ શાંતપ્પન શું કરી શકવાનો છે? પાવડી બનાવી શકે છે, વાંકુંચૂકું લાકડું કાપીને પણ તે પાવડી બનાવી શકે છે. કહેશે કે આ તો ખૂબ સહેલું કામ છે. તે કરવાથી આંખો દુઃખતી નથી. પણ શાંતપ્પન શું એક નાની બળદગાડી બનાવી શકે છે?"

---

1. તમિલનાડુમાં પેદા થયેલા અઢાર રહસ્યવાદી કવિ.
2. તમિલના એક સંતકવિ.
3. તમિલના શિવભક્ત કવિઓમાંના એક.

તેમની આ વાતને શાંતપ્પને એક પડકારરૂપે સ્વીકારી લીધી અને બળદગાડી બનાવવામાં પડી ગયો.

ગુરુમૂર્તિએ એક એક કરીને લાકડું, ખીલીઓ, મીણ, કપડું, ટાટ, કમાન, કાચ ઇત્યાદિ વસ્તુઓ ખરીદી આપી. શાંતપ્પનને મદદ કરવાને કેટલાક માણસો પણ રોક્યા. આ સૌએ પોતપોતાની મજૂરી નક્કી કરી લીધી હતી; પરંતુ શાંતપ્પને પોતાની મજૂરી નક્કી કરી ન હતી. તે ગુરુમૂર્તિ પાસેથી મજૂરી શી રીતે લઈ શકે? તેઓ આશ્રયદાતા હતા અને પોતે તેમનો કલાકાર હતો. શાંતપ્પનની નજરે તો ગુરુમૂર્તિના પ્રશંસાસૂચક બે શબ્દો 'શાબાશ શાંતપ્પન' મજૂરી કરતાં પણ વધારે હતા.

ગુરુમૂર્તિને ઘેર શાંતપ્પનનો હંમેશાં આદર-સત્કાર થતો હતો. કામના દિવસની તો વાત જ શી કરવી? તે દિવસોએ તેને કૉફી, નાસ્તો, ભોજન - બધું ત્યાં જ મળી જતું હતું. પણ નાસ્તો હોય કે ખાવાનું - તે આરામથી ખાઈ શકતો ન હતો; કેમ કે તેને ભૂખે પેટે કામ કરવાનું વધારે ગમતું હતું. તેણે વખતસર અને ઊતરતી ગરમાગરમ કોઈ ચીજ ખાધી ન હતી. કામ પૂરું થયા પછી જ તે ખાઈ શકતો હતો. કામ કરતે કરતે મોટે ભાગે તેનો નાસ્તો કે ખાવાનું ઠંડું થઈ જતું હતું.

શાંતપ્પને એ નાની બળદગાડી જલદી બનાવી દીધી. ચાર મહિના પછી પાસેના એક ગામમાં લગ્ન હતાં. તેણે કહ્યું હતું કે મારા હાથે બનેલી ગાડીમાં બેસીને જ ગુરુમૂર્તિ લગ્નમાં જશે. એટલે જલદી જલદી તેણે ગાડી બનાવી દીધી.

સૌથી પહેલાં તેણે ગાડીનો ઉપલો ભાગ બનાવ્યો. તેની પર ત્રણ વાર રંગ લગાડ્યો. ઠેકઠેકાણે લાલ, પીળા, ભૂરા અને જાંબુડી રંગના કાચ જડી દીધા. ગાડીના ઉપરના ભાગમાં તેણે પોતે સુંદર ચિત્રો દોર્યાં. શાંતપ્પન ચિત્રકલામાં પણ પ્રવીણ હતો.

ગાડી જોઈને ગુરુમૂર્તિ બોલ્યા, ''શાબાશ! તેં ખૂબ સુંદર બળદગાડી બનાવી છે. શાંતપ્પન, તું ખૂબ ચતુર કલાકાર છે.''

ત્યારે શાંતપ્પનને મૂછો ન હતી છતાં મૂછો પર તાવ દેવાનો તેણે અભિનય કર્યો.

જે દિવસોમાં આ નાની બળદગાડી બની રહી હતી ત્યારે સરસુ સાવ બાળક ન હતી, તે એટલી મોટી થઈ ગઈ હતી કે તેના પછી પણ તેની મા બીજાં આઠ બાળકોને જણી શકે તેમ હતી. સરસુની ઉમ્મર ત્યારે અગિયાર વર્ષની થઈ હતી. તેના પછી માએ કોઈ બાળકને જન્મ ન આપ્યો. રામ! એક છોકરો કેમ ન થયો! વિધાતા નિષ્ઠુર છે, આંધળો છે. જીવનમાં આટલી ત્રુટિ શા માટે

રાખી? એથી જ સ્તો... એથી જ સ્તો... હાય! એ વાતોની કલ્પના પણ થઈ શકે તેમ નથી.

રત્નમના પિતા એ ગામની સ્કૂલના પ્રાધ્યાપક તરીકે ન આવ્યા હોત તો જ સારું ન થાત? કેટલાંય ગામમાં પાઠશાળાઓ નથી. આ ગામમાં પાઠશાળા ન હતી તેનુંય કોને દુઃખ હતું? જો અહીં પાઠશાળા ન હોત તો જ સારું થાત! પિતા ગામમાં અધ્યાપક હતા એટલે રત્નસ્વામીએ પણ અહીં આવીને રહેવું પડ્યું. એટલે ગુરુમૂર્તિ સાથે મિત્રતા થઈ. તે તેમની સાથે ભાઈ જેવું વર્તન રાખવા લાગ્યા. તેઓ દાર્શનિક હતા; પરતુ રત્નસ્વામીના તર્કવિતર્કો સાંભળી તેનું સમાધાન કરવામાં તેમને ખૂબ આનંદ થતો. હસવાબોલવામાં પણ ગુરુમૂર્તિ મર્યાદાનું ઉલ્લંઘન કરતા ન હતા. પત્તાં રમતી વખતે રત્નમની ચાલ જોઈને તેમને આનંદ થતો. તેઓ માનતા હતા કે રત્નમ બુદ્ધિશાળી છે પણ અમુક હદે તેનામાં નીચતા પણ છે. દરેક પ્રકારનાં અઘરાં કામ માટે તેઓ રત્નમને જ બોલાવતા હતા. તેઓ જ શા માટે, તેમની પત્ની શિવકામી પણ પ્રત્યેક કામ માટે રત્નમને જ બોલાવતી હતી. કૂવામાં પડી ગયેલો લોટો કોઈની મદદ વિના કાઢવો, નારિયેળના ઝાડ પર ચઢીને નારિયેળ તોડવાં, અડિયલ બળદો સાથે જોડેલી ગાડી સરળતાથી ચલાવવી, આ બધાં કામ કરવાને રત્નમ સદા તત્પર રહેતો હતો. આ રીતે ગાડી ચલાવવાને લીધે જ તેની આ દુર્દશા થઈ. ગાડી બનીને તૈયાર તો થઈ ગઈ. લગ્નના એક દિવસ પહેલાંની સાંજની વાત છે. શિવકામી કમરે ઘડો મૂકીને કૂવે પાણી ભરવા જઈ રહી હતી. ગામલોકોની સગવડ માટે કૂવાની પાસે હાલમાં જ એક હાથપંપ લગાવવામાં આવ્યો હતો. તેથી દોરડું લીધા વિના જ તે કૂવે ગઈ. એક હાથે તેણે ઘડો પકડ્યો હતો, બીજે હાથે કમર પરના ઘડાને ખૂબ નાજુકાઈથી ટેકો આપીને તે ધીરે ધીરે ચાલી રહી હતી.

''રત્નુ, તેં તારી ભાભીને જોઈ? કમરે ઘડો રાખીને જતી શિવકામીને જોઈને લાગે છે, જાણે યશોદા બાળકૃષ્ણને તેડીને જઈ રહી છે! આ યશોદાને છોકરો ન હોવાનું ભારે દુઃખ છે'', કહીને ગુરુમૂર્તિએ પત્નીને ચીડવવા માંડી. આ રીતે પત્નીને ચીડવવાની તેમને મજા આવતી હતી. પુત્રના અભાવથી પત્નીને થતી વેદનાની તીવ્રતાને તેઓ જાણતા ન હતા. શાંત, શીતળ, સમતલ ભૂમિ પર ઊભેલી વ્યક્તિને જ્વાળામુખીના ભીતરના તાપની શી ખબર હોય?

એક દિવસ એમણે સ્વપ્ન જોયું. સ્વપ્નમાં શિવજી કહી રહ્યા છે, ''હવે તેને કોઈ પુત્ર નહિ થાય.'' ગુરુમૂર્તિએ ખૂબ સ્પષ્ટ શબ્દોમાં શિવકામીને આ સ્વપ્નની વાત કહી હતી. પોતે સ્પષ્ટ રીતે પત્નીને આ વાત કહી શક્યા એથી તેઓ ખુશ હતા. તેઓ કમનસીબ હતા! તેઓ સમજી ન શક્યા કે નિરાશા

હોલવાઈ જતાં અગ્નિ સમાન નથી હોતી, પરંતુ રાખથી આચ્છાદિત પ્રજ્વલિત અગ્નિ સમાન છે. જરાક સરખો પવન લાગતાં જ ધૂ... ધૂ... કરીને સળગી ઊઠે છે. અંતે થયું પણ એવું જ. તેમણે પ્રજ્વલિત કરેલી આગ આજે પણ સળગી રહી છે.

ગુરુમૂર્તિ લગ્નમાં હાજરી આપવાને નીકળ્યા. ગલીમાંનાં બીજાં બેત્રણ કુટુંબ પણ પોતપોતાની ગાડીઓ લઈ નીકળી પડ્યાં. સૌ અંદર અંદર સગાં હતાં. રત્નમને કોઈ સગપણ ન હતું; પરંતુ ગુરુમૂર્તિનાં કુટુંબીજનોનો પણ તે મિત્ર થઈ પડ્યો હતો. ગુરુમૂર્તિનો દરબારી કલાકાર શાંતપ્પન હતો, તો વિદ્વાન રત્નસ્વામી હતો. બંને તેમની સાથે ગયા.

રત્નમ તેમના પિતાની નજરે સાવ બેકાર હતો. તેની પીઠ પાછળ તેઓ સદા તેને ગાળો આપતા અને વિચારતા, ‘‘કહ્યું ન માનનાર છોકરાને જાનથી મારી નાખવામાં પણ પાપ નથી.’’ રત્નમની આગળ તેઓ કંઈ જ ન કહેતા. તેની પર કોઈ પ્રકારની દેખરેખ પણ રાખતા ન હતા. એ વખતે તેના શિર પર નાની સરખી ચોટલી હતી. એક વખતે એથી પણ મોટી જાડી ચોટલી હતી. ચોટલીના વાળ શિરના અડધા ભાગમાં ફેલાયેલા હતા. ક્યારેક તેના માથા પર એક પાતળી ચોટલી હતી. પુત્રની આ ચોટલી જોઈ પિતા સળગી ઊઠતા હતા. તેની લાંબી કલમ અને જુલફાં જોઈને પિતા નિઃશ્વાસ નાખતા હતા. તેઓ પાતળી ચોટલી અને જુલફાં વચ્ચેનું અંતર સમજતા ન હતા; પરંતુ રત્નમ યુવક હતો. તેની ઉંમર લગભગ પચીસ વર્ષની હતી. તે સદા દિલબહાર સુગંધિત તેલનો ઉપયોગ કરતો હતો. તેના માથા પર થોડા વાળ હતા. વાળને તે એવી રીતે લપેટીને બાંધતો હતો કે તેનો અંબોડો મોટો દેખાતો હતો. તે ચીપિયા લગાવીને અંબોડો માથા પર સજ્જડ બેસાડતો હતો. ક્યારેક ક્યારેક તે છોકરીઓની જેમ અંબોડો બનાવતો હતો. સારી પેઠે કાંસકી ફેરવવાથી તેના વાળ ચોંટી રહેતા હતા, છતાં પણ વાળમાં તે ગોળ કાંસકો ખોસી દેતો હતો - કેમ જાણે તે અલંકારની કોઈ વસ્તુ ન હોય! મલમલનો ઝભ્ભો, રેશમી દુપટ્ટો, કમરે સુંદર ચોકઠાંની લૂંગી, માથા પર સુગંધિત કુંકુમનો ચાંલ્લો, પાનથી રંગાયેલ હોઠ - આ હતી એની વેશભૂષા. મોંમાં તંબાકુ દબાવી જ્યારે લગામ પકડતો હતો ત્યારે અડિયલ બળદોને પણ જાણે પાંખ આવી જતી હતી અને તેઓ ઘોડાના જેવી ગતિથી દોડવા લાગતા હતા. તે દિવસે રત્નસ્વામીએ જ એ બળદગાડીને હાંકવાનું કામ માથે લીધું. આ બધું એનું જ અશુભ પરિણામ હતું.

ગુરુમૂર્તિએ આ નાની બળદગાડીને પહેલવહેલી વાર ચલાવવા માટે સુંદર બળદોની એક જોડી ખરીદી. બળદોને તેમણે ઘંટડી, પગનાં ઘરેણાં, મોતીની માળા

વગેરેથી શણગાર્યા. એ બળદોને હાંકવાની યોગ્યતા રત્નમમાં જ હતી. તેની પાસે અનેક પ્રકારની સુંદર સુંદર પરોણી અને ચાબુકો હતી. ચાબુકમાં કેટલીક મોતીની માળા સમાન, કેટલીક તારની જેમ પાતળી, તો કેટલીક ફૂમતાંવાળી હતી. તેની સાથે તે એક છત્રી પણ રાખતો હતો. છત્રીથી ભયભીત થનાર બળદોને જોઈને તે ખૂબ પ્રસન્ન થતો હતો. પરોણી કે ચાબુકનો માર પડતાં પણ ન માનનાર બળદને તે છત્રીથી ડરાવતો હતો. તે વખતે તેને એવું લાગતું કે જાણે તે પેરેશૂટમાં ઊડી રહ્યો છે. નવા બળદોને કાબૂમાં રાખવાને ફૂમતાંવાળી ચાબુક સાથે છત્રી જરૂરી હોવાનું તે માનતો હતો. તેથી તેણે છત્રી પણ લીધી.

નીકળતાં પહેલાં જ ગુરુમૂર્તિએ તેને ચેતવ્યો, ''એઈ રત્નમ! તાર ભોંકીને બળદોના શરીર પર ઘા ન કરીશ. ગાડીને જરા સંભાળીને ધીરે ધીરે ચલાવજે.''

રત્નમે દઢતાથી જવાબ આપ્યો, ''આ બાબતની ચિંતા તમારે કરવાની જરૂર નથી.''

રત્નમ માનતો હતો કે તારને બળદોના શરીર પર જોરથી ઘોંચવા ન જોઈએ. ધીમેથી ઘોંચી અને ધીરેથી ખેંચી લેવાથી શરીર પર લોહીનું એક ટીપું પણ નહિ ફૂટે. જો ભૂલથી લોહી નીકળી જાય તો છાણ લગાવવાથી બધું ઠીક થઈ જશે.

રત્નમ ગાડી હાંકવા લાગ્યો. તે એક સુંદર નાની બળદગાડી હતી. તેમાં સુંદર સ્ત્રીઓ બેઠી હતી. ગુરુમૂર્તિ જાતે પાછળની એક ગાડીમાં બેઠા હતા. એ નાની ગાડીમાં આગળપાછળનો ભાર બરાબર કરવાને શિવકામીને ગાડીના આગલા ભાગમાં રત્નમ પાસે બેસાડી હતી. થોડીક પેટીઓ અને બિસ્તરા ઉપરાંત બીજી બે સ્ત્રીઓ પણ એ ગાડીમાં હતી. શિવકામીની ફોઈની દીકરી બહેન ગાડીની વચ્ચે બેઠી હતી. ઉમ્મરમાં તે શિવકામી જેવડી જ હતી પણ ખૂબ વાતોડિયણ હતી અને જાડી પણ ખૂબ હતી.

ગાડીમાંની ત્રણે સ્ત્રીઓમાં સૌથી સુંદર શિવકામી હતી. તેનું ગોળ મુખ પૂર્ણચંદ્ર સમાન હતું. તેના શરીરમા એક પ્રકારની લાલિમા હતી. તેના ઘેરા કાળા, વાંકડિયા વાળની લટો તેના ચહેરા પર ઊડતી હતી. લહેરાતી એ લટોને જોઈને જાણે કોઈ ચિત્રકારે તેને દોરી હોય એમ લાગતું હતું. તેની ઉંમર લગભગ સત્તાવીસ-અઠ્ઠાવીસ વર્ષની હતી. વાળને હોળીને તેણે શર ગૂંથી હતી અને તેમાં ફૂલ ખોસ્યાં હતાં. તેના કપાળમાં બંને ભમ્મરની વચ્ચે છૂંદણાનું ચિહ્‌ન હતું. એ ચિહ્‌નની નીચે ઘેરા લાલ રંગનો ચાંદલો હતો. તેણે જરીવાળી લાલ રંગની ચોળી અને કાળા રંગની રેશમી સાડી પહેરી હતી. શરીર પર વધારે આભૂષણ ન હતાં. ગળામાં સોનાની સાંકળી હતી અને હાથમાં બંગડી. નાકકાનમાં તેણે સાધારણ આભૂષણ પહેર્યાં હતાં.

રત્નમે ચાબુક ઘુમાવી અને ડાબા હાથવાળા બળદને મારી. ઝડપથી દોડનાર બળદને જ ગાડીની ડાબી બાજુ જોડવામાં આવે છે ને? પહેલાં તે બળદ ધીરે ધીરે ચાલી રહ્યો હતો. રત્નમે જમણે-ડાબે બાંધેલા બળદોની અદલબદલ કરવાનું વિચારેલું; પરંતુ થોડે દૂર ગયા પછી બળદ બરાબર ચાલવા લાગ્યા. નવા માણસને જોઈને તેમના મનમાંનો ઘૃણાભાવ કદાચ દૂર થઈ ગયો હતો.

બધી ગાડીઓ ચાલવા માંડી. નાની ગાડી સૌથી આગળ હતી. રત્નમે વારંવાર લગામ ખેંચી પોતાની ગાડી રોકવી પડતી, જેથી બીજી ગાડીઓ તેમની સાથે રહી શકે. ગાડી નાની હતી અને રસ્તાની જમીન પોચી હતી. બળદોને આવા રસ્તા પર ચાલતાં ખૂબ કષ્ટ થતું હતું. ગાડી ડામાડોળ થતાં તેમાં બેઠેલી સવારીઓને ખૂબ મજા પડતી હતી. તેમાં બેઠેલી સ્ત્રીઓ એકધારી વાત કર્યે જતી હતી. રત્નમને તેમની વાતો સંભળાતી હતી.

શિવકામીની જાડી ફોઈઆત બહેન તેને ચીડવતી હતી. શિવકામીને એક જ છોકરી હતી એથી તે તેને વાંઝણી સિદ્ધ કરી રહી હતી. તે કહેતી હતી કે એક જ વૃક્ષથી કુંજ બનતી નથી એ જ રીતે એક બાળકની ગણતરી બાળકોમાં નથી થતી. ઓછામાં ઓછું એક છોકરો અને એક છોકરીને જન્મ આપવાથી જ નારીનું નારીત્વ સફળ થયેલું ગણાય છે. છોકરો અને છોકરી કેવાં હોવાં જોઈએ? ''છોકરી ગુલાબના ફૂલ જેવી અને છોકરો રત્નમ જેવો.''

રત્નસ્વામી આ સાંભળી ચોંક્યો! જાણી જોઈને એણે પોતાની ભણી ઇશારો કર્યો હતો ને? કેટલી નટખટ બાઈ છે આ!

એ જ વખતે શિવકામીનો હાથ તેના શરીર સાથે ભટકાયો. અણજાણે જ તેનો હાથ રત્નમના શરીરને સ્પર્શી ગયો હતો તેમ છતાં પણ તેનું શરીર ધ્રૂજવા લાગ્યું. પોતાની પીઠ પર પડેલા હાથના કંપનથી જ તેને એ સ્પર્શનો અનુભવ થયો.

થોડી વાર પછી તેણે પોતાના હાથ હઠાવી લીધા - જાણે કે તેણે આગને સ્પર્શ કર્યો છે - પરંતુ - પરંતુ અહીંથી જ તેમની મિત્રતાનો આરંભ થયો.

થોડી વાર પછી તેનો હાથ ફરી ધીરે ધીરે તેની તરફ વધ્યો અને તેનો સ્પર્શ કરીને ખસી ગયો. તેણે અનેક વાર પોતાની આ ચેષ્ટાઓ ચાલુ રાખી. તે ભાવોન્મત્ત, મદોન્મત્ત થઈ ગયો. સંસારમાં સારુંનરસું, કૃતજ્ઞતા-કૃતઘ્નતા, ખરું-ખોટું - આવા બે પક્ષો છે. તેનામાં એટલી વિવેકબુદ્ધિ ન હતી કે તે આ પક્ષો વચ્ચેના અંતરને સમજી શકે. પાંખો ફૂટતાં પંખી જે રીતે સ્વચ્છંદે ઊડવા માંડે છે એ જ રીતે તેનું મન પણ સ્વતંત્રરૂપે વિહરવા લાગ્યું.

તે પછીની બધી વાત તેને સ્વપ્નવત્ લાગી. આ ઘટનાના પાંચ-છ દિવસ સુધી તેનું વર્તન સંસારના સાધારણ પ્રાણીઓ સમાન ન રહ્યું. તેને લાગ્યું કે

તે મેઘની જેમ આકાશમાં વિહરનાર આત્મા છે. એ સ્થિતિમાં તે પોતાના છિન્નભિન્ન સ્વપ્નને પુનઃ જોડીને તેને પૂર્ણરૂપે કેવી રીતે જોઈ શકે?

લગ્ન પછી તો સૌ ગામ પાછાં ફર્યાં. રત્નમ પવનને સહારે ઊડતા પતંગની જેમ ઘરે આવી પહોંચ્યો.

રત્નસ્વામી પોતાને ઘરે કદી સૂતો ન હતો. તે સદા ગુરુમૂર્તિના ઘરના વરંડામાં જ સૂતો હતો. તેની આ ટેવ સાતઆઠ વર્ષ જૂની હતી. તેનો બિસ્તરો વરંડામાં એક ખૂણે પડી રહેતો હતો. તે ન તો કોઈ ખોલતું હતું કે ન તો ત્યાંથી ખસેડતું હતું.

એક દિવસ રત્નસ્વામી ફરતો ફરતો ત્યાં આવ્યો. દૂરથી જ તેણે વરંડામાં ગુરુમૂર્તિને બેઠેલા જોયા. તેઓ સદા હસીને તેનું સ્વાગત કરતા હતા, પરંતુ તે દિવસે તેઓ ગુમસૂમ બેસી રહ્યા. રત્નમ પાસે આવતાં જ તેમના મુખ પર કઠોરતાનો ભાવ ઊપસી આવ્યો. અંતે તેઓ એક ઝટકો મારીને ઊભા થયા અને તેમણે ખૂબ ગુસ્સે થઈ રત્નમના દેખતાં જ વરંડામાં પડેલા તેના બિસ્તરાને લાત મારી. બિસ્તરો ઘરની બહાર બે ગજ દૂર સડક પર જઈ પડ્યો.

રત્નમ ચકિત થઈ ગયો. તે મૌન રહી ઘરની બહારના એક ઝાડની નીચે પાષાણની જેમ ઊભો રહ્યો. ગુરુમૂર્તિ થોડી વાર સુધી ત્યાં જ ઊભા ઊભા શૂન્ય ભણી તાકી રહ્યા અને પછી ત્યાંથી ચાલ્યા ગયા.

થોડી વાર પછી રત્નમ ભાનમાં આવ્યો. ''આ માણસ જાનવર છે! જાનવર છે!'' એમ બબડતો બબડતો ત્યાંથી ચાલવા માંડ્યો. રસ્તા પર અસ્તવ્યસ્ત દશામાં પડેલા બિસ્તરાને તેણે ઠીક કર્યો. તેના મનમાં અનેક તરંગો ઊઠ્યા. મનુષ્યને ભૂખ-તરસ લાગે છે, પ્રકૃતિનો પ્રેર્યો તે અનેક પ્રકારનાં કાર્ય કરે છે. આગ, હવા, વરાળ, વીજળી જે રીતે જલદી અંધાધૂંધ કામ કર્યા કરે છે તે જ રીતે ભાવાવેશમાં આવીને, ભાવનાના પ્રવાહમાં તણાઈને કે ચંચળતાવશ માણસ કોણ જાણે શું શું કરી બેસે છે? ન્યાય, ધર્મ, સત્ય, પાપ, પુણ્ય વગેરે સ્થિતિ કેવળ મોઢાની વાત છે. ભાવનાના પ્રવાહમાં વહી જતાં તેનું કોઈ મૂલ્ય રહેતું નથી.

સત્ય શું હતું? એ જ કે લગ્નની ધમાલમાં એક ઘટના બની ગઈ - જેણે રત્નમને જીવનભર વેદના સમર્પી દીધી. લગ્ન વખતે લોકો એ ઘટનાની વાત કરીને કાનાફૂસી કરી રહ્યા; પરંતુ કોઈની હિંમત ન હતી કે તેની ચર્ચા ગુરુમૂર્તિ સમક્ષ કરે. ગામ પાછા ફર્યા પછી તેમને આ વાતની ખબર પડી હતી. પોતે પાળેલોપોષેલો બળદ પોતાની ઉપર જ ઝપટ મારે તો કેવું લાગે? ગુરુમૂર્તિ એ વખતે ધારે તે કરી શકે તેમ હતા; પરંતુ તેમણે કંઈ જ ન કર્યું. કેમ કે તેઓ સ્વાભિમાની હતા, દાર્શનિક હતા, શાંત સ્વભાવના માણસ હતા. શાંતિરૂપી શિલાને તોડીફોડીને વહેનારા ક્રોધનો પ્રવાહ ગંગાના વેગીલા પ્રવાહ સમાન ક્યાંથી હોઈ

શકે? તેણે ઝડપથી વહેતા ઝરણાનું રૂપ લઈ લીધું.

તે દિવસથી ગુરુમૂર્તિનું રૂપ બિલકુલ બદલાઈ ગયું. ઝેરીલા સર્પની જેમ રત્નમમાં પણ કોઈની સમક્ષ ઊભા રહેવાની હિમ્મત ન રહી. તે પણ સંતાઈને ફરવા લાગ્યો.

શિવકામી આ ઘટના પછી વધારે જીવી ન શકી. પરંપરાનુસાર ઘટિત કેટલીક ઘટનાઓ તથા ઊડતી ખબરોને આધારે રત્નમે કલ્પના કરી લીધી કે તેના અંતિમ દિવસો કેવી રીતે વીત્યા હશે!

ગુરુમૂર્તિએ પત્નીને એક પણ શબ્દ ન કહ્યો. પોતાના ઘરમાંથી પણ તેને કાઢી ન મૂકી. કમળપત્ર પર પડેલા જળબિંદુની જેમ તેઓ ઘરમાં રહેવા છતાં પણ તેમાં લીન થયા નહિ. રાજર્ષિ જેમ ઘરમાં રહેવા છતાં તેઓ સંન્યાસી જેવું જીવન પસાર કરવા લાગ્યા.

શિવકામીનું શું થયું? જેવી આ વાત ગુરુમૂર્તિને કાને પડી તેવી જ તે જાણે મરેલા જેવી થઈ ગઈ. તે જીવતા શબ જેવી દેખાવા લાગી. તે દિવસે તેને તાવ ભરાયો તે કદી ઓછો ન થયો. તાવ દિનપ્રતિદિન વધતો ગયો અને અંતે ઘાતક રોગ બની તેના પ્રાણ હરી લીધા.

આ કોઈ વિસ્મય પામવા જેવી વાત ન હતી. સ્મશાનભૂમિમાં જઈ શિવકામીને બાળીને પાછા ફરતાં ગુરુમૂર્તિએ સાહજિક રીતે જે શબ્દો કહ્યા હતા તે શબ્દો રત્નમના હૃદયમાં શૂળની જેમ ભોંકાઈ ગયા હતા : ''તું હવે પવિત્ર થઈ ગઈ છે. તેં ભૂલનું પ્રાયશ્ચિત્ત કરી લીધું છે. તું સૌભાગ્યવતીરૂપે આ સંસારમાંથી જઈ રહી છે - ભલે જા. પરંતુ પેલો... પેલો અબોધ યુવક!''

તે પછી તેઓ કંઈ ન બોલ્યા. આગળ તેઓ શું કહેવા માગતા હતા? અણકથી એ વાતને જાણવાનો કોઈ ઉપાય છે ખરો? મુનિ જેવું જીવન વ્યતીત કરનાર એ મહાત્માના મૃત્યુને પણ આજે છ મહિના થઈ ગયા છે.

હવે તો ફક્ત પેલી બળદગાડી રહી છે. મરતી વખતે તેમણે કહ્યું હતું કે શાંતપ્પન સિવાય અન્ય કોઈ વ્યક્તિ આ બળદગાડીને હાથ ન લગાડે. તે પણ કેટલાય દિવસ સુધી ભારે હૃદયે આવીને એ ગાડીમાં બેઠો, સૂતો, પરંતુ કેટલાંક વર્ષ પછી તેનું પણ મૃત્યુ થઈ ગયું. એ બધું કેટલું આશ્ચર્યજનક છે!

તેના મરણ પછી રત્નમ ચુપચાપ ગામ છોડી ચાલી ગયો અને આમતેમ ભટકવા લાગ્યો. ખૂબ રૂપિયા કમાયો પરંતુ હૃદયનો ભાર હળવો ન થયો. એ ભાર ઉપાડવાનું તેને અશક્ય લાગ્યું. તેની સાથે લગ્ન કરવા ઇચ્છતી અનેક કન્યાઓ તેની પાસે આવી. પરંતુ કોઈની સાથે લગ્ન કરવાની તેને ઇચ્છા થઈ નહિ. વારંવાર મનમાં કોંગણશેરી ગામ જવાની ઇચ્છા જાગી. પણ એક અજ્ઞાત

ભયની ભાવના તેને રોકી રાખતી. અંતે ભય છોડીને તે ગામ ચાલી આવ્યો. શું તે આ દશ્ય જોવાને ગામ આવ્યો હતો? ના, સ્વપ્ને પણ તેણે આવું દશ્ય જોવાની કલ્પના કરી ન હતી.

જીવંતા હતા ત્યારે રત્નમને તેમણે ક્ષમા ન આપી. એ પાપના પરિહાસનો ઉપાય છે ખરો? એ પાપમાંથી મુક્તિ મેળવવાને કયું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ? તેના મનને શું અંત સુધી શાંતિ નહિ મળી શકે?

તેણે એક દૃઢ સંકલ્પ કર્યો. ગુરુમુર્તિનું ઘર આજે ભલે ગમે તેના અધિકારમાં હોય, તેને માટે તેણે ગમે તેટલા પૈસા આપવા પડે, તે તેને જરૂર ખરીદી લેશે. જીવશે ત્યાં સુધી તે પેલી નાની બળદગાડીની સંભાળ ગુરુમૂર્તિની જેમ લેશે. પછી? પછી? શું ઘરની અંદર બંનેની તસવીર ટાંગીને નિત્ય ક્ષમાયાચના કરવી? તે પછી પણ રાતના તેને આરામથી ઊંઘ આવશે? ના, કદાપિ નહિ. અંત સુધી તેણે હવે આમ જ રહેવું પડશે; પરંતુ ઘોર તપ કરવાના પોતાના સંકલ્પનો તે ત્યાગ નહિ કરે. આજથી એ તપનો આરંભ તે કરી દેશે.

વિચારોની આંધીમાં ભટક્યા પછી રત્નમ એટલો થાકી ગયો કે જાણે તેણે ઘોર પરિશ્રમ ન કર્યો હોય? થાકીને તે પેલા જૂના વરંડામાં 'ધમ્મ' દઈને પડ્યો અને તેણે વરંડાના થાંભલા પર માથું ટેકવી દીધું. હવે તે હંમેશાં અહીં જ સૂઈ જશે; પરંતુ સૂવા માટે તેને કોઈ બિછાનું નહિ મળે, હરગિજ નહિ મળે.

# 9

# આંગળી

**- તી. જાનકીરામન**

મારા માન અને પ્રેમને યોગ્ય પાત્ર શ્રી એ. એ. અય્યરને અનેક નમસ્કાર. ખરેખરા આદર અને હાર્દિક પ્રેમભાવથી પ્રેરાઈને જ હું તમને આ રીતે લખી રહ્યો છું. તમારું ગોરું શરીર, વિશાળ કદ, ગંભીર દૃષ્ટિ, વિશાળ પહોળો ચહેરો, લાંબું અણિયાળું નાક, પહોળી છાતી, બંધ ગળાનો કોટ, કોટના ખિસ્સામાં રાખેલી ઘડિયાળ, તેને બટન સાથે બાંધનાર સોનાની સાંકળ, કપાળે સોનાની રેખા સમાન સુશોભિત ચંદનની ત્રણ રેખાઓ, વચ્ચે કુમકુમનો ચાંદલો, આ બધાંથી મહત્ત્વપૂર્ણ માથે બાંધેલી સફેદ પાઘડી, પાઘડીને સ્થિર રાખવાને તેની વચ્ચોવચ્ચ લગાવેલી ટાંકણીનો ક્યાંક દેખાતો તો ક્યાંક ન દેખાતો ઉપરનો ભાગ, પગના લાલ જોડા, મોંમાં ઈલાયચી, તજ અને સુગંધિત તંબાકુથી મહેકતું કુંભકોનમનું પાન, એ સુગંધમાં લપેટાયેલા તમારા સુંદર શબ્દ - આ બધું કોને પ્રભાવિત કરતું નથી? સહસ્ર લોકો, સોળ સહસ્ર લોકોની ભીડમાં પણ લોકો તમારી સામે જ જોયા કરે છે. તમારી વાતો પણ એ પ્રકારની છે. તમે એ જમાનાના બી.એ. છો. દરેક શુક્રવારે જ્યારે તમે પટાવાળા અને કલાર્કોને ભેગા કરીને દસ મિનિટ બોલો છો ત્યારે તમારી અંગ્રેજી શૈલીને સાંભળતાં જ બર્ક, મૅકોલે વગેરેની યાદ આવે છે અને લોકો આનંદવિભોર થઈ જાય છે. હું તે શું જાણું છું? હું તો મેટ્રિક પાસ છું. તમારા વિચારોને સમજી ન શકવા છતાં પણ તમે બોલેલી અંગ્રેજી ભાષાનું રૂપ હવે આ દેશમાં જોવા નહિ મળે, એ જાણીને હું વ્યાકુળ થઈ જાઉં છું. તમને પૂરેપૂરી ભગવદ્ગીતા યાદ છે? શું સંપૂર્ણ કુરળ્ (તમિલનો એક પ્રસિદ્ધ નીતિગ્રંથ, રચયિતા તિરુવલ્લુર) યાદ છે? કંબરામાયણનાં પદોનો નીચેથી ઉપર સુધી પાઠ કરી શકો છો? ભાગવતના આટલા બધા શ્લોક તમને કેવી રીતે યાદ રહ્યા છે? કાલમેઘમ (તમિલના એક ભક્તકવિ) [illegible] (તમિલના બે કૃતિઓ કે જે [illegible]

કવિતા રચવાને કારણે ઈરટ્ટૈયર - જોડિયા વિદ્વાન - કહેવાય છે) વગેરેની કવિતાઓ સંભળાવીને તમે અમને હસાવો છો તે તમે ક્યાંથી શીખ્યા? આ બધાંનું અધ્યયન કરવાનો સમય તમને ક્યાંથી મળ્યો? વ્યવસ્થા, હિસાબ-કિતાબ, વેતન, નિવૃત્તિ બાબત સરકાર વખતોવખત મોટાં મોટાં પુસ્તકો પ્રકટ કરે છે અને નિયમોમાં સુધારાવધારા કર્યા કરે છે. આ બધા નિયમો અને તેના સુધારાવધારા તમે કેવી રીતે યાદ રાખો છો? તે માટે તમને સમય કેવી રીતે મળે છે? તમારી પાસે સમય છે?... આ બાબત હું કંઇ કહી શકું તેમ નથી. એક સરકારી કર્મચારીના રૂપનું વર્ણન કરવાને એક અલગ પુસ્તક લખવાની કોઈ જરૂર નથી. તે માટે ધોરણ નક્કી કરવાની પણ જરૂર નથી. તમને એકાદ મહિનો જોઈ લેવા જ બસ છે.

ઑફિસમાં જ નહિ, ઑફિસની બહાર ઘર અને સમાજમાં કેવી રીતે રહેવું જોઈએ તે તમારી પાસેથી શીખી શકાય એમ છે. ઘેર પહોંચતાં જ તમે શું કરો છો? બે-ત્રણ-પાંચ રમત રમો છો? રમી રમો છો? કલબોમાં ગપ્પાં લગાવો છો? સારાનરસાનો ભેદ ન જાણવા છતાં પણ સઘળાં નાટકો અને સિનેમાઓને જોઈને ઠઠ્ઠામશ્કરી કરતા વખત બરબાદ કરો છો? બિલકુલ નહિ. ઘેર પહોંચતાં જ હાથપગ ધોઈ ઉપ્પુમા[1], બજ્જી[2], સોજ્જી[3] વગેરે ખાઈને, અચ્છી કૉફી પીને, પુત્રને બોલાવીને ઇન્સુલિનનું ઇન્જેક્શન મૂકવાને કહો છો. તમે, ડાયાબિટિસ થઈ જવાથી સારા ભોજનનો ત્યાગ કરનાર કાયરોમાંના નથી! તમે રસિકોમાં સર્વશ્રેષ્ઠ ગણાવ છો. તેથી મારી દૃષ્ટિએ તમારું મૂલ્ય ઘણું વધી ગયું છે. તે બાદ થોડી વાર આરામ કરી પછી સંધ્યાવંદન કરો છો અને પૂજાના ઓરડામાં બેસીને વીણા વગાડો છો. તાંજોરના રામ અને કૃષ્ણની મોટી મોટી તસવીરો પૂજાના ઓરડામાં ટાંગેલી છે. તમે વીણા વગાડતાં ગાવ પણ છો. અહીં ટ્રાન્સફર થયાને સાત વર્ષ થઈ ગયાં છે; તમે વીણા વગાડવાનું જાણો છો, ગાવાનું જાણો છો તેની વાત તમે કોઈને કરી નથી. તમારા આ પરિપૂર્ણ જ્ઞાન અને સંયમનું મૂલ્યાંકન મારા જેવી તુચ્છ વ્યક્તિ કેવી રીતે કરી શકે?

ત્રીજે વર્ષે રામનવમીને દિવસે તમે અમને 'એ છોકરાઓ, અહીં આવો' કહીને બોલાવ્યા. અમે તો શુંડલ[4], શરબત અને પૈસા મળવાની આશાથી આવ્યા હતા.[5] અમે ક્યાંથી જાણીએ કે અમારે માટે 'વીણાગાન'રૂપી ભોજન ગોઠવવામાં આવી રહ્યું છે. હું બી.એ. પાસ નથી. ત્રણ સભાઓનો સભ્ય છું, એથી અનેક સંગીતસભાઓમાં

---

1, 2, 3. દક્ષિણ ભારતનાં ઘરોમાં બનતી વિભિન્ન વાનગીઓ.

4. ચણા, મગ આદિની દાળથી બનાવવામાં આવતી વાનગી.

5. રામનવમીના દિવસે નારિયેળ નાખીને વઘારેલા ચણા (શુંડલ), શરબત અને પંખાનું દાન કરવાનો રિવાજ છે.

ગયો છું; પરંતુ તે દિવસે તમારું ગાન અને વીણાવાદન સાંભળીને મારું દિલ ભરાઈ ગયું. મને રડતો જોઈને પાસે બેઠેલા તિરુમલ્લૈએ પૂછ્યું, ''જનાબ, રડો છો કેમ?'' મને શરમ આવી. પગના ઘામાંથી નીકળતા લોહી તરફ ઇશારો કરીને મેં પરિસ્થિતિ સંભાળી લીધી. તમારી ગાવાની રીત જ વિશિષ્ટ હતી. તાલ આપ્યા વિના તમે ત્યાગરાજ, ગોપાળકૃષ્ણ, ભારતી આદિનાં કીર્તનો સુંદર રીતે ગાયાં. ભાવનાના પ્રવાહમાં વહી ગયા. ભાવવિભોર થઈ જતાં તમારું હૃદય દ્રવીભૂત થઈ ગયું. તમે અમને, ખાસ કરીને મને દ્રવિત કરી દીધો. પાછળથી પૂછપરછ કરતાં સી.ઓ.એ.એ જણાવ્યું કે તમારો સંબંધ પ્રસિદ્ધ સંગીતજ્ઞોના એક કુટુંબ સાથે છે. સાઠ વર્ષ પૂર્વે જ્યારે તમારાં દાદીમા સવારના ઊઠીને કાવેરીમાં સ્નાન કરવાને જતાં હતાં તો 'ઉરરે રામૈયા' એ ગીત જોરજોરથી ગાતાં હતાં. તે ગીત સાંભળીને પવન અને ઝાડપાન પણ સ્તબ્ધ થઈ જતાં હતાં. જ્યારે લોકો ભાવવિભોર થઈને સાચા હૃદયથી ગાનાર વ્યક્તિનું ગાન સાંભળવા ઇચ્છતા હતા ત્યારે તેઓ ગાવાને વિનંતિ કરતા હતા. આ બધી વાતો સાંભળીને મને લાગ્યું કે ભાવોના અતિરેકમાં મારું હૃદય તૂટી જશે. હિસાબકિતાબ રાખનાર એક સરકારી અધિકારી નીચે નહિ, પણ એક મહાન વ્યક્તિના હાથ નીચે કામ કરી રહ્યો છું એવી ભાવના મારા મનમાં જાગી. તમે મહિને નવ રૂપિયા વેતન મેળવનાર અને સારાં કપડાં પહેરીને અહીંતહીં ઘૂમનારા પ્રતિનિધિઓમાંના નથી. તમે એક મહાન સંસ્કૃતિની પરંપરાના પ્રતિનિધિ છો. તમને જોઈને મને લાગે છે કે હું સઘન છાયા અને કુંજોવાળી કાવેરી નદીને કિનારે ઊભો છું. તમારો અવાજ સાંભળીને લાગે છે કે એ નદીની કુંજોમાં અને એની ચારે બાજુ બેઠેલી કોયલ અને બીજાં પક્ષીઓનો અવાજ સાંભળી રહ્યો છું. માથું ઝુકાવીને તમને નમસ્કાર કરવા સિવાય બીજું શું કરું?

તમારા પ્રત્યે શ્રદ્ધાની ભાવના હોવાને લીધે હું નીચેની પંક્તિઓ લખી રહ્યો છું.

સહાયક હિસાબનીશ મહાલિંગમ છેલ્લા ચાર-પાંચ દિવસથી કોણ જાણે શું શું બબડી રહ્યો છે? તે કહે છે કે એ. એ. અય્યરનો અર્થ છે અસલી આડંબરી (દગાબાજ) અય્યર. એ સાંભળીને હું તો સ્તબ્ધ થઈ ગયો. ''એઈ મહાલિંગમ! મોટા માણસો વિશે આમ ન બોલાય. અય્યર મહાન માણસ છે. તે કોઈ સાધારણ સરકારી અફસર નથી. તે પરમજ્ઞાની છે, વિદ્વાન છે. તેમની નિંદા કરવાથી મોંમાં કીડા પડશે.'' મેં તેને કહ્યું.

''તેં એમના વિશે જે કંઈ કહ્યું તેને લીધે જ હું તેમની નિંદા કરું છું.'' તે બોલ્યો. તે પછી તેણે જે કંઈ કહ્યું તે પણ સંક્ષેપમાં રજૂ કરું છું –

''તેઓ દરેક વેળાએ, ક્યારેક કોચીન, ક્યારેક કોઈમ્બતુર, ક્યારેક તિરુચી,

ક્યારેક તિરુવનંતપુરમ, ક્યારેક મદુરા તો ક્યારેક મૈસુર જાય છે. આ નગરોનો પ્રવાસ કરી પાછા ફરતી વખતે તેઓ રેલવેની ટિકિટ કદી ખરીદતા નથી. ગાડીનો વખત થતાં જ તેઓ પ્રથમ વર્ગના ડબ્બામાં ચડી જાય છે. બર્થ સાફ કરી પોતાનો બિસ્તરો બિછાવી દે છે. દરવાજા બંધ કરી, સ્ટોપર લગાવી દે છે. સલામતી ખાતર આગળિયો પણ લગાવે છે. પછી બત્તી બુઝાવી શાંતિથી સૂઈ જાય છે.

"આપણામાંથી કોક હોત તો ટિકિટચૅકર એવી રીતે જગાડીને ટિકિટ માગે કે જાણે ભિખારીને જગાડી રહ્યો છે. આપણે બધા બિચારા થર્ડ ક્લાસના મુસાફર છીએ ને? પણ એ મહાનુભાવને કોણ જગાડી શકે છે? તેઓ તો ફર્સ્ટ ક્લાસના મુસાફર છે. ક્યારેક ક્યારેક રાતના બે કે ત્રણ વાગ્યે એ મહાનુભાવની આંખ ઊઘડી જાય છે. ફર્સ્ટ ક્લાસના મુસાફર પાસે કોણ જઈ શકે? તેઓ આરામથી સૂઈ જાય છે. સેન્ટ્રલ સ્ટેશન પર પહોંચતાં જ કુલીને બિસ્તરો નીચે ઉતારવાનું કહીને, નીચે ઊભા રહે છે. બી સેક્શનનો ક્લાર્ક અય્યાદુરૈ તેમને માટે એક પ્લેટફોર્મ ટિકિટ લઈને ત્યાં તૈયાર જ ઊભો હોય છે. ભીડની સાથે તેમનો બિસ્તરો સ્ટેશનની બહાર નીકળી જાય છે. તેઓ બંને આરામથી ચાલતા બહાર આવે છે અને ટેક્સી કરીને ઘેર પહોંચી જાય છે."

"મહાલિંગમ, આ તું શું બકી રહ્યો છે?"

"હું બકી રહ્યો છું? મારી પાસે પુરાવો છે પુરાવો. આ માણસે જિંદગીમાં ક્યારેય ટિકિટ ખરીદી નથી... કોઈ દિવસ ભૂલથી ગેઇટ પર ટિકિટ માગતાં કહે છે : 'મારા કાગળો, પર્સ, ટિકિટ વગેરે મારા પર્સનલ ક્લાર્ક પાસે છે. એ હમણાં આવી જશે' અને ચુપચાપ ખસી જાય છે. તેઓ મારા-તમારા જેવા થોડા છે? આપણા તો ચહેરા પર જાણે લખેલું છે કે આપણે ક્લાર્ક છીએ, તેમને જોઈને તેઓ કોઈ પ્રાંતના દીવાન જેવા લાગે છે ને? શું કાઠું છે! નજરમાં કેવો રૂઆબ છે! આવી વ્યક્તિ જો પાછળ ઇશારો કરી દે તો શું કોઈ મોં ખોલીને કંઈ બોલી શકે?"

"તારી વાત મારા માન્યામાં નથી આવતી."

"તું માને કે ન માને એથી મારું શું બગડવાનું છે? મેં પુરાવા એકઠા કર્યા છે. એ બધા એક કાગળ પર લખીને તેમના અફસરને અને તેમને મોકલી આપીશ."

"પુરાવા? તારી પાસે પુરાવા ક્યાંથી આવ્યા?"

"સપ્ટેમ્બર મહિનાની વીસમી તારીખે એ. એ. અય્યર કોચીનથી ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં ચઢ્યા હતા? ના! પંદર ટિકિટ રિઝર્વ થઈ હતી તેમાં તેમનું નામ નથી. તે સિવાય વધારે એક પણ ટિકિટ વેચાઈ નથી, પરંતુ તેઓ એ ગાડીમાંથી ઊતર્યા હતા. એ કેવી રીતે? ગયે વર્ષે મે મહિનાની છઠ્ઠી તારીખે તેઓ જે ગાડીમાં

આવ્યા હતા તે માટે કડલૂર સ્ટેશને ફર્સ્ટ ક્લાસની એક પણ ટિકિટ વેચાઈ નથી. તો પછી તેઓ ત્યાંથી કેવી રીતે આવ્યા? તેમણે લખીને આપ્યું છે કે તેઓ એ ગાડીમાં આવ્યા છે અને પૈસા વસૂલ કર્યા છે. આવું કામ કોણ કરે? પરમજ્ઞાની? કે આડંબરી (ધોખાબાજ)? તેમની અહીંથી બદલી કરાવ્યા પછી જ હું બીજું કામ કરીશ. મેં જુદા જુદા સ્ટેશનમાસ્તરો પાસેથી બધી હકીકત તારીખના હિસાબે ભેગી કરી છે. લખાવી લીધી છે જનાબ! એમ ન ધારીશ કે હું ટીનના ખાલી ડબ્બાની જેમ અવાજ કરી રહ્યો છું."

"બોલો, જોરથી બોલો - હું તમને મના નથી કરતો - પણ મારા સવાલનો જવાબ આપીને ઘાંટા પાડો."

"બોલ, શું પૂછવું છે?"

"માની લો કે આપણા સાહેબે આ બધું કર્યું છે, જે તું કહી રહ્યો છે..."

"માની લો? તેમણે આ બધું કર્યું જ છે. મારી પાસે પુરાવા છે."

"અચ્છા, આ બધું એમણે કર્યું છે, પણ તેથી તને શું..."

"મારે શું? ખૂબ ન્યાયની વાત કરી! આ પૈસા કોના છે? સરકારના છે. અર્થાત્ મારા છે કે જે હું કરના રૂપમાં આપું છું. એક પૈસો પણ ખર્ચ કર્યા વિના દરેક વખતે મુસાફરીનાં ભત્તાં તરીકે સો-બસો રૂપિયા તે ઉપાડે છે. એ પોતે જ્યારે આટલું કમાય છે ત્યારે પેલા બિચારાને પાંચ-દસ રૂપિયા પણ નથી આપી શકતા કે જે દરેક વાર પ્લેટફોર્મ ટિકિટ લાવી તેને મોટી મોટી મુશ્કેલીઓમાંથી બચાવે છે. એ તો બિચારો નાદાન છે! જ્યારે પેલા ભાઈ દગાબાજ જ નથી, ઉપકારને પણ ન જાણનાર જાનવર છે. એ ગમે તેટલું સંગીત શીખે, કેટલાંય શાસ્ત્રો વાંચે, એથી શો ફેર પડવાનો છે?"

"તું આદુ ખાઈને તેમની પાછળ કેમ પડ્યો છે? શું તેમણે તને કંઈ દુઃખ દીધું છે?"

"આટલું જ બસ નથી? મને ખાસ દુઃખ દેવાની જરૂર છે? ગયે વર્ષે તારા આ પરમજ્ઞાનીએ લખીને આપ્યું હતું કે તેમણે વીસ દિવસ માટે પેલાવરમ જઈને દફતરના હિસાબ-કિતાબની તપાસ કરી અને આ રીતે વીસ દિવસનું ભત્તું લઈ લીધું. હકીકતમાં તેઓ ત્યાં બે દિવસ પણ રહ્યા ન હતા. વીસ દિવસ સુધી તો તેમનો ક્લાર્ક જ રહ્યો હતો. એ રીતે ક્યાંક ચાર દિવસ રહ્યા અને સોળ દિવસના પૈસા વસૂલ કર્યા, ત્રણ દિવસ રોકાયા તો દસ દિવસના."

"તને તેમના પર આટલો બધો ગુસ્સો કેમ છે?"

"તેઓ ચુપ રહેત તો મને ગુસ્સો ન આવત. તેઓ દર શુક્રવારે આપણને બધાને બોલાવીને એક ધાર્મિક સભા શા માટે ગોઠવે છે? ઉપદેશ કેમ આપે છે? તેઓ ભણેલા-ગણેલા છે તો પોતાના જ્ઞાનનું પ્રદર્શન પોતાના અફસર આગળ કરે. સારી પેઠે ભાષણ

કરતાં આવડે છે તો નોકરી છોડીને ચૂંટણી લડે. આપણને બધાને બોલાવી ઉપદેશ આપવો, હાજર ન રહેનારનાં નામ લખી લેવાં, બીજે દિવસે તેમને બોલાવી 'તમે બહુ મહાન છો શું? તમે મારી વાતો નહિ સાંભળો?' કહી ચિડાવું અને 'તમે તો રાજનીતિજ્ઞો અને મહર્ષિઓની જ વાત સાંભળશો!' કહી હસવું, ખરાબ રિપોર્ટ લખી નાખવો, આ બધું મને પસંદ નથી. તેમને અહીંથી કાઢ્યા વિના મને ચેન પડવાનું નથી. આ પુરાવાઓ વડે તેમની સામે ફરિયાદ કરીશ. આવતે મહિને જ તેમને ડિસમિસ કરાવી જેલમાં ન મોકલું તો મારું નામ મહાલિંગમ નહિ.''

મારી અને મહાલિંગમ વચ્ચે આટલી જ વાત થઈ હતી. મેં તેની ફરિયાદ અને પુરાવાઓની તપાસ પણ કરી. એ છોકરો જુઠ્ઠું બોલી રહ્યો ન હતો. ખરેખર એણે પોતાની વાતને મજબૂત બનાવવાને પૂરતા પુરાવાઓ એકઠા કર્યા હતા. એ દુષ્ટ એટલેથી જ ચુપ બેઠો ન હતો; એણે એમના વિરો એ વાત પણ કહી કે લડાઈ વખતે એમણે અધિકારોનો લાભ લઈને છ દુકાનોમાંથી ખાવાપીવાની વસ્તુઓ, કેરોસીન વગેરે ખરીદીને, શાંતિના વખતે જે રીતે વખત પસાર કરી શકાય તેથી પણ વધારે સુખી જીવન પસાર કર્યું હતું. આમ કરતાં એઓ પકડાઈ ગયા હતા અને દેવદાસ નામના એક ક્લાર્કે તમને બચાવ્યા હતા. તેની મદદના બદલામાં એમણે ત્રણ વર્ષ માટે દેવદાસનું ઇન્ક્રિમેન્ટ અટકાવી દીધું. હું સાચું કહું છું. આ બધી વાતો મારા માન્યામાં આવતી નથી. પણ તેની વાતો પાકા પુરાવાથી મજબૂત છે. નહિ તો હું માનત જ નહીં. તે દુષ્ટના પુરાવાઓએ મને તેની વાતો માની લેવાને લાચાર કરી દીધો છે, તે માટે મને માફ કરજો.

હું એટલું જ કહી શકું કે આ બધી વાતો સાંભળીને તથા સ્વયં મારી નજરે પુરાવાઓ જોયા પછી મારી ઊંઘ ઊડી ગઈ છે. તમારી આંગળીઓ જ મારી આંખ આગળ છે. તમારા જમણા હાથની આંગળી વીણાના તારો પર એ રીતે સરકે છે કે જાણે તમે 'દશરથે' કહેતાં સ્વયં ભગવાન રામ પર હાથ ફેરવી રહ્યા હો. 'સભાપતિક્કુ વેરુ' ગાતી વખતે તમારી આંગળીઓ એવી રીતે ચાલે છે કે જાણે તિલ્લૈસ્થિત શિવજીનો સ્પર્શ કરી પુલકિત થઈ રહ્યા હો. તમારા એ પરમ આનંદને અમારા સુધી પહોંચાડવાને તમારા ડાબા હાથની આંગળીઓ તારોને છેડીને મધુર ધ્વનિ ઉત્પન્ન કરી રહી છે. મેં આ પરમાનંદનો અનુભવ કર્યો છે; એથી મારા મનમાં સંદેહ છે કે આ જ આંગળીઓ ખોટા હિસાબ-કિતાબ પર સહી કરે ખરી? બે દિવસ સરકારી તપાસમાં પસાર કરી, તેને વીસ દિવસ ગણી કેવી રીતે લખી નાખે છે? ટિકિટ લેવાને માટે કે પૈસા કાઢવાને માટે જે આંગળીઓ હાલતી પણ નથી તે ખોટુંસાચું આટલા પૈસા ખર્ચ કર્યા છે એમ લખી પૈસા કેવી રીતે લઈ લે છે? વીણા પર ચાલતી એ આંગળીઓ આવું નીચ કામ કરવાને કેવી રીતે તૈયાર

થાય છે? વીણાના તારો પર ડાબા હાથની જ આંગળીઓ ફેરવવામાં આવે છે ને? પરંતુ તેને જમણા હાથની આંગળીઓ જ છેડે છે ને? એ હાથોને બે કામે લગાડવાનું કામ એક જ મગજ નથી કરતું? શું એક જ મન નથી કરતું? એ કેવી રીતે શક્ય છે? આ જ પ્રશ્ન મારા મનમાં ઘૂમી રહ્યો છે. એથી મારી ઊંઘ ઊડી ગઈ છે. મારી ઇચ્છા છે કે તમે તમારી એ આંગળીઓથી એ પ્રશ્નનો ઉત્તર લખીને આ તુચ્છ વ્યક્તિની વ્યાકુળતા દૂર કરો. વીંટી પહેરેલી એ સુંદર પવિત્ર આંગળીઓને હું સ્વપ્નમાં પણ જોઉં છું.

મને જે કંઈ તર્ક સૂઝ્યા તેની મદદ વડે મેં હમણાં તો મહાલિંગમને શાંત પાડી દીધો છે. તેનું કુટુંબ ઘણું મોટું છે. મેં તેને એમ કહી સમજાવ્યો છે કે તેઓ પોતાના સાત દીકરા-દીકરીઓ ઉપરાંત બે વિધવા બહેનોનું પણ ભરણપોષણ કરે છે; અને સાથે 'અરે નીચ! આવું નીચ કામ ન કર' કહીને તેને શાંત પાડ્યો છે. મારી તમને એટલી જ પ્રાર્થના છે કે તમે અહીં પાછા આવતાં જ તેને ખાનગીમાં એકલો બોલાવીને સમજાવો અને આ ધર્મસંકટમાંથી મુક્ત થઈ જાવ. 'મારા જમણા હાથની આંગળીઓ ચાહે તો કોઈ પણ અપરાધ કરે પરંતુ દિવ્ય ધ્વનિ ઉત્પન્ન કરનાર સાક્ષાત્ ઈશ્વરને પણ મોહિત કરનારી મારા ડાબા હાથની આંગળીઓ તેનો પરિહાસ કરશે. એ આંગળીઓ સાથે મળીને તારોને છેડનારી જમણા હાથની આંગળીઓ પણ વખત આવ્યે પ્રાયશ્ચિત્ત કરી લે છે. એથી મારા પર કોઈ દોષ નહિ આવે.' મને લાગે છે કે તમે આ પ્રમાણે કહેશો એમ મારા કાન સાંભળી રહ્યા છે. તમને અનેક પ્રણામ. - તમારો પ્રિય ક. ખ. ગ.

નોટ - મેં મારા નામની સહી કરી નથી તેનું કારણ લખવાની જરૂર છે?

એ. એ. અય્યરે બેથી ત્રણ વાર આ પત્ર વાંચ્યો. તેમની ગાડી અંધારાને ચીરતી આગળ દોડી રહી હતી. ફર્સ્ટ ક્લાસના એ ડબ્બામાં બે જ બર્થ હતી - સામેની બર્થ પર એક સરદારજી પોતાની પાઘડી ઉતારી નસકોરાં બોલાવતા સૂતા હતા.

આ પત્ર કોણે લખ્યો હશે? કદાચ એ મહાલિંગમે જ લખ્યો હશે... શેતાન ક્યાંનો? આ પત્રને મારી પાસે પહોંચાડવાની વાત પણ રહસ્યમય છે. એક પટાવાળાએ બિસ્તરો લાવીને ડબ્બામાં મૂક્યો. ટ્રેન ચાલવાની જ હતી કે તેણે "અરે! હું તો ભૂલી જ ગયો. ઘરેથી નીકળતી વખતે એક ભાઈએ મને આ પત્ર આપ્યો હતો અને કહ્યું હતું કે આ કાગળ સાહેબને આપી દેજો. હમણાં તેમને તંગ કરવાની જરૂર નથી. અગત્યનો નથી. રાતના જ્યારે યાત્રાએ જવા નીકળે ત્યારે આપી દેજો. સાંજનો સમય હતો અને તમે પૂજામાં બેઠા હતા. મેં વિચારેલું કે તમને કાગળ આપી દઈશ; પરંતુ ભૂલી જ ગયો." કહીને ખમીસના ગજવામાંથી એક કાગળ કાઢીને મને આપ્યો. ગાડી ચાલવા લાગી. મેં સરદારજીને પ્રશ્ન કર્યો.

ઉત્તરમાં તેમણે 'મદ્રાસ જાતા' કહીને પોતાનો બિસ્તરો પાથર્યો અને સૂઈ ગયા.

એ. એ. અય્યરે પોતાના માથા પરની બત્તી સળગાવી કવર ખોલ્યું અને પત્ર વાંચવા લાગ્યા.

તેમણે પત્ર ત્રણ વાર વાંચ્યો. જ્યારે ચોથી વાર વાંચ્યો ત્યારે તેમનું ભોળું હાસ્ય અદૃશ્ય થઈ ગયું. તેઓ પત્રનો ગૂઢ અર્થ સમજવાનો પ્રયાસ કરવા લાગ્યા. આ દગામાં અનેક વ્યક્તિઓનો હાથ છે. આવી વ્યક્તિ પોતાનાથી ઈર્ષ્યા કરનાર વ્યક્તિઓનું અહિત નથી કરતી; પરંતુ બીજા સુખી રહે તે પણ તેમને ગમતું નથી. પરંતુ આ વ્યક્તિએ આટલા બધા પુરાવા કેવી રીતે ભેગા કર્યા? પુરાવા ભેગા કરવાનું કામ સરળ નથી. તે માટે ઘણી મહેનત કરવી પડી હશે.

તેમનું માથું ઘૂમવા લાગ્યું. 'આટલી સ્પષ્ટ રીતે... સૌની સામે... મારું અપમાન!' એ શબ્દો તેમના મગજમાં ઘૂમવા લાગ્યા. એથી તેમનું મન અશાંત થઈ ગયું. મનમાં ઇચ્છા થતી હતી કે મહાલિંગમને એ જ ક્ષણે જઈને મળે, પરંતુ રેલને પાંખો ન હતી. ગાડી સવારે જ મદ્રાસ પહોંચવાની હતી.

માથા પરની બત્તીના પ્રકાશમાં તેમને પોતાના હાથની આંગળીઓ જણાઈ. વીંટીવાળી આંગળી પર નિજાબ નામની પવિત્ર વીંટી ચમકી રહી હતી. આંગળીઓને જોતાં જોતાં તેમને લાગ્યું કે જાણે આંખો સળગી રહી છે. તેમણે આંખો ફેરવી. આંખો મીંચી ચાદર ખેંચી પગને ઢાંકી દીધા, મોઢા પર પણ ચાદર ઓઢી લીધી; પરંતુ મનમાં જે ભય હતો તે નિરંતર વધતો ગયો; વિશાળ આકાર ધારણ કરી રહ્યો હતો. કીડા વધતાં વધતાં લાંબાપહોળા સાપનો આકાર ધારણ કરે છે તેમ ભય વધતો જતો હતો. તેમણે ખીંટી પર લટકાવેલા કોટમાંથી ઘડિયાળ કાઢી. પંદર મિનિટમાં આગલું સ્ટેશન આવશે એમ વિચારી તેમણે નિરાંતનો શ્વાસ લીધો. તેઓ એક એક ક્ષણ ગણી રહ્યા હતા. યુગો પછી જાણે આગલું સ્ટેશન આવ્યું અને ગાડી અટકી.

એ. એ. અય્યર નીચે ઊતર્યા અને ગાડીની પાછળ તરફ ચાલ્યા. છેલ્લો ડબ્બો ગાર્ડનો હતો.

''ગુડ ઇવનિંગ! હું ઉતાવળે ઉતાવળે ગાડીમાં ચઢી ગયો. મારી પાસે ટિકિટ ખરીદવાનો વખત ન હતો. ઍન્જિન ભણીના ત્રીજા ડબ્બામાં હું છું. ટિકિટના પૈસા હમણાં જ તમને આપી દઉં?''

ગાર્ડ બોલ્યો, ''કાંઈ વાંધો નહિ. હમણાં ટી.ટી. આવશે. હું તેને કહી દઈશ. તે જાતે આવીને પૈસા વસૂલ કરી જશે. તમે જાવ. ટી.ટી. હમણાં આવતો જ હશે.''

એ. એ. અય્યર પોતાના ડબ્બા પાસે જઈને ઊભા રહ્યા. ડબ્બામાં બત્તી ખુલ્લી હતી. સરદારજી દેખાયા નહિ. કદાચ બાથરૂમમાં ગયા હશે.

એ. એ. અય્યર ટી.ટી.ની રાહ જોતા નીચે જ ઊભા હતા.

"આ જુઓ, પૂરી બાંયનું ખાખી રંગનું ખમીસ અને ટોપી પહેરીને એક વ્યક્તિ આવી રહી છે. કદાચ એ ટી.ટી. જ છે."

"બાપ રે! હાય રે! મારો હાથ?... મારો હાથ! હાય મા રે!"

બાથરૂમમાંથી બહાર નીકળીને સરદારજીએ બહારનો દરવાજો જોરથી ખેંચીને બંધ કર્યો. કિનારે ઊભેલા અય્યર સાહેબને તેણે ન જોયા. તેમનો હાથ દરવાજામાં આવી ગયો. તેમનો ચિત્કાર સાંભળી સરદારજીએ ઝટ દરવાજો ખોલી નાખ્યો.

અય્યરસાહેબ ત્યાં જ પ્લેટફોર્મ પર બેસી પડ્યા અને પછી બેભાન થઈને પડી ગયા. આંખો ઊઘડી ત્યારે ચારે બાજુ ભીડ જામેલી હતી. કોઈ માણસ તેમના હાથમાંથી વહી રહેલું લોહી લૂછી રહ્યો હતો. ડાબા હાથની આંગળીઓ કચરાઈ ગઈ હતી. આંગળીઓનાં હાડકાંનો ભૂકો થઈ ગયો હતો. ત્યાંથી ઊપડતાં ગાડીને અડધો કલાક લાગ્યો.

તેઓ રાત આખી દુ:ખના માર્યા કણસતા રહ્યા. સરદારજી 'માફ કરના' કહી પાછા સૂઈ ગયા. સવાર પડી. ગાડી મદ્રાસ પહોંચી.

તેમની એક આંગળી પૂરેપૂરી કપાઈ ગઈ હતી. ટી.ટી. તેમની પાસે પૈસા કેવી રીતે માગે? ટી.ટી.એ. સ્ટેશન પર તેમને લેવા આવેલા અય્યાદુરૈની મદદ લઈને તેમને ટેક્સીમાં બેસાડ્યા. અય્યાદુરૈ તેમની સાથે ટેક્સીમાં ગયો.

એ. એ. અય્યરે ત્રણ મહિનાની રજા લેવી પડી. ઑફિસના અફસરથી માંડીને પટાવાળા સુધીનો પ્રત્યેક કર્મચારી તેમની ખબર કાઢવા ગયો.

એક દિવસ મહાલિંગમ પણ ગયો. તે ઘણી વાર સુધી તેમની પાસે બેઠો. એકાંતમાં વાત કરવાનો પ્રસંગ મળતાં જ "હું તમને કોઈ રીતે હાનિ નહિ પહોંચાડું. મેં બધા પુરાવાઓનો નાશ કરી નાખ્યો છે", કહીને તે તેમની દબાઈને ચોંટી ગયેલી, તૂટી ગટેલી આંગળીઓ જોઈને રડી પડ્યો.

તેના ચાલી ગયા પછી એ. એ. અય્યર આંગળીઓ પર બાંધેલા પાટા સામે જોઈ રહ્યા. ડૉક્ટરની વાતચીત પરથી તેઓ સમજી ગયા કે હવે તેઓ વીણા વગાડી નહિ શકે. હવે તેમને આંગળીઓ આંગળીઓ જેવી લાગતી જ ન હતી. તે સૂકી ગુવારની શિંગ જેવી જણાતી હતી. તેમને આ બધું સ્વપ્નવત્ લાગ્યું. પત્ર, તેમાં આંગળીઓનો ઉલ્લેખ, પછી દરવાજાનું બંધ થવું અને આંગળીઓનું કચડાઈ જવું. આ ડાબા હાથની આંગળીઓએ કયું પાપ કર્યું હતું? મારા રામે જમણા હાથની આંગળીઓને બદલે ડાબા હાથની આંગળીઓને કેમ કચડી નાખી? એની લીલા વિચિત્ર છે.

"અરે! આખરે તું નિર્દોષ સીતાને જંગલમાં મોકલનાર નિર્મમ જ હતો ને?" કહેતાં કહેતાં એ. એ. અય્યરે ઓશિકે માથું ટેકવ્યું.

# 10

# 'પિતાજી ક્યારેય ન આવે'

**- આર. વેંકટરામન**

ત્રણે છોકરીઓ દેખાવે સરખી હતી. એક જ બીબામાં ઢાળેલી સ્વર્ણ-પ્રતિમાઓ જેવી તે દેખાતી હતી. તેમની ત્રણેની વચ્ચે દોઢ કે બે વર્ષનું જ અંતર હતું. ક્રમશઃ તેમની ઉંમર સત્તર, ઓગણીસ અને એકવીસ વર્ષની હતી. ત્રણેનો રંગ પણ એકસરખો હતો. લંબાઈમાં પણ ખાસ ફેરફાર ન હતો. એક જ ડાળ પર ખીલેલી તે ત્રણ કળીઓ હતી.

ત્રણે અપરિણીત હતી. લગ્ન બાબત કોઈ વિચાર તેમના મનમાં ન હતો. જ્યાં જિંદગી જ ગમે તેમ કરીને મુશ્કેલીથી પસાર થતી હોય ત્યાં વિવાહ-લગ્નની વાત ક્યાંથી ચાલે?

એથી શું? શહેરમાં તો અનેક લગ્ન થઈ રહ્યાં છે. અનેક જગ્યાએ કેળના સ્તંભ દેખાય છે. પેલી મોટા વાટકા જેવા ચહેરાવાળી છોકરીનાં નસીબ પણ જાગી ગયાં છે. ઉંદરની પૂછડી જેવી ચોટલીવાળી અને લંગડાતી છોકરીનાં લગ્નનો શુભ દિવસ પણ આવી ગયો છે. ઍકાઉન્ટન્ટ જનરલની ઑફિસમાં કામ કરતી કુરૂપ મંગલમ અને રંગમાં કોયલને પણ ટપી જાય એવી કોમલનાં નસીબ પણ ખૂલી ગયાં છે. આ ત્રણે છોકરીઓ રોજ એ રસ્તે જાય છે અને એ જ રસ્તે પાછી ફરે છે. લગ્ન માટે આવેલી વ્યક્તિઓની મોટરો અને સ્કૂટરો જુએ છે. જરીદાર પાલવનો અને ટેરિલિન પૅન્ટનો સળવળાટ સંભળાય છે. તેઓ જલદી જલદી બસ પકડવાને ચાલી જાય છે. તેમની પાસે થોભવાનો પણ વખત ક્યાં છે? થોભીને જોવાનો વિચાર પણ થતો નથી.

સૌથી મોટી છોકરી વેદવલ્લીએ રોજ દસ વાગ્યે ટેલિફોન સામે બેસી જવું પડે છે. બીજી છોકરી કનકવલ્લીએ પણ દસ વાગ્યે કૉલેજમાં પહોંચી જવું પડે છે. ત્રીજી છોકરી ચંપકવલ્લીને દસ વાગ્યે પહોંચી જાય તો જ પ્રતીક્ષા કર્યા

વિના ટાઇપરાઇટર મળી જતું હતું. તે ન કામે જતી હતી કે કૉલેજમાં જતી હતી. મેટ્રિક પાસ કર્યા પછી તે ટાઇપિંગ ઇન્સ્ટિટ્યુટમાં જોડાઈ હતી. મોડી પડે તો તેણે ધીરજથી ઊભા રહીને મશીન ખાલી થવાની રાહ જોવી પડતી હતી.

વેદાના પગારથી જ ઘરનો ખર્ચ ચાલે છે. એટલા પગારથી પેટપૂરતું ખાવાનું મળી રહે છે. રસમ[1] અને ભાત - આખરે એ પણ ભોજન કહેવાય છે. પગાર મળતાં મહિનાના પ્રથમ અઠવાડિયામાં બે દિવસ લીલાં શાકભાજીનાં દર્શન પણ થાય છે. રોજ રોજ ધૂમધામથી ખર્ચ કરે તો કનકા કૉલેજ કેવી રીતે જાય અને ચંપા ઇન્સ્ટિટ્યુટમાં ક્યાંથી જાય? કોઈ પણ રીતે દુઃખ વેઠીને તે દસ મહિના ઇન્સ્ટિટ્યુટ જઈ શકે તો પછી તેણે ત્યાં જવું નહિ પડે. પછી ક્યાંય કામ મળી જશે. વેદાની ઑફિસમાં તેને નોકરી અપાવી શકાય. તેને માટે ખૂબ લોકોને ભલામણ કરી રાખી છે. ત્યાં સુધીમાં તે અઢાર વર્ષની થઈ જશે. ડિપ્લોમા પણ મળી જશે. ત્યાં સુધી આવી જ સ્થિતિ રહેવાની - સારું ખાવાનું ખાય તો કપડાં-લત્તાંનો પ્રશ્ન ઊભો થાય અને સારાં કપડાં પહેરે તો ખાવાના સાંસા પડે. આવી સ્થિતિમાં બીજું શું થઈ શકે?

એવું કયું દુઃખ નથી કે જેનો અનુભવ તેમને ન થયો હોય? આ દુઃખ એ બધાં દુઃખોથી મોટું ન હતું કે સહન ન કર્યું હોય! ચંપા નોકરી કરવા માંડે તો તેઓને થોડો વધારે આરામ મળી શકે - વધારે આરામથી રહી શકે. કનકાએ હજી બે વર્ષ અભ્યાસ કરવાનો છે. તે પછી તે જે ટ્રેનિંગ લેશે તેમાં એક વધારે વર્ષ લાગશે. આ રીતે ત્રણ વર્ષ વીતી જાય પછી કોઈ કષ્ટ નહિ રહે. ત્યારે જે મન થશે તે ખરીદી શકશે, ખાઈ-પી શકશે. ત્યારે તેઓ આરામથી રહી શકશે. ત્યાં સુધી બીજી કોઈ બાબતનો વિચાર કરવાની ફુરસદ તેમની પાસે નથી. દેશમાં, દુનિયામાં અનેક ઘટનાઓ બને છે. બનવા દો. એ બાબત તેમણે શા માટે ચિંતા કરવી?

એ ત્રણે છોકરીઓ સમજતી હતી કે તેમની માતા સૌંદરમે પોતા ઉપર આવી પડેલાં બધાં કષ્ટને અત્યંત ધીરજથી સહન કર્યાં છે. જ્યારે તેમની પર એક પછી એક આપત્તિ આવી પડી હતી અને વારંવાર દુઃખી થવાના બનાવો બનતા હતા ત્યારે એ ત્રણે છોકરીઓ અત્યંત ભયભીત થઈને માની પાછળ છુપાઈ ગઈ હતી.

સૌંદરમ કડવા ઘૂંટડાની માફક આ બધાં દુઃખો પી ગઈ અને અચલ ઊભી રહી હતી. જાણે કંઈ જ બન્યું નથી એ રીતે કામે લાગી રહી. મનની આ

1. આમલી, મરચું વગેરેથી બનાવવામાં આવતું એક પીણું - જે મોટે ભાગે ભાત સાથે ખાવામાં આવે છે. ઘણું સામાન્ય ભોજન છે.

અપૂર્વ દૃઢતા અને અડગ ધૈર્ય માને ક્યાંથી મળ્યાં? આ બાબત છોકરીઓને આશ્ચર્ય કરતાં વધારે તો ગૌરવ થતું હતું.

સૌંદરમને છવ્વીસ વર્ષની ઉંમર સુધી બાહ્ય સંસારનું કોઈ જ્ઞાન ન હતું. હવે તે પ્રૌઢાવસ્થાએ પહોંચી ગઈ હતી અને કૌટુંબિક સુખોનો અનુભવ શાંતિથી, સમજી વિચારીને, એકલી જ કરી રહી હતી. તે પણ દીપશિખા જેમ સુંદર હતી. સિંદૂર અને ફૂલોથી તે પોતાની જ નહિ, ઘરના આંગણાની શોભા પણ કરતી હતી. તેના હાથનો સ્પર્શ થતાં જ રસોઈમાં નવો સ્વાદ અને સોડમ આવી જતાં હતાં. કોઈને ખબર પડતી ન હતી કે આમ કેવી રીતે થતું હતું?

કોણ જાણે કેટલાય લોકો એના હાથની બનેલી રસોઈ જમીને તેનાં વખાણ કરી ગયાં હતા; પરંતુ જેની પ્રશંસાની જરૂર હતી, જેની પ્રશંસાથી તેનું હૃદય ખરેખર આનંદિત થતું હતું તે વ્યક્તિએ મોં ખોલીને કદી પ્રશંસાના શબ્દો કહ્યા ન હતા - ક્યારેય નહિ. કહેવાય છે કે મોંમાંથી આશિષ ન નીકળે તોપણ ભર્યું પેટ તો અહેસાન માનશે જ. તે પ્રશંસા ન કરે તો કંઈ વાંધો નહિ, પણ ખોડખાંપણ કાઢ્યા વિના તો રહી શકે? પણ તેનાથી કોઈ પણ ટીકા કર્યા વિના રહેવાતું ન હતું. તે એક વિચિત્ર જીવ હતો કે જેને પ્રશંસાના બે બોલના મહત્ત્વની જાણ ન હતી. તેનામાં એટલો અહંકાર હતો, એટલો તો ગર્વ હતો કે તેને અબોધ કહી ટાળી ન શકાય.

જ્યારે ગામમાં જમીન-જાયદાદ હતી, ઘરબાર હતાં, ત્યારે લોકો પર અધિકાર જમાવીને મોજમજા કરી, બેઠાં બેઠાં ખાઈપીને બધી સંપત્તિ તેણે વેડફી નાખી હતી. જે કંઈ થોડુંઘણું બચ્યું હતું તે પણ પત્તાં રમવામાં અને જુગારમાં ખતમ થઈ ગયું હતું. પાસેના ગામમાં એક ઘર હતું અને થોડીસરખી જમીન હતી. તે પણ અંજાકુડિની કણ્ણમ્મા નામની સ્ત્રીએ લખાપટ્ટી કરીને લઈ લીધું. તેને એક છોકરી હતી તે વેદા કરતાં એક વર્ષે મોટી હતી. એ છોકરીને ગાતાં, નાચતાં - બધું શીખવવાને એ પુરુષે ખૂબ પ્રયત્ન કર્યા. વૃક્ષ એક ઘરના આંગણામાં હતું તો તેનાં ફૂલો બીજા ઘરના આંગણામાં ખરતાં હતાં. તે ખાવાનું અહીં ખાતી હતી અને સૂતી હતી અંજાકુડિમાં. તેને માટે અહીંથી એક ગાડી સાડા-નવ વાગ્યે ઊપડતી હતી. એ ગાડીમાં જતાં તે દસ-સવાદસ વાગ્યે ઘેર પહોંચી જતી હતી.

કહેવાય છે કે એ માણસ એને ઘેર અનેક વાર ગયો છે. જે લોકો એ ગામ ગયા હતા તેમણે સ્વયં પોતાની નજરે જોઈને આ વાત કહી હતી.

કેટલાકે સૌંદરમ આગળ સહાનુભૂતિ પ્રકટ કરતાં કહ્યું કે ''સૌંદરમ, તારે ત્રણ દીકરીઓ છે. એ મૂર્ખને મનમાન્યા રસ્તે કેમ ચાલવા દે છે?''

"હું શું કરું? અંજાકુડિ શબ્દ બોલતાં જ તે મને મારવા દોડે છે. પૂછતાં જવાબ આપે છે કે, એવું કંઈ નથી."

"ચલ બુદ્ધુ ક્યાંની! અમને પૂછે છે કે શું કરું? આ બાબત શું કરવું જોઈએ એ કહેવાની જરૂર છે?"

એને જે જે ઉપાય સૂઝ્યા તે બધાય એણે અજમાવી જોયા. પરિણામ એ આવ્યું કે એનાં ઘરેણાં જાણેઅજાણે ઘરમાંથી ગાયબ થવા લાગ્યાં. એ માણસના મનને બદલી શકાય તેમ નથી. પહેલાં તો એ ચાર-પાંચ દિવસે એક વાર ઘરે પાછો ફરતો હતો. હવે તો એણે ઘરે આવવાનું પણ બિલકુલ બંધ કરી દીધું.

લોકોએ કહ્યું કે થોડા દિવસ તે અંજાકુડિમાં દેખાયો હતો. તે પછી કોણ જાણે કેમ, તેણે ત્યાં જવાનું બંધ કરી દીધું અથવા પેલીએ ત્યાં આવવાની મના કરી દીધી - તે પછી તે ત્યાં કદીય ન જણાયો.

સૌંદરમે તેની ખૂબ રાહ જોઈ. ઘર દેવામાં ડૂબી ગયું હતું. ઘરનાં રહ્યાં-સહ્યાં આભૂષણ પણ ધીરે ધીરે મહાજનને ત્યાં પહોંચી ગયાં. તે પછી થોડા દિવસ બાદ શહેરમાં રહેતા તેના મોટાભાઈએ તેને પોતાના ઘરે આવવાને પત્ર લખ્યો. તે પોતાનાં બાળકોને લઈને ભાઈને ઘરે પહોંચી. ભાઈએ વખતોવખત ધન વગેરે આપીને તેને મદદ કરી. તે દિવસોમાં વેદાની વાર્ષિક પરીક્ષા હતી. એકાએક સૌંદરમના મોટાભાઈનું અવસાન થઈ ગયું. કુટુંબને મોટો આઘાત લાગ્યો. આ આઘાત પણ સૌંદરમે કોણ જાણે કેવી રીતે સહન કર્યો. ઘરમાં કેવળ એક કૂંડી, કળશો, તપેલી અને થાળી હતાં. આવી વિકટ પરિસ્થિતિમાં વેદાએ બીજી વાર પરીક્ષા આપી અને પાસ થઈ ગઈ. કોઈએ દયા કરીને તેને ટેલિફોન ઓપરેટરની નોકરી અપાવી દીધી. તેના પગારમાંથી સૌંદરમે કેવી રીતે ઘર ચલાવ્યું. કનકાને ભણવા મોકલી તેની આજે તો કલ્પના પણ થઈ શકે તેમ નથી. કેટલીયે વાર ભૂખે રહેવું પડ્યું હતું. અનેક પ્રકારના ભયનો સામનો કરવો પડ્યો હતો, ઘર બદલવાં પડ્યાં હતાં.

હવે ત્રણે છોકરીઓ યુવતી થઈ ગઈ હતી. પોતાના સૌંદર્યથી સૌને આકર્ષિત કરી લેતી હતી. ઉમ્મર એવી હતી કે બીજી યુવતીઓની જેમ બનીઠનીને હરવા-ફરવાની ઇચ્છા થતી હતી; પરંતુ ઘરમાં ભયંકર ગરીબાઈ હતી. તેઓ કોઈ કુટુંબની ભેગાં રહેતાં હતાં. બહાર સમાજમાં શિષ્ટાચાર નામની કોઈ ચીજ ન હતી. કુટુંબને પુરુષનો કોઈ ટેકો ન હતો. સૌંદરમ અત્યંત ભયથી, ખૂબ મુશ્કેલીઓ વચ્ચે, એક એક દિવસ વિતાવી રહી હતી. દરમિયાન, ચંપા અગિયારમા ધોરણમાં પહોંચી ગઈ. એક-બે વર્ષ તેને મદદ મળી જાય તો તે પછી તે પણ કામે જઈ શકશે. કનકા સારી પેઠે ભણીગણી લે તો તે સૌની દેખરેખ કરી શકશે. સૌંદરમે ભારે

કષ્ટ વેઠી, ધૈર્યથી, હિંમત હાર્યા વિના, ભૂખે રહીને કે એક ટંક ખાઈને, વેદાના પગારમાંથી ઘર કેવી રીતે ચલાવ્યું તે આશ્ચર્યજનક વાત હતી.

એક દિવસ કનકાને કૉલેજમાંથી ઘરે પાછાં આવતાં મોડું થઈ ગયું. ત્યાં સુધીમાં વેદા પણ ઘરે આવી ગઈ હતી. કૉલેજમાં જો કોઈ ખાસ કાર્યક્રમ હોય તો તે સવારે કહીને જતી હતી. આજે તેણે કંઈ કહ્યું ન હતું. તેથી સૌને ચિંતા થવા લાગી. ખૂબ વાર પછી તે ઘરે પાછી ફરી.

''કનકા, કેમ આટલું મોડું થઈ ગયું?''

''મા, રસ્તે મેં પિતાજીને જોયા.''

સૌંદરમ ચુપ હતી.

''પિતાજીને? ક્યાં?'' બન્ને બહેનોએ પૂછ્યું.

સૌદરમ ન તો તેમને જોઈ રહી હતી, ન તો એનું ધ્યાન ત્યાં હતું.

''કૉલેજથી પાછી આવતી હતી ત્યારે રસ્તામાં જોયા.''

''એટલે તને પાછા ફરતાં મોડું થઈ ગયું?''

''હા. કોઈ સંગીત મંડળીના નાયકની જેમ ઢીલું ખમીસ, જરીદાર ધોતિયું, અંગવસ્ત્રમ (દુપટ્ટો) પહેરીને તેઓ બસસ્ટેન્ડ પર ઊભા હતા. પહેલાં તો મેં તેમને જોયા નહિ. જ્યારે તેમણે મને નામથી બોલાવી તો મેં પાછળ વળીને જોયું તો પિતાજી! શરીરમાંથી ચંદન અને અત્તરની ખુશબો આવતી હતી. મોંમાંથી પાનની સુગંધ.''

''હં... તો પછી?''

''પછી તેમણે આપણાં બધાંની ખબર પૂછી. આપણું સરનામું માગ્યું. મેં બધી જ વાત કહી. એટલામાં બસ આવી ગઈ અને ફરી મળવાનું કહીને તેઓ બસમાં ચઢી ગયા.''

''એટલામાં તને આટલી બધી વાર લાગી?''

''અમે હોટલમાં ગયાં હતાં એથી તો મોડું થઈ ગયું. મેં ખૂબ ના પાડી પણ તેઓ માન્યા નહિ. હું વારંવાર કેવી રીતે ના પાડું?''

''તેમણે બીજું કંઈ ન પૂછ્યું?''

''બસ એટલું જ પૂછ્યું કે વેદાને કેટલો પગાર મળે છે અને ચંપા શું કરે છે?''

વેદાએ પૂછ્યું, ''તેઓ આજકાલ કરે છે શું?''

''ખબર નથી.''

''ક્યાં રહે છે?''

''મેં પૂછ્યું નહિ.''

"કેમ ન પૂછ્યું?"

"એક વાર મેં પૂછ્યું, એટલામાં અમે બીજી વાત પર ચઢી ગયાં."

સૌંદરમની ધીરજની હદ રહી ન હતી. તે બોલી, "સારું, સારું. હવે ઊઠો અને પોતપોતાનું કામ કરો."

થોડા દિવસો પછી, પિતાજીને મળવાનો અને તેમની સાથે વાતચીત કરવાનો પ્રસંગ ભુલાઈ ગયો. ચંપાની પરીક્ષાનું પરિણામ આવી ગયું હતું. તે હનુમાનજીના મંદિરે જઈ એક નાળિયેર ચડાવીને ઘેર પાછી ફરી.

"નાળિયેર ચડાવી આવી?" પૂછતાં સૌંદરમ ત્યાં આવી. વરંડામાં બારણા પાસે એક આકૃતિને ઊભેલી જોઈ તે પથ્થરની જેમ ઊભી રહી ગઈ. ચંપાએ પણ પાછળ ફરીને જોયું કે તેની પાછળ કોણ ઊભું છે. તેના પિતા હતા. એ જ પિતા, જેમને તેણે સાત-આઠ વર્ષની ઉંમરે જોયા હતા. કનકાના વર્ણનથી પિતાના રૂપની એણે જે કલ્પના કરી હતી, બરાબર તેવા જ તે દેખાતા હતા.

સૌંદરમ આશ્ચર્યચકિત થઈ, દોડી આવીને બારણાની પાછળ અંધારામાં છુપાઈને ઊભી રહી. તેના હૃદયના ધબકારા વધી ગયા હતા. છોકરીઓ દોડી આવી અને તેમણે તેમનું સ્વાગત કર્યું. તેઓ અંદર આવે તે પહેલાં જ શરીર પરનાં ચંદન અને અત્તરની સુગંધ ઘરમાં ફેલાઈ ગયાં. તેઓ સંગીતસમ્રાટની જેમ ઘરમાં આવીને બેસી ગયા. એમ જ લાગતું હતું કે એ સ્થાન જાણે તેમને માટે યોગ્ય નથી. છોકરીઓમાં એક વિચિત્ર પ્રકારનો ઉત્સાહ દેખાતો હતો.

"પિતાજી, તમને આ ઘર કેવી રીતે મળી ગયું? મેં તો તમને આપણે પહેલાં રહેતાં હતાં તે ઘરનું સરનામું આપ્યું હતું." કનકાએ કહ્યું.

"મેં ત્યાં જઈને પૂછ્યું. ત્યાં રહેતા માણસે કહ્યું અમે જાણતા નથી. હવે શું કરવું એમ વિચાર કરતો કરતો હનુમાનના મંદિર પાસે થઈને જતો હતો ત્યાં મેં ચંપાને જોઈ. પહેલાં તો થયું કે તું જ છે. ચંપા તો કેટલી મોટી થઈ ગઈ છે! પછી શંકા થઈ કે એ ચંપા જ છે કે બીજું કોઈ. એથી મેં તેને બોલાવી નહિ. પણ ઘર મને મળી ગયું. આ લો, અંદર મૂકી દો." કહીને તેમણે બે-ત્રણ કેળાં થેલીમાંથી કાઢ્યાં.

તેમણે સૌંદરમ સાથે વાત ન કરી. આટલાં બધાં વર્ષો પછી પાછા ફરેલા પતિ સાથે તે પણ એક શબ્દ ન બોલી; પરંતુ તેણે અંદરથી સફરજન કાપીને મોકલ્યાં. ચા પણ મોકલી. તે પછી મોટી મિજબાની થઈ. પિતાજી પાછા ફર્યાને બહાને આજે પહેલી વાર તેઓ સારું ખાવાનું બનાવીને જમ્યાં. તેમનામાં ગમે તેટલી ખામીઓ હોય, તેમને લીધે ગમે તેટલાં કષ્ટ વેઠવાં પડ્યાં હોય - આખરે તો તેમના પિતા છે નેં! તેમને લીધે કેટલું અપમાન સહન કરવું પડ્યું નું

તેનો કોઈ હિસાબ નથી, કેટલું દુઃખ સહન કરવું પડ્યું હતું જેની કોઈ સીમા ન હતી. એ બધું તેઓ ભૂલી ગયાં. કંઈ નહિ તો મળવાને તો આવ્યા છે, એમ વિચારી તેઓ અત્યંત પ્રસન્ન થયાં.

ઘરમાં એકદમ પરિવર્તન થઈ ગયું છે. હાથમાંનો પંખો હલાવતા હલાવતા લગભગ નવ વાગ્યે તેઓ સૂવા ચાલી ગયા. કેટલીય વાર સુધી પંખાનો અવાજ સંભળાયા કર્યો. તે પછી ક્યારે તેમણે પંખો ખાવાનું બંધ કર્યું અને ક્યારે તેઓ સૂઈ ગયા તેની ખબર છોકરીઓને ન પડી. માએ સવારના ઊઠીને કપાળે ચાંદલો કરી લીધો હતો. પિતાજી ત્યારે ઊંઘી રહ્યા હતા - એટલી જ તેમને ખબર હતી.

''પિતાજી કદાચ રાતના બરાબર ઊંઘી ન શક્યા. મોડી રાત સુધી પંખો ચાલતો હતો?'' ચંપાએ પૂછ્યું.

સૌંદરમે કોઈ જવાબ ન આપ્યો. ચંપાએ જવાબ મળવાની આશાથી પ્રશ્ન કર્યો પણ ન હતો.

વેદા ઑફિસમાં બેઠી બેઠી પિતાજીના પાછા ફરવાની વાત વિચારતાં વિચારતાં એટલી પ્રસન્ન થઈ જતી હતી કે જાણે તેને ખજાનો મળી ગયો છે. તેને એટલો આનંદ થતો હતો કે તેનું વર્ણન થઈ શકે તેમ નથી.

''તું ખૂબ ખરાબ છે, મા! પિતાજી આટલા બધા દિવસ પછી આવ્યા છે. તેમની સાથે બોલતી કેમ નથી?'' ચંપાએ પૂછ્યું.

''ચલ ભાગ, તારું કામ કર.''

''હા. તેઓ એકબીજા સાથે વાત કરશે, જ્યારે આપણે બધાં નહિ હોઈએ ત્યારે. જ્યારે આપણે હોઈશું ત્યારે વાત નહિ કરે.'' વેદા બોલી.

તેમની ઇચ્છા હતી કે આવું કંઈ થાય. જોકે માતાજી અને પિતાજી એકબીજા સાથે બોલતાં ન હતાં છતાં તેમના મનમાં એક ક્ષીણ આશા હતી કે આવું કહ્યા પછી તેઓ જરૂર વાતચીત કરશે.

''બોલવાથી કંઈ વિશેષ છે?''

સૌથી પહેલાં વધારે દૂધવાળી કૉફી એમને માટે બનાવવામાં આવી હતી. ગરમ કૉફીમાંથી વરાળ નીકળતી હતી. ખભા પર નાખેલા દુપટ્ટાના છેડાથી ગ્લાસ પકડીને ઘૂંટડે ઘૂંટડે ખૂબ સ્વાદથી, મૌન રહેનાર એ વ્યક્તિ કૉફી પીતી હતી. નવ વાગ્યે હાથમાં પંખો લઈને સૂવા ચાલી જતી. દસ, સાડાદસ વાગ્યા પછી જ્યારે તેમને ખબર પડતી કે છોકરીઓ સૂઈ ગઈ છે ત્યારે તેઓ પંખાથી અવાજ કરી ધીરેથી ખાંસી ખાતા હતા. અંધારામાં જ પાણી માગતા. કોણ જાણે તેમને શેની તરસ લાગતી હતી?

તેઓ એકબીજા સાથે વાતો ન કરે તો શું થઈ ગયું? તેઓ વાતો નહોતા

કરતા. તેમને બોલવાની જરૂર ન હતી. ચોથે દિવસે સવારે તેઓ તેમની પથારીમાં ન હતા.

સવારે ઊઠતાંની સાથે જ અંદર આવીને ચંપાએ માને પૂછ્યું, "પિતાજી, ક્યાં છે?" તેના પ્રશ્નથી જાણે એમ જ લાગ્યું કે તેની કોઈ ચીજ ખોવાઈ ગઈ છે, જે ચીજને જોઈને તેને તૃપ્તિ થતી હતી.

"મને શા માટે પૂછે છે? મેં કંઈ મારા પાલવમાં તેમને સંતાડી રાખ્યા છે? સાત વાગ્યા સુધી તો તે સૂઈ રહે છે."

"પણ ત્યાં નથી ને?"

"કદાચ વહેલા ઊઠી ગયા હશે."

"બાથરૂમ પાસે પણ નથી. ઘરમાં આવેલી વ્યક્તિનો તેં આદરસત્કાર ન કર્યો. તેમની સાથે એક અક્ષર પણ ન બોલી. એટલે તેમને અહીં રહેવાનું ગમ્યું નહિ. ભૂલ તો તારી જ છે. હું તો એમ જ કહેવાની."

"હા, બધી ભૂલી મારી જ છે." સૌંદરમ બોલી, "તેમણે આપણને જે અન્યાય કર્યો છે તે સહી લેતાં, પણ તેઓ આપણને નિરાધાર, ઘરબાર વિના છોડીને ચાલી ગયા. તે પણ ભૂલી જઈને મેં આ ઘરમાં આવેલા મહેમાન સમજીને તેમની સાથે વાતચીત ન કરી - એ મારી ભૂલ છે." અજ્ઞાત દિશામાં નજર ટેકવી સૌંદરમ બોલી. ચાર-પાંચ દિવસ ત્રણે છોકરીઓને મનમાં લાગ્યા કર્યું કે પિતાજી આવ્યા અને પાછા ચાલી ગયા. કેટલાક દિવસ પછી તેમનું અચાનક આગમન, સાથે રહેવું વગેરે વાતો તેમને અધૂરા સ્વપ્ન જેવી લાગી.

તેઓ પંખો ખાતા જ્યાં બેસતા હતા ત્યાં ચંપાની નજર તેમને શોધતી હતી. થોડી વાર તેને ભ્રમ થતો. એટલામાં કનકા આવી જતી હતી, વેદા પણ આવી જતી હતી. વાતચીતનો વિષય બદલાઈ જતો હતો. તેઓ કોઈની પણ સાથે ગમે તેટલું બોલે તેમના મનમાં મા પ્રત્યે એક ફરિયાદ હતી. કોણ જાણે સૌંદરમને એની ખબર હતી કે નહિ. હવે મા ચંપા સાથે જ નહિ પણ બાકી લોકો સાથે પણ પહેલાંની જેમ મન ખોલીને સરખી રીતે વાત કરતી ન હતી.

ત્રણે છોકરીઓ માની અંદર થયેલું આ પરિવર્તન સારી પેઠે સમજતી હતી; પરંતુ આ બાબત તેઓ કોઈ ચર્ચા કરતી ન હતી. ફક્ત ચંપાના મનમાં તીવ્ર ઇચ્છા હતી કે તે માની સાથે પ્રેમથી વાત કરે. માને પહેલાંની જેમ હસતી અને બોલતી કરી દે.

"મા, તું ઉદાસ કેમ છે?"

"ઉદાસ ક્યાં છું?"

"તું બદલાઈ ગઈ છે. તને કંઈ થાય છે? તને દુઃખ થાય છે કે ગુસ્સો

આવે છે?'' એક દિવસ ચંપાએ માને એકાંતમાં પૂછ્યું.

''મને દુઃખ થતું નથી કે ગુસ્સો પણ આવતો નથી.'' એક જ વાક્યમાં જવાબ આપીને સૌંદરમે વાત ટાળી દીધી અને તે ત્યાંથી ચાલી ગઈ.

''ના. તારા મનમાં કોઈ વાત છે. સાચું કહે ને મા, શી વાત છે?'' પૂછતી પૂછતી ચંપા માની પાછળ ગઈ.

સૌંદરમ જરાક હસીને બોલી :

''ચાલ જા, મારા મનમાં કંઈ નથી. હું તો ત્યારે જ એ બધી વાતોને ભૂલી ગઈ હતી.''

''તો પછી તારામાં ફેરફાર કેમ લાગે છે? તને જાણે બીક લાગતી હોય એમ કેમ લાગે છે?''

''હું શું કરું તે જ સમજાતું નથી. તબિયત કંઈક ઠીક નથી.''

''વેદાની ઑફિસમાં એક લેડી ડૉક્ટર આવે છે. તેમને બતાવી આવ ને?''

''હા જઈશું. પણ મારી પાસે વખત નથી.''

''આજે જ જઈ આવ. ચાલ, હું પણ સાથે આવું. ઇન્સ્ટિટ્યુટમાંથી પાછી આવીને જઈશું.''

''ભલે જઈશું. તું પણ સાથે આવજે.''

ઇન્સ્ટિટ્યુટમાં સૌ કોઈ એક લગ્નમાં જવાની તૈયારી કરી રહ્યાં હતાં. તેમની સાથે શીખતી એક છોકરીની મોટી બહેનનાં લગ્ન હતાં. લગ્ન ખૂબ ધામધૂમથી થનાર હતાં. ચંપા જો લગ્નમાં જાત તો માની સાથે ડૉક્ટરને ઘેર ન જઈ શકત. એથી એ સીધી ઘરે જ આવી. પણ ઘરે તાળું હતું.

પાડોશના મકાનમાં રહેતી એક સ્ત્રીએ તેને ઘરની ચાવી આપી અને કહ્યું, ''માની તબિયત ઠીક ન હતી એટલે તે જલદી ડૉક્ટર પાસે ગઈ છે. તને ત્યાં બોલાવી છે.''

ચંપા એ ડૉક્ટરનું ઘર જાણતી હતી. તેણે ચાવી પાડોશીને પાછી આપી અને સીધી જ ડૉક્ટરને ઘરે જવા નીકળી. ચાલતી વખતે તેનું મન અસ્થિર હતું. તે ગભરાઈ ગઈ હતી. કોણ જાણે શું થઈ ગયું કે તેના આવતાં પહેલાં જ મા ડૉક્ટરને ઘરે ચાલી ગઈ. તેમ છતાં તે હિંમત રાખી ડૉક્ટરને ઘરે ગઈ.

ત્યાં પહોંચતાં તેણે જોયું તો વેદા પણ ત્યાં પહોંચી ગઈ હતી. તેને આશ્ચર્ય થયું.

''તું ક્યારે આવી? માની સાથે આવી?''

''ના, મા અહીં આવ્યા પછી ડૉક્ટરે મને ફોન કર્યો હતો.''

''માને હવે કેમ છે?''

"હમણાં ડૉક્ટર બહાર આવશે ત્યારે ખબર પડશે. ડૉક્ટરને ખબર નથી કે હું અહીં આવી પહોંચી છું. મને અહીં આવ્યે ઘણો વખત થઈ ગયો છે. મા અંદર જ છે."

બન્ને બહેનોને સમજાયું નહિ કે શું કરવું? લગભગ પંદર મિનિટ સુધી ત્યાં બેસી રહેવું પડ્યું. તે પછી ડૉક્ટર બહાર આવ્યા.

"તમને લોકોને અહીં આવ્યે ઘણીવાર થઈ કે શું?"

"ના, ખાસ નહિ. માની તબિયત કેમ છે?"

"મેં ઇન્જેક્શન આપ્યું છે. તે સૂતી છે."

"અચાનક માને શું થઈ ગયું?"

"એમને કોઈ આઘાત લાગ્યો છે. કોઈ ચિંતાનો ભાર હોય એમ લાગે છે. એટલે એની તબિયત ખરાબ થઈ ગઈ છે."

"મા બેભાન થઈ ગઈ છે? હાર્ટ એટેક તો નથી ને?"

"અરે, તું આ શું પૂછી રહી છે? તને ખબર નથી? તેમને પાંચ મહિનાનો..."

"હાય રે!" છોકરીઓ બોલી ઊઠી. તેમને આ ખબરથી ભારે આઘાત થયો.

"મા અહીં આવી ગઈ તેથી બચી ગઈ. તમારા પાછા ફરતાં સુધી બેસી રહી હોત તો કેસ બગડી જાત."

"હવે તમે શો ઇલાજ કર્યો છે?"

"અહીં આવ્યા પછી તેમને બેહોશ કરીને જે કંઈ કરવાનું હતું તે કરી દીધું. હવે જાનનું જોખમ નથી. મેં કહ્યું હતું તેમ ભારે આઘાત અને વેદનાને લીધે તેનો ગર્ભ રહી શક્યો નથી. ઉમ્મર પણ થઈને હવે?"

"હા, મા એકતાલીસ વર્ષની છે."

"તો પછી શું? આટલી ઉમ્મરે આઘાત ક્યાંથી સહી શકે અને તે પણ આટલાં વર્ષ બાદ? હું દવા લખી આપું છું. બે દિવસ પછી અહીંથી જવાની રજા મળશે. તે પછી બે અઠવાડિયાં સુધી આરામ કરવો પડશે."

ડૉક્ટરના અંદર ગયા પછી વેદા અને ચંપાને એકબીજા સાથે જોતાં શરમ આવી. શી વાત કરવી તે ન સમજાતાં તેઓ સંકોચથી ત્યાં ઊભી રહી.

અચાનક ચંપાને કોઈ વાત યાદ આવી.

"વેદા, તને કંઈ સમજાયું?"

"ના."

"તેં પાંચ મહિના પહેલાં કરી હતી એ વાત તને યાદ નથી?"

"અરે, જ્યારે આપણે ઘરમાં નહિ હોઈએ ત્યારે પરસ્પર તેઓ વાત કરશે, એવું તેં નહોતું કહ્યું?"

"હા, તો આ શું તેનું પરિણામ છે?"

"તેનું નહિ તો બીજા શેનું? એને લીધે જ આ બધું થયું છે."

દવાનો કાગળ લઈને તેઓ બહાર નીકળતાં હતાં ત્યાં જ દોડતી દોડતી કનકા આવી પહોંચી.

"માની તબિયત કેમ છે?"

"હવે સારી છે. સૂતી છે."

"ગભરાવા જેવું કંઈ નથી ને?"

"હું થોડી વહેલી આવી શકત પણ રસ્તે પિતાજી મળી ગયા એટલે વાર લાગી."

"તેં એમને ક્યાં જોયા?"

"કૉલેજથી પાછા ફરતાં રસ્તે એક લગ્ન થઈ રહ્યાં હતાં. એ લગ્ન માટે તેમણે નાચગાનની વ્યવસ્થા કરી હતી. કહેતા હતા કે ત્યાંથી પાછા ફરતાં ઘરે આવશે."

"શા માટે? તું દવા લેવા જતી વખતે એમને કહી આવજે કે મા હૉસ્પિટલમાં છે એટલે ઘરે ન આવે અને એ નાચ કરનારાઓ સાથે જ ચાલ્યા જાય." વેદા બોલી.

"તેઓ હમણાં ન આવે કે ક્યારેય ન આવે." કનકાએ પૂછ્યું.

"...ક્યારે પણ ન આવે. કદી પણ ન આવે." ચંપાએ દૃઢતાથી કહ્યું.

# 11

# દિવાસ્વપ્ન

**- એલ. એમ. રામામૃતમ**

મારામાં બીજા લોકો જેવું વાક્ચાતુર્ય નથી. જરા સરખી વાતને મીઠુંમરચું ભભરાવીને, અત્યંત સરસ બનાવીને, કેટલાક લોકો વાત અત્યંત વિસ્તારથી કહે છે. તેઓ આખી ઘટનાનું વર્ણન એવી રીતે કરે છે કે જાણે ઘટના તેમની નજર સામે જ ન બની રહી હોય! તેમનું વર્ણન સાંભળનાર રોમાંચિત બની જાય છે.

મારામાં આવું ચાતુર્ય બિલકુલ નથી. મગજ અને મનમાં જે વિચાર અને ભાવ ઝડપથી ઊઠતા હતા તેનો ચોથો ભાગ પણ શબ્દો દ્વારા હું કહી શકતો ન હતો. પરંતુ મને જે અનુભવો થયા હતા તે તુચ્છ હતા કે મહત્ત્વહીન હતા એમ મને લાગતું નથી. મારી મનોવેદના હજી પણ શાંત થઈ નથી.

વાત કંઈ નથી. હું બસમાં જઈ રહ્યો હતો. ઑફિસે જઈ રહ્યો હતો.

હું એક સાધારણ માણસ છું. સવારના ઊઠીને કૉફી પીને બજારમાં જવું, રેશનની દુકાનેથી ચોખા ખરીદવા, તે પછી જલદી જલદી ઑફિસે ચાલી જવું, ત્યાંથી પાછા ફરી દરિયે જઈ હવા ખાવી, ત્યાંથી પાછા ફર્યા બાદ, મોડા આવ્યા બદલ પત્નીનો ઠપકો સાંભળવો, ખાવું અને સૂઈ જવું - આ જ મારી દિનચર્યા હતી. આ દિનચર્યામાં જરાક સરખો પણ ફેરફાર થતાં મારા આનંદનો પાર ન રહેતો; પરંતુ તેમાં ફેરફાર કેવી રીતે થાય? એક બાળક હજી હમણાં જ પત્નીનો ખોળો છોડી ઘૂંટણિયા તાણતું થયું હતું. તે ઘરની બહાર જઈને માટી ખાતાં ખાતાં રમ્યા કરતું. ખોળાનું ધાવણું બાળક રાતના રડતું અને ઊંઘ ખરાબ કરતું. રખેને મારા મનની ચિંતા સમાપ્ત થઈ જાય એટલે પાછલા ત્રણ મહિનાથી પેટમાં એક બીજું બાળક પણ હતું. ગળામાં એટલો ભાર લટકાવીને જો કોઈ પાંખો લગાવીને ઉપર ઊડવા માગે તોપણ કેવી રીતે ઊડી શકે? એટલા માટે... તો, હું શું કહી રહ્યો હતો? એ જ કે હું બસમાં જઈ રહ્યો હતો.

આજકાલ બસમાં જવાનું પણ કેટલું અઘરું છે તે તો તમે લોકો જાણો છો. પ્રત્યેક બસ કોઈ મહાન ઉત્સવની અથવા તો સિનેમાઘરની નવી ફિલ્મના પહેલા ખેલની ભીડ જેમ ભરાયેલી હોય છે. બસમાં ચડવાનું મુશ્કેલ હોય છે, તો અંદર જઈને ઊભા રહેવાનું તો અસંભવ જ હોય છે. બેસવાની જગા જો મળી જાય તો તે એક મોટી નસીબદારીની વાત છે.

હું બેઠો હતો.

"ધડક... ધડક... ધડક... ધડક..."

બસ એક સ્થળે ઊભી રહી ગઈ. તડકામાં ઊભેલા લોકોનો પ્રવાહ બસ ભણી ધસી આવ્યો. મારી પાસે એક છોકરી આવીને - મને અડકીને - બિલકુલ અડકીને બેસી ગઈ.

રંગ તેનો કાળો જ કહી શકાય. તે નાની વયની છોકરી હતી. અઢાર કે વીસ વર્ષની ઉંમર હશે. કાનમાં ચમકતાં સફેદ મણિનાં જડતરનાં ઝૂમણાં લટકી રહ્યાં હતાં અને ગળામાં એક પાતળી સોનાની ચેઇન હતી. જાડી ભૂરી સાડી પર લાલ રંગની બોર્ડર હતી. તેના ચહેરા પર એક અપૂર્વ શોભા હતી.

ધારીને જોવાની ઇચ્છાથી કોઈ વ્યક્તિને વધુ ધ્યાનથી જોવાની જરૂર મને જણાઈ નથી. ગધેડો પણ મંદિરની દીવાલોને ધારીને જોતો ઊભો રહે છે; એનો અર્થ એ તો નથી થતો કે તે મંદિરની કલા બાબત વિચાર કરે છે. મનમાં ખરાબ વિચાર જાગે છે, કલ્પનાના કિલ્લા બને છે, હવાઈ મહેલ ખડા થાય છે. તે કોણ છે એથી મારે શું? તે વૈશ્ય હોય, ખ્રિસ્તી હોય કે બ્રાહ્મણ કુટુંબની હોય.

પરંતુ હા, તે મારા ખોળામાં પડીને મરી ગઈ હતી.

હું ગભરાઈ ગયો હતો. એકાએક તેનો ચહેરો સફેદ થઈ ગયો. તે આંખો પહોળી કરી કરીને જોઈ રહી હતી. તેની આંખની કીકી ચકળવકળ થઈ રહી હતી. તેનું માથું હાલી રહ્યું હતું. તે બેભાન થઈને મારા ખોળામાં પડી ગઈ.

મેં જોરથી ચીસ પાડી. મેં તેને ખોળામાંથી ઉઠાવીને સીધા બેસાડવાનો પ્રયાસ કર્યો. હાથની નાડી પકડીને જોઈ.

"ઉં હું" અવાજ પણ ન નીકળ્યો. તેની આંખો અંદર ધસી ગઈ. હૃદયના ધબકાર એકાએક બંધ થઈ ગયા. બસમાં જે ધમાલ મચી ગઈ તેનું તો પૂછવું જ શું? બસ થોભી ગઈ.

બસને એકાદ ખૂણે બેઠેલો તેનો પતિ ભીડને ધકેલતો જલદી જલદી આવી પહોંચ્યો. બસમાં ખૂબ ભીડ હતી. જેને જ્યાં જગ્યા મળી હતી ત્યાં સૌ બેસી ગયા હતા.

તે પણ નાની વયનો હતો. પચ્ચીસેક વર્ષનો હશે. તે ગોરો હતો, નાક

અણિયાળું હતું અને ચહેરા પર નાની નાની મૂછો હતી. જોડું સરસ હતું.

તેણે છાતી પર હાથ મૂકી જોયો. પણ એથી શો લાભ? પ્રાણપંખેરું તો ક્યારનુંય ઊડી ચૂક્યું હતું. મારા ખોળામાં તેનું શબ પડ્યું હતું.

"એ રિક્ષાવાલા, રિક્ષાવાલા!"

"એ ટેક્સી ટેક્સી!"

ઉતાવળમાં એમને રિક્ષા જ મળી. ઑફિસ અડધો કલાક મોડો પહોંચ્યો એટલે માલિક થોડા નારાજ થઈ ગયા.

કામ કરી કરીને કમ્મર બેવડ વળી ગઈ. કામમાં મન ચોંટ્યું નહિ, મન સાવ અશાંત હતું. મેં મારાં બધાં કામ બંધ કરી દીધાં અને બહાનું કાઢીને ત્રણ વાગ્યે જ ઑફિસમાંથી નીકળી ગયો.

ખમીસના ખિસ્સામાં હાથ રાખી દરિયાકિનારા ભણી ચાલી નીકળ્યો.

રેતી અને ભૂરો સમુદ્ર - બન્ને તપી રહ્યાં હતાં. તડકો પીઠને દઝાડી રહ્યો હતો.

એનું યુવાશરીર હજી કુટુંબગત કષ્ટોથી દાઝ્યું ન હતું. નવો ઘરસંસાર વસાવવાની મધુર વેદનામાં ખોવાયેલી એ યુવતી મારા ખોળામાં પડીને મરી ગઈ હતી.

મારા મનની હાલતનું વર્ણન હું કેવી રીતે કરું?

હું અકારણ જ દુઃખી હતો. એ દુઃખમાં આનંદ હતો તો વિચિત્ર મધુરતા પણ. સમુદ્રને કિનારે કિનારે હું ચાલી રહ્યો હતો. સમુદ્રની લહેરો આવીને મારા પગને ભીંજવતી હતી.

એ રીતે તે શું મારા મનના દુઃખને ધોઈ નાખશે? સમુદ્રકિનારે ચાલતાં ચલતાં મારા મનમાં ફરીથી એ ઘટના ઘૂમવા લાગી.

મેં તેના ગાલને સ્પર્શ કર્યો હતો? હા, કર્યો હતો. તેનામાં ચેતના છે કે નહિ તે જોવા માટે. હૃદય બંધ પડી જવાથી તેનું અવસાન થયું હતું. આટલી જલદી શરીરની ગરમી કેવી રીતે દૂર થઈ જાય? તેના સ્નિગ્ધ કપાળનાં રૂપરંગ પણ હજી બદલાયાં ન હતાં. આગળના વાળમાંથી બે લટ વિખરાઈ ગઈ હતી. સેંથી સીધી હતી કે વાંકી? બરાબર યાદ નથી... પરંતુ... પરંતુ! એ જાણવાનું મારે માટે જરૂરી છે? તે ગમે તે હોય એથી મારે શું? કોણ જાણે ક્યાંથી આવી હતી? એનો સમય આવી ગયો હતો. એ મારી પાસે આવીને મરવા માટે બસમાં ચડી, સીધી આવીને મારા ખોળામાં મરી ગઈ. કદાચ અમારો પૂર્વજન્મનો કોઈ સંબંધ હશે. તે પોતાના પતિના ખોળામાં કેમ ન મૃત્યુ પામી?

ભાગ્ય! હા, એ જ તો ભાગ્ય છે!

વાત બસ આટલી જ છે! તેને અને મને, અમને બન્નેને પાત્રો બનાવીને

મનમાં ને મનમાં મેં જે વાર્તા ઘડી તે કહી શકતો નથી, લખી પણ શકતો નથી. તે એક અણલખ્યું કાવ્ય જ બની રહેશે. શકુંતલા-દુષ્યંત, નળ-દમયંતી, સાવિત્રી-સત્યવાન, પૃથ્વીરાજ-સંયુક્તા વગેરેની કક્ષામાં અમે પહોંચી ગયાં હતાં.

આ કાવ્યમાં, મારા ઘરસંસારને સંભાળનાર મારી પત્નીને કોઈ સ્થાન ન હતું. ઘરના આંગણેથી ઊતરી, બહાર જઈને માટી ખાઈને પેટની બીમારી વધારનાર બાળકનું પણ કોઈ સ્થાન ન હતું.

હંમેશાં માના ખોળામાં પડ્યા રહેતા તથા રાતદિવસ રડતા રહેતા બાળકનું પણ કોઈ સ્થાન ન હતું. પેટની ભીતર રહીને દવા, જાદુમંતર, પીડા, રોગ - વ્યક્તિનો ખર્ચ અને ચિંતા વધારનાર, ક્યારેક ક્યારેક તેના પ્રાણને જ પી જનાર બીજરૂપી શિશુનું પણ કોઈ સ્થાન ન હતું. એમાં અમે બે જ જણ હતાં : હું અને એ નવયુવતી - જે મારા ખોળામાં પડીને મરી ગઈ. અમારા આ કાલ્પનિક જીવનમાં ચારેકોર હરિયાળી હતી. અનેક સ્થળે ઝરણાંનો પ્રવાહ હતો. મનમાં અપૂર્વ શાંતિ વિરાજમાન હતી. જીવન સંપૂર્ણ રીતે સુખી હતું. અમે બન્ને જાણે ગંધર્વ બનીને આકાશમાં વિહરી રહ્યાં હતાં. પરંતુ, પરંતુ આ મોત... મારું શરીર ધ્રૂજવા લાગ્યું. આ કેવું સ્વપ્ન હતું! કેવી વેદના હતી! મારા મનની દશા વિષથી ઢાંકેલા અમૃતના ઘડા સમાન હતી.

ખૂબ મોડું થઈ ગયું હતું.

હું ઘરે પાછો ફર્યો.

મારી પત્ની માટી ખાનાર બાળકનું મોં સાફ કરી રહી હતી.

મને જોતાં જ ખોળામાંનું બાળક મને પકડાવીને તેણે ભોજન માટે પતરાળું બિછાવ્યું. થાકી જવાને લીધે તે હું... હું કરી રહી હતી.

પેટમાંનું બાળક દુઃખ આપી રહ્યું હતું.

હું બે કોળિયા ખાઈને ઊઠી ગયો.

''કેમ તબિયત ઠીક નથી? તમે ખાધું કેમ નહિ?''

''હા. આજે એક સ્ત્રી મારા ખોળામાં પડીને મરી ગઈ.''

મેં એકદમ હાથ ધોઈ નાખ્યા અને છત પર પડેલી આરામખુરશીમાં બેસી ગયો.

સડક પર ટ્રામ ગાડીઓ ટન ટન ઘંટી બજાવતી ચાલી રહી હતી. તેનાં પૈડાં પાટા પર સરરર સરરર ઘસતાં ઘસતાં કાન છેદી રહ્યાં હતાં. બસ અને મોટર પોં... પોં કરતી દોડી રહી હતી. નીચે લોકોનો શોર પણ નિરંતર સંભળાઈ રહ્યો હતો. મારી પત્ની ખોળામાંના બાળકને પારણામાં નાખીને સુવાડી રહી હતી. વચ્ચે નાકમાંથી નીકળતું લીંટ સાફ કરતી જતી હતી. તે ખૂબ ભોળી હતી; છતાં પણ કોઈ બીજી સ્ત્રી મારા ખોળામાં મરી ગઈ એ તેનાથી સહન ન થયું.

"કોણ મારો લાલ છે આ! કોણ છે ભાઈ કોણ?" પત્ની હાલરડું ગાઈ રહી હતી.

હા, કોણ જાણે તે કોણ હતી અને હું કોણ છું? પરંતુ આ... આ કોણ છે?

આ ઘરસંસારના ચક્કરમાં પડીને હું શું તેને ભૂલી જઈશ? તેમાંથી કઈ વસ્તુ ટકી રહેશે? મહાનમાં મહાન વ્યક્તિએ પણ આખરે માટીમાં જ મળી જવું પડે છે. આ વખતે તે મારા હૃદયને એવી રીતે વેધી રહી હતી કે જાણે કુહાડી લીલાછમ વૃક્ષને વેધી રહી હોય. પરંતુ વખત જતાં એ વેદના પણ શાંત થઈ જશે.

એકાએક એ દૃશ્ય મારી નજર સમક્ષ ખડું થઈ ગયું કે જ્યારે મેં તેને છેલ્લી વાર જોઈ હતી. તેનો પતિ તેના શબને રિક્ષામાં લઈ રહ્યો હતો. તેના શરીરમાં પ્રાણ ન હોવાને લીધે તેના શિથિલ હાથ અને શિર નીચે લટકેલાં હતાં.

કેશમાં સુગંધિત પુષ્પનો એક ગુચ્છો હતો...

હું ગભરાઈ ગયો. "હાય રે વિડંબણા!"

"શું થયું? શું થયું?" કહેતી મારી પત્ની મારી પાસે આવી.

"આપણે શું કરીશું? કેટલા દિવસ સુધી આમ ચાલ્યા કરશે?" હું બબડ્યો.

તેણે મારા માથા પર હાથ મૂક્યો.

"હાય! શરીર તો લોઢીની જેમ ગરમ છે. સખત તાવ છે. તમે કહ્યું નહિ? હવે તો ઘણું મોડું થઈ ગયું છે. તમે સૂઈ જાવ. સવારના દાક્તર બોલાવીશું. તમે સૂઈ જાવ. હું હમણાં આવું છું..."

તેણે મને સુવડાવી દીધો અને હાથમાં એક નાનું માટલું અને કપડાનો ટુકડો લઈને અંધારામાં ચાલી ગઈ.

# 12

# કાદવમાં ખીલેલું કમળ

**- રઘુનાથન**

રવિવારનો દિવસ હતો. મિનરવા ટોકિઝમાં મૅટિની શો જોવાને હંમેશની જેમ ઘણા લોકો 'ક્યુ'માં ઊભા હતા. તે દિવસે એક અંગ્રેજી ફિલ્મ હતી, જેમાં સિનેમા-પ્રેમીઓનું માનીતું અભિનેતાગણ અભિનય કરી રહ્યું હતું. ગ્રિયર ગારસન અને વૉલ્ટર પિજનના અભિનયવાળી એ રંગીન ફિલ્મ હતી ધૂળનાં ફૂલ (બ્લોમ્સ ઑફ ધી ડસ્ટ).

સિનેમા હૉલની બહાર ઊભેલા લોકોની કતારો જાણે મદ્રાસ શહેરની વસતિ અને શહેરના લોકોની રસિકતા બતાવી રહી હતી. વિદ્યાર્થી, ક્લાર્ક, એજન્ટ, ડિગ્રીધારી બેકાર નવયુવક, સિનેમાની પાછળ પાગલ લોકો, અખબારોના સંપાદકો ઇત્યાદિ મધ્યમ વર્ગના ઘણા લોકો સાડાનવ આનાની 'ક્યુ'માં ઊભા હતા. લોકોની આ 'ક્યુ' માલગાડીની જેમ હાલ્યાચાલ્યા વિના ઊભી હતી.

હું રિક્ષામાંથી ઊતર્યો. રિક્ષાવાળાને ભાડું આપવાને માટે મેં સાડાત્રણ આના ધર્યા.

તે બોલ્યો, ''સાહેબ! જેટલા પૈસા નક્કી કર્યા છે તેટલા તો આપો!''

હું ચકિત રહી ગયો. મણ્ણાડિથી ડેવિડસન રોડ સુધીનું ભાડું સાડાત્રણ આના જ હતું. તે મારી પાસે ચાર આના માગી રહ્યો હતો. મેં કહ્યું, ''હું તને સાડાત્રણ આના જ આપીશ.''

નીકળતી વખતે તેણે કહ્યું હતું, ''જે ઠીક લાગે તે આપી દેજો સાહેબ! આવો, બેસી જાવ.'' અને હવે અહીં પહોંચ્યા પછી ઝઘડો કરી રહ્યો હતો. ''મેં ત્રણ આના નક્કી કર્યા હતા.''

તે બોલ્યો, ''અરે સાહેબ, ચાર આના આપી દો, નહિ તો તમારા પૈસા તમારી પાસે રાખો.''

"જેટલું ભાડું ઠેરવ્યું હતું તેથી એક પૈસો પણ વધારે નહિ આપું."

"ન આપો તો જાવ", કહી તેણે પૈસા લેવાની ના પાડી દીધી અને રિક્ષાના દંડાને ઉઠાવ્યો.

મેં કહ્યું, "અરે! ઝઘડે છે શા માટે? પણશાડિથી અહીં આવવાને માટે ત્રણ આનાથી વધારે પૈસા કોણ આપે છે?"

તે ગુસ્સાથી બોલ્યો, "તમને શી ખબર? આવા ભરબપોરે રિક્ષા ખેંચવી પડે ત્યારે ખબર પડે! જનાબ, મારું પેટ ચીરીને તમને શો ફાયદો થવાનો છે?"

એક આનો વધારે આપવાથી મારું કંઈ બગડે તેમ ન હતું. બે વિલ્સ સિગારેટનો ખર્ચ હતો, પરંતુ મારા ખોટા અભિમાને એ વ્યક્તિની નીચતા આગળ ઝૂકવાને ઇનકાર કરી દીધો. 'ક્યુ'માં ઊભેલા કેટલાય પરિચિત-અપરિચિત ચહેરા મારી તરફ જોઈ રહ્યા હતા. એ બધાંની સામે વધારે ચર્ચા કરવાનું મારા મધ્યમવર્ગીય ગૌરવને યોગ્ય ન લાગ્યું, તેથી ચર્ચા ન કરતાં પૈસા કાઢીને, તેની ભણી ફેંકી દીધા.

"ખૂબ બેશરમ માણસ હતો. નાના માણસોની અક્કલ પણ નાની જ હોય છે", એમ બબડતો બબડતો હું 'ક્યુ'માં જઈને ઊભો રહ્યો.

હજી ટિકિટ ઑફિસ ખૂલી ન હતી. લોકો છાયામાં લાઇન બનાવીને ઊભા હતા. લાઇનમાં ઊભેલા કેટલાક માણસો અખબાર વાંચી રહ્યા હતા. કેટલાક ગાયનની ચોપડી વાંચી રહ્યા હતા, કેટલાક ગપ્પાં મારી રહ્યા હતા. કેટલાક સિગારેટ પી રહ્યા હતા તો કેટલાક બેચેન ઊભા હતા.

હું પણ ત્યાં ઊભો રહ્યો.

મિનરવા ટૉકિઝની સામેની લાઇનમાં એક રિક્ષાવાળાનું કુટુંબ રહેતું હતું. એક ગોદામની બહારના વરંડામાં જ એ ગરીબ કુટુંબ રહેતું હતું. ઊખડી ગયેલી દીવાલો ધુમાડા અને ધૂળથી કાળી થઈ ગઈ હતી. એક ખૂણામાં બે કાળી હાંડી, એનેમલની થાળીઓ, એક ટીનનો ડબ્બો, વાંસની ફાટેલી ચટાઈ જેવી વસ્તુઓ પડી હતી. વરંડાના એક ખૂણામાં કંતાનનો એક ફાટેલો પડદો ટાંગેલો હતો. કંતાનના પડદાનાં કાણાંમાંથી ચીથરાં પર પડેલા કાળા મીણના બનેલા એક રમકડાને એક નવજાત શિશુ હાથપગ પછાડતો દેખાતો હતો. તેના ગળામાં શંખ સમાન શ્વેત મોતીઓની માળા હતી, જે શરીરના કાળા રંગને વધુ ઘેરો બનાવી રહી હતી.

વરંડામાં નીચે દક્ષિણ ભણી વાંસની બનેલી ચટાઈ પર બે વ્યક્તિ બેઠી હતી. એક વૃદ્ધા હતી - જેની આંખોમાં ચીપડા ભરેલા હતા. વાળ ધૂળથી ભરેલા હતા. એ વૃદ્ધા સુકાઈ ગયેલા જાયફળ જેવી દેખાતી હતી. બીજી યુવતી ફળદ્રુપ જમીનમાં ઊગેલી કેળ જેવી અત્યંત સુંદર અને સુડોળ હતી. તેનો રંગ કાળો

હતો, છતાં પણ તે સુંદર હતી. હાથમાં લીલા રંગની બંગડીઓ હતી, કપાળે કુમકુમ અને ગળામાં ચળકતો હતો પીળા રંગનો દોરો. અરે! તો એ નવપરિણીત છે! વૃદ્ધા તેના વાળ હોળી તેનો શણગાર સજાવી રહી હતી.

મેં 'ક્યુ' પર નજર નાખી. ટિકિટ ઑફિસ ખૂલી ગઈ હતી. હું સાવ પાછળ ઊભો ન હતો. મારી પાછળ પણ લોકોની એક લાંબી લાઇન હતી. કાનખજૂરાની ગતિથી એ લાઇન આગળ વધી રહી હતી. હું પણ એક કદમ આગળ વધ્યો.

હું વિચારવા લાગ્યો, ''મને ટિકિટ ક્યારે મળશે?'' આ ફિલ્મ તો પહેલાં પણ આવી ગઈ હતી. તે એક સરસ ફિલ્મ હતી. એક વાર તો હું જોઈ પણ આવ્યો હતો.

ફિલ્મનું નામ જ કવિતાની પંક્તિ જેવું હતું... ધૂળનાં ફૂલ... એક કુટુંબ હતું, ગારસન અને પિજનનું. તેમને એક છોકરો હતો - ખૂબ લાડકો. બન્ને તેને માટે પ્રાણ પાથરી દેતાં હતાં. એ છોકરો મરી ગયો.

''એ શવમ! ક્યાં રખડી રહ્યો છે? ખાવા માટે જ અહીં આવે છે! કંઈ લાવશે તો ખાઈ શકીશ ને!'' એક સ્ત્રીનો કઠોર સ્વર સંભળાયો.

મેં પાછળ વળીને વરંડા તરફ જોયું. મેશ લાગેલી ત્રણ ઈંટો જોડીને બનાવેલા ચૂલા પર રાખેલા વાસણમાં ચોખા નાખીને તે સ્ત્રીએ ફરીથી બૂમ મારી. માનો અવાજ સાંભળી શવમ દોડતો દોડતો ત્યાં આવ્યો.

''જા, ચૂલો સળગાવવાને થોડું બળતણ વીણી લાવ'', આદેશ આપી તે ધુમાડો કાઢતા ચૂલાને ફૂંકવા લાગી. ધુમાડો વધ્યે જતો હતો. તે આંખો મસળતી ચૂલો ફૂંકવા લાગી. દરમિયાન, વરંડામાં રમતા છોકરા પર કંતાનના પડદામાંથી સૂર્યનો બળબળતો તડકો પડવા લાગ્યો અને તે જોરજોરથી રડવા લાગ્યો. પેલી સ્ત્રીએ તરત છોકરાને ઉઠાવી લીધો અને તેને દૂધ પીવડાવવા લાગી.

મારી આંખ 'શવમ'ને શોધી રહી હતી. નાગા શરીરે ઘૂમનારો તે એક નાનો છોકરો હતો. તેણે કંદોરાને સ્થાને કાળો દોરો પણ બાંધ્યો ન હતો. તેનું શરીર એકદમ કાળું હતું. લિવરક્યોર નામની દવાની જાહેરખબરમાં દેખાતા છોકરાની જેમ તેનું પેટ ફૂલેલું હતું. તેના માથાના વાળ ચીકણા હતા. નાકમાંથી વારંવાર લીંટ નીકળતું હતું જેવી રીતે માછલી વારંવાર પાણીની બહાર જુએ તેવી રીતે. છોકરાએ જીભ બહાર કાઢીને નાક સાફ કરી નાખ્યું. ચૂલો સળગાવવાને માટે ત્યાં પડેલી સિનેમાની જાહેરખબરના કાગળ, ટિકિટો, ભૂસું, સૂકાં પાંદડાં વગેરે વીણીને ભેગાં કર્યાં અને ચૂલા પાસે ગયો.

ત્યાં સુધીમાં યુવતીએ વાળ હોળી લીધા હતા. તે બોલી, ''એઈ માજી, ઘડામાં પાણી ભરી લાવો.'' ધુમાડો બંધ થઈ જતાં ચૂલો સારી પેઠે સળગવા લાગ્યો.

સડકને કિનારે વરંડામાં મા છોકરાને સુવડાવી રહી હતી. વાંસની ચટાઈ પર સૂતેલી ડોસીએ મોંની ધારે વહેતા તંબાકુ મિશ્રિત પાનના રેલાને હાથના પાછલા ભાગથી સાફ કર્યો અને તે ઘડો લઈને પાણી ભરવા ચાલી ગઈ. શવમ હજી પણ કાગળ ભેગા કરી રહ્યો હતો.

"આગળ વધો મહેરબાન!" આ શબ્દો સાંભળી હું ચમક્યો અને આગળ વધ્યો. હજી પણ 'ક્યુ' નાની થઈ ન હતી. કીડીની હાર જેમ 'ક્યુ'માં લોકો ઊભા હતા. લગભગ સાઠેક જણ પછી મારો વારો આવે તેમ લાગતું હતું. મેં દીવાલ પરની મોટી જાહેરખબર પર નજર નાખી. દીવાલ પર ગારસન અને પિજનનું ચિત્ર ચોંટાડેલું હતું. ગારસનના ચહેરા પર શાંતિ, એક પ્રકારની દૃઢતા હતી. તેની પાસે પિજનનું એક ચિત્ર હતું, સાઇડ પોઝમાં. એ ચિત્ર જોતાં જ હૃદય રડી પડતું. પુત્રને ખોયા પછી તેમણે કેવો અભિનય કર્યો! અતિ કરુણ પરિસ્થિતિમાં પણ ગ્રિયર ગારસન કમાલ અભિનય કરતી હતી. મૅડમ ક્યુરી નામની ફિલ્મમાં પતિના મૃત્યુના સમાચાર સાંભળ્યા પછી તે એક શબ્દ પણ બોલી ન હતી. કોઈ ચેષ્ટા વિના, રડ્યા વિના તેણે પોતાની વ્યથા વ્યક્ત કરી દીધી. આ ચિત્રમાં પણ છોકરાના મૃત્યુ પછીનો તેનો અભિનય અતિ સુંદર છે. પોતાના પ્રિય બાળકના મૃત્યુ પછી તે પાગલ જેવી દેખાય છે. દરેક બાળકને જોઈને તે પ્રસન્ન થાય છે - દુ:ખી થાય છે. અંતે તે નિશ્ચય કરે છે કે તે જીવનભર બાળકોની વચ્ચે જ રહેશે, બાળકો માટે જ તે જીવતી રહેશે. તે અનાથ બાળકો અને પોતાનાં માબાપને ન જાણનાર બાળકોનું પાલનપોષણ કરવાનો નિશ્ચય કરે છે. એ સૌનું પાલનપોષણ કરવાને, તેમને પાળીપોષીને મોટા કરવાને માટે પૈસા ક્યાંથી આવશે? આ સમસ્યા તેની સામે ઊભી થાય છે.

"સાહેબ! એક પૈસો આપો, સાહેબ!"

ભિખારીના આ શબ્દો સાંભળી મેં તેની તરફ જોયું. શવમ ક્યુમાં ઊભેલા લોકો પાસે ભીખ માગી રહ્યો હતો. વચ્ચે વચ્ચે તે પોતાના નાકમાંથી વહેતું લીંટ ચાટતો હતો.

સામેથી "અરે મચ્ચાવી આવી ગયો", શબ્દો સંભળાયા અને મારી નજર તે તરફ વળી. ચૂલા પરથી ભાત ઉતારીને યુવતીએ માથું ફેરવીને જોયું. રિક્ષાને એક તરફ ઊભી કરીને મચ્ચાવી પોતાની પત્ની પાસે આવ્યો. પત્નીની સામે બેસતાં તેણે પૂછ્યું, "ભાઈ હજી આવ્યો નથી?" થોડી વાર પછી ફરી તે બોલ્યો, "અચ્છા તો ખાવાનું લાવ. જલદી જવું છે."

યુવતી ધીરેથી બોલી, "હમણાં તો આવ્યો છે ને પાછો જવાની વાત કરે છે?"

ત્યાં સુધીમાં વરંડામાં બેઠેલી સ્ત્રી બાળકને છાયામાં સુવડાવીને નીચે ઊતરી

આવી હતી.

યુવતીએ પૂછ્યું, "બેન, આને ખાવાનું આપું? એણે પાછા જવું છે!"

વાંકડિયા વાળવાળી પેલી બેન બોલી, "હા, આપી દે. એને જવા દે. ચાર પૈસા કમાઈ લાવશે."

નવદંપતી વરંડામાં જઈને બેઠાં. તે કંતાનના પડદા પાછળ જઈને બેઠો. પત્નીએ થાળીમાં ભાત પીરસ્યો. એણે મરુ[1] અને સામંદી[2]ની વેણી પત્નીના વાળમાં નાખી આપી.

યુવતીએ માથા પર હાથ ફેરવતાં પૂછ્યું, "મજાક ના કર. બહેન જોઈ જશે."

"અરે મારી વહાલી! તું તો મારે મન ચિંતામણિ સમાન છે."

"અચ્છા. તો તું મને વેશ્યા માને છે?"

કોણ જાણે કેમ બન્ને હસી પડ્યાં. તેમણે પોતાના 'હનીમુન'ના પ્રસંગે હિંમત કરીને કોઈ ફિલ્મ જોઈ હતી કે શું?

"કેમ આજે પણ એ જ ખીચડી રાંધી છે?" પૂછતાં તેણે તેના ગાલને ચીમટી ભરી.

તે પછી મેં પ્રેમીઓનું એ નાટક જોયું નહિ. પરિસ્થિતિએ ફરીથી મને ઢંઢોળ્યો. અને ક્યુમાં હું થોડો આગળ વધ્યો. પેટ ભરીને ખાઈને ધીરે ધીરે ચાલતા સાપની ગતિથી ક્યુ આગળ વધી રહી હતી.

એક માણસે પૂછ્યું, "હજી કેટલી વાર લાગશે?" બીજો બોલ્યો, "આ ફિલ્મ તો પહેલાં પણ આવી ગઈ છે, શું તે ફરી ફરી જોવા જેવી છે?"

આ ફિલ્મ પહેલાં પણ આવી ગઈ છે છતાં પણ આટલી ભીડ કેમ છે? એટલા માટે કે આ ફિલ્મ સારી છે. તે આપણી ભાવનાઓને સ્પર્શી જાય છે. ગારસન અનાથાલય માટે ધન ભેગું કરે છે. તે મોટા મોટા લોકો પાસે જાય છે. અમીર છોકરા-છોકરીઓ રહસ્યાત્મક ઢંગથી પ્રેમ-ક્રીડાઓમાં પોતાનો સમય નષ્ટ કરે છે. એથી અનેક દુર્ઘટનાઓ થાય છે. એ વ્યક્તિઓનાં મન પણ પીગળતાં નથી. આ બુઢ્ઢી! એંસી વર્ષની ઉમ્મર થઈ છતાં પણ પોતાના ધૈર્યને, પાવડર અને આડંબરને ન છોડનારી તે લોભી વૃદ્ધા પૂછે છે, "પાપની ઊપજનાં આ છોકરાંઓને આશ્રય કોણ આપશે?" નાયિકા જવાબ આપે છે, "પાપી કોણ છે? કામવાસનાના પરિણામને ન જાણતાં ગર્ભિણી થઈ જતાં, પોતાનું કુંવારાપણું નષ્ટ

1. વેણીમાં ગૂંથવામાં આવતાં એક જાતનાં સુગંધી પાન.
2. હજારીના જેવું એક ફૂલ.

થઈ જતાં, ગર્ભમાંથી પેદા થયેલા શિશુને ફેંકી દઈને, પોતાના ધન કે અધિકારના બળ પર પોતાના પાપકર્મને છુપાવનાર લોકો કે આ બિચારાં અબોધ બાળકો? પાપી કોણ છે? આ બાળકો ગેરકાયદેસર બાળકો નથી. તેમને લોકોએ ચોરીછૂપીથી જન્મ આપ્યો છે. પાપકર્મથી પેદા થયેલ બાળક પણ પાપી કહેવાશે? ના, પાપકર્મથી પેદા થનાર બાળક પણ દેવતા બની શકે છે."

મારું મન આ વિચારોમાં ખોવાયેલું હતું. એકાએક શવમે "સાહેબ! એક પૈસો..." કહીને મારા વિચારોમાં ભંગ પાડ્યો. મેં કંઈ કહ્યા વિના તેને એક પૈસો આપી દીધો.

"ચિત્રનું નામ બિલકુલ યોગ્ય છે. દુનિયાભરમાં પ્રસિદ્ધ એવો સ્ટાલિન એક મોચીનો છોકરો હતો. કથાકાર ગોર્કી પહેલાં મજૂરી કરતો હતો, રોટી બનાવવાની ભઠ્ઠીમાં પડ્યો રહેતો હતો. કાદવમાં કમળ..."

સામેના વરંડા પાસે એક બીજી રિક્ષા આવીને ઊભી રહી. રિક્ષાના ડંડાને નીચે રાખીને, શરીર પર તેલની જેમ વહેતા પરસેવાને લૂછીને રિક્ષાવાળો વરંડા ભણી ગયો.

ખિજાયેલા સ્વરે તેણે પૂછ્યું, "ખાવાનું તૈયાર છે કે નહિ?" અને વરંડાની દીવાલે અઢેલીને બેસી ગયો.

તેની પત્નીએ પૂછ્યું, "મચ્ચાવી ખાઈને ચાલી ગયો છે. તારે હમણાં જ ખાવું છે?"

"હા, હમણાં જ. છોટું ક્યાં છે?"

"શવમ હમણાં તો અહીં ઊભો હતો."

પિતાની નજર લાઇનમાં ઊભેલી વ્યક્તિઓ સમક્ષ "સાહેબ! એક પૈસો" કહીને હાથ ફેલાવીને ભીખ માગતા પુત્ર પર પડી. તે એક જ છલાંગમાં ક્યુ પાસે પહોંચી ગયો. તેણે શવમના ફેલાયેલા હાથ પર નજર ફેંકી. તેમાં ચારેક પૈસા પડેલા હતા.

પિતાનો ચહેરો ક્રોધથી રાતોચોળ થઈ ગયો. "એ બદમાશ! કૂતરા! મારી નજર સામે તું લોકો પાસે ભીખ માગે છે? તારા પગ ભાંગી ગયા છે?" કહેતાં તેણે તેના હાથના પૈસા લઈને દૂર ફેંકી દીધા અને પછી જોર જોરથી મારવા માંડ્યો.

છોકરો મોટેથી રડવા લાગ્યો.

માએ ઉપેક્ષાથી પૂછ્યું : "એને કેમ મારી રહ્યો છે?"

તે જોરથી બોલ્યો, "શા માટે મારું છું? મારી કમાણીથી પૂરું થતું નથી એટલે તારો બેટો ભીખ માગે છે? પોતાની આબરૂનું કંઈ ભાન જ નથી."

ક્યુ આગળ વધતી ગઈ. સાથે સાથે હું પણ આગળ વધતો ગયો. બ્રૉડવેમાં 'કડા' નામની ટ્રામ ચાલી રહી છે. આ ક્યુ પણ વણ્ણારરપ્પેટ્ટૈની ટ્રામ ગાડી જેમ એક ડગલું આગળ વધીને અટકી જતી હતી. હું બેચેન ઊભો હતો. મેં ખિસ્સામાંથી ટિકિટના પૈસા કાઢ્યા. ત્રણ જણ પછી ટિકિટ માટે મારો વારો હતો...

મેં વરંડા ભણી જોયું. પત્નીએ પીરસેલું ભોજન પતિ કોળિયે કોળિયે ગળે ઉતારી રહ્યો હતો. શવમ ખૂણામાં બેસીને રડતો હતો. રિક્ષાવાળો ગુસ્સે થઈને પત્નીને કહેવા લાગ્યો, ''આ છોકરાને આજે ખાવાને એક દાણો પણ ન આપીશ. કૂતરો માર ખાઈને જ માનશે.'' ખાતી વખતે વચ્ચે વચ્ચે બબડતો જતો હતો, ''તું ભીખ માગે છે એમ?''

'પિચ્ચે'' થાકીને ચૂર થઈ જતાં સુધી પૈસા કમાતો હતો. કમાયેલા એ પૈસા શરાબવાળાને કે મહાજનને આપીને જીવનાર આ રિક્ષાવાળો શું પોતાનો ધર્મ ન અપનાવે? ધર્મ – એ શું એક સુંદર શબ્દ માત્ર છે? થોડા વખત પહેલાં હું જે રિક્ષામાં બેસીને આવ્યો હતો તેણે પૈસા માટે મારી સાથે ઝઘડો કર્યો અને આ રિક્ષાવાળાએ પૈસાને દૂર ફેંકી દીધા? શા માટે? કેમ કે એ પૈસા ભીખના છે, ખોટા પૈસા છે! પોતાની મહેનતને અનુરૂપ પૈસા ઝઘડીને લેવામાં પાપ નથી; પરંતુ મહેનત કર્યા વિના, ભીખ માગીને પૈસા લેવા એ પાપ છે! પરંતુ શિક્ષિત, ડિગ્રીધારી અધિકારી વર્ગ લાંચ લે છે. મહેનત કરનાર લોકો પાસેથી ધન છીનવીને તેને સહારે જીવન વિતાવે છે. શું આ રિક્ષાવાળો તેમના કરતાં સારો નથી...?

ક્યુ આગળ વધી. હવે હું માણસોની બનેલી એ રેલનું ઍન્જિન બની ગયો હતો. મારી આગળ ઊભેલી બધી વ્યક્તિ ટિકિટ લઈ ચૂકી હતી. મેં પૈસા ટિકિટ ઑફિસમાંના ક્લાર્ક તરફ ધરવા માંડ્યા, પણ ટિકિટ ઑફિસ બંધ થઈ ગઈ હતી.

મેં કહ્યું, ''મહેરબાન, એક ટિકિટ!'' બારીની પાછળથી અવાજ આવ્યો! ''ઍક્સક્યુઝ મી.'' પૈસાને પાકીટમાં મૂકીને હું બહાર ચાલી આવ્યો.

ક્યુ વિખેરાઈ ગઇ હતી. તૃપ્ત મને હું બોલી ઊઠ્યો, ''કાદવમાં ખીલેલા કમળને શું મિનરવા ટૉકિઝની અંદર જોઈ શકાય એવું થોડું જ છે? બહાર નથી જોઈ શકાતું?''

# 13

# મૌન એક ભાષા છે

**- ડી. જયકાંતન**

સારું થયું કે તે એકલો જ આવ્યો છે. પાંચ વર્ષ પહેલાં શિંગારમ પિલ્લેએ રવિને આ પ્રમાણે પત્ર લખ્યો : 'મેં મનને મનાવી લીધું છે કે મારે સાત પુત્ર છે. અમે તને તદ્દન ભૂલી ગયાં છીએ. તું પાછો ફરીને અહીં ન જ આવે તો તારા કુટુંબ તથા તને જન્મ આપનાર મા પ્રત્યે એ તારો મોટો પ્રત્યુપકાર ગણાશે.' રવિ પણ પાછો ફર્યા છતાં આવ્યો નહિ. જાણે પિતાની વાત તેણે સ્વીકારી લીધી હતી. રવિની માતાનું એ ઘોર કૃત્ય જોઈને શિંગારમે એને પત્ર લખ્યો કે તે જલદી પાછો ફરે. ગઈ કાલથી તેઓ રવિ એકલો જ આવશે કે પછી પેલી વિદેશી મહિલાને અહીં લાવીને અમારું અપમાન કરશે, એની ચિંતામાં હતા. ગાડીમાંથી રવિને એકલો જ ઊતરતો જોઈને તેમણે નિરાંતનો શ્વાસ લીધો.

સાધારણ સફેદ ધોતિયું અને ખમીસ પહેરેલો રવિ પહેલાંના જેવો જ દેખાઈ રહ્યો હતો. આ પાંચ વર્ષમાં, અઠ્ઠાવીસ વર્ષની નાની ઉમ્મરે જ તે કેટલો મોટો થઈ ગયો છે! માથાના આગલા ભાગમાં ટાલ પડી ગઈ છે. તે તેના મોટાભાઈ સુંદરમથી પણ મોટો દેખાય છે, પરંતુ રવિની સુંદરતામાં ઓછપ આવી નથી. રંગ વધારે ગોરો થઈ ગયો છે. તબિયત પણ પહેલાં કરતાં વધારે સારી થઈ છે. સૌન્દર્ય અને બુદ્ધિની તો તેનામાં ખોટ જ ક્યાં છે? નાની વયે જ ખબર પડી ગઈ હતી કે મોટો પુત્ર સુંદરમ વન અને ખેતરોમાં ઘૂમવાનું જ કામ કરી શકે છે. રવિની કુશાગ્રતા પર વિશ્વાસ હોવાને લીધે જ મેં તેને વિદેશ મોકલ્યો હતો. આ છોકરો અભ્યાસ કરવા ગયો હતો એ પેલી વિદેશી મહિલા પર કેવી રીતે રીઝી ગયો?... આ બધી વાતો તેઓ વિચારી રહ્યા હતા.

''પિતાજી!'' હાથમાં સૂટકેસ લઈને રવિએ – તેને જોઈને મોં ફેરવી લેનાર પિતાની પાછળ ઊભા રહીને કહ્યું. તેમણે પાછળ વળીને જોયું નહિ. તેમની

આંખો ભીની થઈ ગઈ હતી. રવિ એ વાત જાણી ન શક્યો. તે તેમની પાછળ ઊભો રહીને ચુપચાપ હસી રહ્યો હતો. થોડી વાર પછી તેણે ચિંતિત સ્વરે પૂછ્યું, "માની હાલત કેવી છે? તેમણે આમ કેમ કર્યું? આ ઉમ્મરે મા આત્મહત્યા કરવાને કેમ તૈયાર થઈ ગઈ?" પિતાએ તેની સામે જોયા તેના જ ક્રમમાં પૂછેલા એ ત્રણે પ્રશ્નોનો જવાબ આ રીતે આપ્યો : "તે અંદર સૂતી છે. જાતે જઈને તેને આ બધી વાત પૂછી લે. આ ઘરના લોકોનાં મગજ કોણ જાણે કેવાં કેવાં કામ કરે છે... હાય રે દુર્ભાગ્ય!" ખિજાયેલા સ્વરે આ શબ્દો કહીને શિંગારમ ટુવાલ આંગણામાં પાથરી બેસી ગયા અને ઘરમાં જઈ રહેલા પુત્રને જોઈ રહ્યા.

"મારો પુત્રપ્રેમ સુકાઈ ગયો છે. ના... એ મારી કલ્પના માત્ર છે. પુત્રને જન્મ આપનાર મા ક્યારેય એમ વિચારી શકે છે? ગમે તેમ હોય પણ તેણે આવું નીચ કર્મ કરવાની શી જરૂર હતી?" શિંગારમ પત્ની વિશે વિચાર કરી રહ્યા હતા. બે દિવસ પહેલાં જ પત્નીએ કરેણનાં મૂળિયાંને પીસી તે ખાઈને આત્મહત્યા કરવાનો પ્રયાસ કર્યો હતો. પત્ની આત્મહત્યા કરવાને તૈયાર થઈ તેનાં કારણો પર કોણ જાણે કેટલો વિચાર કર્યો હતો. આ વેળા પણ તે કારણોનો તેઓ પુનઃ વિચાર કરવા લાગ્યા.

શિંગારમની પત્ની અલમુઆચ્ચિના જીવનમાં કેટલીય ખોટ હતી! સૌથી મોટા પુત્ર સુંદરમનાં લગ્ન થયે દસ વર્ષ વીતી ગયાં હતાં; પરંતુ તેને કોઈ સંતાન ન હતું. તેમને હતું કે બીજો પુત્ર રવિ પોતાની ઇચ્છા પ્રમાણે શહેરમાં રહી, અભ્યાસ પૂરો કરી, લગ્ન કરીને ઠાઠથી ઘરમાં રહેશે... પરંતુ તે ઇચ્છા પણ પૂરી ન થઈ. રવિ એક યુરોપીય મહિલા ડૉક્ટરના પ્રેમમાં પડી ગયો. આ ડૉક્ટર તેની સાથે સિનિયર તરીકે કામ કરી રહી હતી. જ્યારે તેણે ઘરે આવીને જણાવ્યું કે તે એ વિદેશી મહિલા સાથે લગ્ન કરશે ત્યારે રવિ અને પિતા શિંગારમ પિલ્લેની વચ્ચે ભારે વાદવિવાદ થયો. તે વખતે મા અલમુઆચ્ચિ મૌન રહી.

માના મૌનને બન્નેએ – બાપબેટાએ – પોતપોતાના મતને ટેકારૂપ માન્યું અને બન્ને પોતપોતાની વાતને વળગી રહ્યા. આખરે બન્નેએ એકબીજા સાથેનો સંબંધ તોડી નાખ્યો. તે વખતે રવિ વિદેશી મહિલા સાથે મદ્રાસમાં એક નર્સિંગ હોમ ચલાવી રહ્યો હતો.

રવિએ મદ્રાસ જઈને જ્યારે એ વિદેશી મહિલા સાથે પોતે લગ્ન કર્યાની ખબર ઘરના માણસોને આપી ત્યારે મા અલમુઆચ્ચિ પ્રસન્ન થઈ હતી કે નહિ તે કોઈ જાણતું નથી. શિંગારમ પિલ્લેએ, "હું એને ભૂલી ગયો છું, તું પણ ભૂલી જા" એમ કહ્યું ત્યારે તે દુઃખી થઈ કે નહિ તે પણ કોઈ જાણતું નથી. અલમુઆચ્ચિને મૌન ભાષા સારી પેઠે આવડતી હતી.

આ પાંચ વર્ષમાં કેટલાય મહત્ત્વના બનાવો બન્યા હતા તેની રવિને સહેજ પણ ખબર ન હતી. બે વર્ષ પહેલાં મુત્તુ અને સોમુ નામના બે નાના ભાઈઓનાં લગ્ન થઈ ગયાં હતાં. તેની મોટી બહેન કામાક્ષી પતિનું મૃત્યું થતાં સાસુની પાસે રહેવાને બદલે પતિની મિલકતનો ભાગ લઈ તેનાં નાનાં બાળકો સાથે મા પાસે આવી ગઈ હતી. પાસેના શહેરમાં પરણી ગયેલી નાની બહેનો - પંકજમ અને ઇંદિરા – બે વર્ષમાં એક વાર મા પાસે આવીને, બબ્બે બાળકોને જન્મ આપી ચૂકી હતી. રવિની સૌથી નાની અને સૌથી લાડકી બહેન સુશીલા, જેને તે તેડી તેડીને ફેરવતો હતો, હવે ઓઢણી પહેરવા લાગી હતી. હવે તે પરણવાલાયક થઈ ગઈ હતી.

બે મહિના પહેલાં શિંગારમે સાઠમી વર્ષગાંઠ ઊજવી. તે સમયે જાણે માનું મૌન તૂટી ગયું. નિમંત્રણપત્રો પર સરનામાં લખતા પોતાના પતિ પાસે જઈને તે બોલી : ''એને... રવિને પત્ર લખ્યો?''

શિંગારમે આંખો કાઢીને જોયું. તે સમજી ગઈ કે એનો અર્થ છે ના. પોતાની તીક્ષ્ણ દૃષ્ટિથી ભયભીત થઈને તે ચુપ થઈ ગઈ તેથી શિંગારમ સમજી ગયા કે પત્ની રવિનો પક્ષ લઈ રહી છે. તેમણે ખૂબ વખત પહેલાં રવિ બાબત એક નિર્ણય કરી લીધો હતો, એથી તેઓ એ નિશ્ચયને વળગી રહ્યા કે પોતે રવિને કદી નહિ બોલાવે. સાઠમી વર્ષગાંઠના ઉત્સવને પણ બે મહિના થઈ ગયા હતા. તે દિવસે તે ખૂબ પ્રસન્ન હતી. રવિના ચાલી ગયા પછી તેની યાદ આવતાં ક્યારેક કોઈ તેની ચર્ચા કરતું, અન્યથા રવિની ખોટ કોઈને સાલતી ન હતી. અલમુઆચ્ચિને પણ તેની ખોટ લાગતી ન હતી... તેના મૌનને જોઈ શિંગારમ પિલ્લેએ પણ એવું જ અનુમાન કર્યું હતું.

આવી દશામાં બે દિવસ પહેલાં અલમુઆચ્ચિ - જેની ઉમ્મર પચાસ વર્ષથી ઓછી હતી – કરેણનાં મૂળિયાં પીસી, ખાઈ જઈ, પ્રાણનો અંત આણવાનું સાહસ કેવી રીતે કરી શકી? તેનું કારણ રવિના વિયોગનું દુઃખ હતું કે કામાક્ષીનું નાની ઉમ્મરે વિધવા થઈને ઘેર પાછા ફરવું? સૌથી મોટા પુત્રની સંતાનહીનતાનું દુઃખ તેનું કારણ હતું કે આ બધાં કારણોથી તેના મનમાં ઉત્પન્ન થયેલી એક વિરક્તિની ભાવના હતી?

કારણ ગમે તે હોય, તેણે એકાએક જ આવું કામ કેમ કર્યું?

શિંગારમ પિલ્લે અને ઘરના બીજા લોકોને કંઈ સમજણ ન પડી. તેમણે અલમુની વિભિન્ન ચેષ્ટાઓ જોઈને ભગવાનનું નામ લઈને વૈદ્યજીને બોલાવ્યા. તેમણે કરેણની અસર દૂર કરવાને ઔષધિ આપી.

વૈદ્યજીએ ખૂબ રહસ્યાત્મક ઢંગથી પૂછ્યું, ''ક્યાંક સાસુ-વહુને ઝઘડો તો

થયો નથી ને?''

શિંગારમ પિલ્લે બોલ્યા, ''એ મોં ખોલે તો લડાઈઝઘડો થાય ને! જનાબ... અમારા કુટુંબમાં આવી વાત થતી નથી.''

''તો તો આ બીમારીનું કારણ બીજું કંઈ નથી, તમારા બીજા દીકરાના ચાલ્યા જવાનું દુઃખ છે. આ વખતે તમે તમારાં બધાં બાળકોને પત્ર લખો એ જ ઠીક છે. તેમના આગમનથી માજીનું મન શાંત થઈ જશે'', એમ કહીને ગામના વૈદ્ય ત્યાંથી ચાલી ગયા.

શિંગારમ પિલ્લેને એ વાતનું દુઃખ ખૂબ થતું હતું કે તેમણે પોતાની પત્નીના મૌનનો મનમાન્યો અર્થ કર્યો અને તેના મનની વાતને બરાબર જાણી ન શક્યા. તેમને થયું કે તે આત્મહત્યા કરવા તૈયાર થઈ તેનું એકમાત્ર કારણ એ જ છે કે તેમણે રવિને પત્નીથી અલગ કરી દીધો હતો. તેમણે પોતાની પત્નીને ખાતર રવિને એક પત્ર લખ્યો અને પાસેના શહેરમાં રહેતી કન્યાઓને જાતે તેડી લાવ્યા. આ વખતે ઘર પુત્રીઓ, જમાઈઓ અને બાળકોથી ભરચક હતું.

બેહોશ પડેલી અલમુઆરિચ્ચ ભાનમાં આવતાં માથું પછાડીને રોવા લાગી. ''આ બધું શું છે? સૌને અહીં બોલાવીને મારું અપમાન શા માટે કરવામાં આવી રહ્યું છે? હાય રે દુર્ભાગ્ય!'' તે મનમાં ને મનમાં બબડવા લાગી. શિંગારમ પિલ્લેએ તેને શાંત કરવાનો પ્રયાસ કર્યો. તે તેમને ગાળો આપવાને બદલે ખુદ પોતાની જ ટીકા કરવા લાગી.

તે વખતે રવિ પણ ત્યાં આવ્યો હતો. તે જાણતો ન હતો કે પિતાએ પત્ર લખીને તેને શા માટે બોલાવ્યો છે. રવિને જોઈને શિંગારમ પિલ્લે નિશ્ચિંત થઈ ગયા; કેમ કે તેમને વિશ્વાસ હતો કે તેને જોઈને અલમુનું દુઃખ દૂર થઈ જશે.

જ્યારે રવિએ ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે ઘરના આંગણામાં બાળકો ખેલી રહ્યાં હતાં. બાળકોમાંથી કેટલાંકને રવિ જાણતો હતો પણ તેઓ મોટાં થઈ ગયાં હોવાથી રવિ તેમને ઓળખી ન શક્યો. જે બાળકોએ રવિને પહેલાં જોયો ન હતો તેઓ ચકિત અને ભયભીત થઈને ''મા કોઈ આવ્યું છે'', કહેતાં કહેતાં અંદર દોડી ગયાં.

રવિ ત્યાં જ ઊભો ઊભો હસતો હસતો ઓરડા ભણી દોડતાં એ બાળકોને જોઈ રહ્યો. તે વખતે મા અંદરના ઓરડામાં સૂતી હતી. બાળકોનો શોર સાંભળીને બે દિવસથી માના પગ પાસે બેઠાબેઠ રહેલી સુશીલા ધીરેથી બારણા પાસે આવી. તેણે બહાર ડોકિયું કરીને જોયું, ''રવિભાઈ!'' કહેની તે બહાર દોડી આવી. તેણે હાથમાંની સૂટકેસ લઈને ''આવ ભાઈ'' કહીને તેનું સ્વાગત કર્યું. તે વખતે તેના હોઠ ધ્રૂજવા લાગ્યા અને આંખો ભરાઈ આવી. તેનું એકમાત્ર કારણ શું તેમનો પરસ્પર વિયોગ હતો?

"અરે સુશી! તું તો ઓળખાય તેવી પણ રહી નથી. હા, માની તબિયત કેમ છે?" પૂછતાં તેણે ઓરડા ભણી ચાલવા માંડ્યું. જવાબમાં સુશીલા બોલી, "ભાઈ, મા હમણાં જ સૂઈ ગઈ છે. એને જગાડશો નહિ. જાગી જશે તો બબડવા માંડશે અને રડવા લાગશે. અંદર આવો. ખેતરની પાસે પંપ વાળ્યો છે. આવીને જુઓ તો ખરા, કેટલા જોરથી તેમાં પાણી આવે છે? પંપના પાણીથી નહાવાથી ટ્રેનનો બધો થાક ઊતરી જશે", કહેતી સુશીલા એક હાથમાં રવિની સૂટકેસ પકડી અને બીજા હાથે રવિને પકડી ખેંચતી ખેંચતી તેની આગળ ચાલવા લાગી. તેની સાથે ઘરની પાછળ જતાં પહેલાં રવિએ ઓરડાના બારણે ઊભા રહીને ત્યાં સૂઈ રહેલી મા પર નજર નાખી.

પાછળ જતા રવિને જોઈને તેના મોટા ભાઈ સુંદરમની પત્ની રાજમે હસતાં હસતાં પૂછ્યું, "આવો ભાઈસાહેબ! આજે ક્યાંથી રસ્તો ભૂલી ગયા?" કહીને તેનું સ્વાગત કર્યું. તેનું ભારેખમ શરીર જોઈને રવિને થયું કે બાળક ન થવાને લીધે તે જાડી થઈ ગઈ છે કે બીમારીને લીધે? તેણે પણ હસતાં હસતાં મશ્કરી કરતાં પૂછ્યું, "કેમ છો ભાભી, સ્વસ્થ તો છો ને?" ભાભીએ હસીને જવાબ દીધો, "સ્વાસ્થ્યની ખોટ ક્યાં છે?"

"એક ડૉક્ટર તરીકે હું આ સવાલ પૂછી રહ્યો છું. તમારો જવાબ શું બરોબર છે?"

"એક દિવસ તમારા ભાઈસાહેબ પણ કહેતા હતા કે મારે મદ્રાસ જઈને તમારા નર્સિંગ હોમમાં તપાસ કરાવવી જોઈએ."

"હા, એ વાત ઠીક છે. જ્યારે હું પાછો મદ્રાસ જાઉં ત્યારે મારી સાથે જ આવજો." રવિ આમ વાત કરી રહ્યો હતો ત્યાં ખેતરમાંથી પાછી ફરતી ઇંદિરા અને પંકજમે છોકરાંઓ સાથે પ્રવેશ કર્યો. "અરે રવિભાઈ. તમે? છોકરાંઓ કહી રહ્યાં હતાં કે કોઈ આવ્યું છે", કહીને પંકજમે પોતાના મોટા છોકરાને ખેંચીને રવિ પાસે ખડો કર્યો અને બોલી, "આ તારા મામા છે." તે ભય અને લજ્જાને લીધે માની પાછળ સંતાઈ ગયો.

ઇંદિરાએ મજાકમાં રવિને પૂછ્યું, "કેમ ભાઈ, ભાભીને નથી લાવ્યા?" ઇંદિરાનો આ પ્રશ્ન સાંભળી સુશીલા દંગ રહી ગઈ.

દાઢી પર હાથ ફેરવતાં રવિ બોલ્યો, "તેને લઈને આવી શકત પણ પિતાજી ભગાડી દેત તો?" અને હસવા લાગ્યો.

ભાભી આવેશમાં આવીને બોલી, "ભગાડી દેત તો અમે કંઈ ચુપ બેસી રહેત? અમે તેમને પૂછત કે એ તમારી વહુ નથી?"

"મને ભગાડી દેતાં તમે લોકો કંઈ ન બોલ્યાં. તેને માટે જરૂર લડજો."

કહીને રવિએ ભાભીનું મોં બંધ કરી દીધું.

એ વખતે રસોડાના બારણે એક અપરિચિત ચહેરો દેખાયો. તેને જોઈને રવિ બોલ્યો, "જે વહુ ઘેર આવી નથી તેની વાત રહેવા દો. જે નવી આવી છે તેને તો બતાવો." રવિ એટલું બોલ્યો ત્યાં જ મુત્તુની પત્ની કૉફી લઈને આવી.

રાજમે તેનો પરિચય કરાવતાં કહ્યું, "આ મુતુની પત્ની મીના છે." રસોડાની બારી પાસેથી બારણા પાસે આવીને ઊભેલી એક યુવતી ભણી સંકેત કરી તે બોલી, "તે સોમુની પત્ની નલિની છે." રવિને પણ ઘરનાં માણસોનો પરિચય આપવો પડે છે એમ વિચારી તેણે લાંબો શ્વાસ ખેંચ્યો.

મીનાના હાથમાંથી કૉફીનો ગ્લાસ લેતાં રવિએ તેને જોઈ. તેને ગર્ભવતી જોઈ તેણે પૂછ્યું, "સીમંતોન્નયન સંસ્કાર ક્યારે થવાનો છે?" રવિની આ વાત સાંભળતાં જ તે મોં પર હાથ રાખીને હસતી હસતી ચાલી ગઈ.

"શું અગ્રેજ લોકો દરેક બાળકના જન્મ પહેલાં સીમંતોન્નયન સંસ્કાર કરે છે? આ તો તેનું બીજું બાળક હશે. કણ્ણન ક્યાં છે?" કહીને પંકજમે પાછળ વળીને જોયું. થોડી વાર પછી મીના પોતાના દોઢ વર્ષના બાળકનાં કપડાં પર ચોંટેલો ભાત, દાળ વગેરે સાફ કરીને ત્યાં લઈ આવી.

કૉફી પીને રવિએ ખમીસ ઉતારીને ખીંટી પર ટાંગી દીધું. પછી આંગણાના એક મૂઢા પર તે બેસી ગયો. બાકી બધા તેને ઘેરીને બેસી ગયા.

"દીદી, મુત્તુ અને સોમું ક્યાં છે? જમાઈ લોકો ક્યાં છે?" રવિ આમ પૂછી રહ્યો હતો એટલામાં તેની વિધવા બહેન કામાક્ષી ખેતરમાંથી પાછી ફરી.

"અરે રવિ! આવ ભાઈ... તું અમને લોકોને ભૂલી જ ગયો હતો કે શું?" કહેતી તે રવિની પાસે આવીને બેસી ગઈ. તેણે ખૂબ પ્રેમથી રવિના ખબર-અંતર પૂછ્યા. બહેનના આ રૂપને જોઈને રવિ મનમાં ને મનમાં જ અત્યંત દુઃખી થયો. પરંતુ તેણે પોતાની ભાવના વ્યક્ત ન થવા દીધી અને હસીને તેની વાતોનો જવાબ આપ્યો.

એક કલાક સુધી સૌ પોતપોતાના સુખદુઃખની વાત કરતાં રહ્યાં. રવિએ સૌના પ્રશ્નોના જવાબ આપ્યા. વધારે ભણેલોગણેલો હોવાને લીધે ઘરનાં સૌ લોકો તેના પ્રત્યે પ્રેમ અને સન્માનની ભાવના રાખતાં હતાં – એટલે સુધી કે તેના મોટાભાઈ અને પિતાજી પણ તેની વાતોને માન આપતા હતા – આ રીતે સૌના સન્માનિત રવિએ માતા-પિતાની ઇચ્છા વિરુદ્ધ કોઈ યુવતી સાથે લગ્ન કરીને મોટો અપરાધ નહોતો કર્યો? ભગવાન જેની સાથે જોડી મેળવે છે તે જ તેને મળે છે – આવા સાધારણ વિશ્વાસે જ જાણે તેમને આશ્વાસન આપ્યું હતું.

કામાક્ષીએ રવિને પૂછ્યું, "મને વિદેશીઓ વિશે કંઈ જ ખબર નથી. તેમ

છતાં એક વાત તને પૂછું છું – ખોટું ન લગાડીશ. તારી પત્ની, એ વિદેશી મહિલા આપણા દેશની નારીઓ જેમ સંયમથી રહે છે? શું તે તારી ઇચ્છા પ્રમાણે વર્તે છે?'' ત્યાં બેઠેલાં સૌ કોઈના મનમાં રવિની પત્નીના વિષયમાં આવી શંકા હતી; પરંતુ કામાક્ષીની વાત સાંભળી સૌ હસી પડ્યાં. જાણે કે તેણે મૂર્ખતાભર્યો પ્રશ્ન કર્યો હોય.

''તમે લોકો હસો છો કેમ? દીદીએ કોઈ ખોટી વાત તો પૂછી નથી? જ્યાં સુધી મારી પત્નીની વાત છે ત્યાં સુધી હું એ જ કહીશ કે તેનો રંગ અને તેની ભાષા ભલે આપણા દેશની સ્ત્રીઓથી જુદાં છે; પરંતુ ગુણની દૃષ્ટિએ તે સાક્ષાત્ ભારતીય નારી છે. વધારે શું કહું, તેનામાં ભારતીય નારીઓના જેવા વાતવાતમાં ચિડાવાના, રોવાના, દોષ કાઢવાના અવગુણ બિલકુલ નથી. દીદી, તું મારી સાથે આવજે અને તેને મળજે.'' રવિએ સહેજ પણ સંકોચ વિના પત્નીની પ્રશંસા કરી. તેની વાત સાંભળી આ ગ્રામીણ યુવતીઓ અત્યંત પ્રસન્ન થઈ.

''કોઈ બાળક...'' કામાક્ષી પોતાનો પ્રશ્ન પૂરો કરે તે પહેલાં જ રવિએ જવાબ આપ્યો, ''કોઈ નથી.''

કારણ પૂછતાં તે બોલ્યો, ''હમણાં સંતાન માટે શી ઉતાવળ છે?'' આટલું સાંભળતાં જ સૌ મનમાં ને મનમાં હસી પડ્યાં.

એને જોઈને પ્રસન્ન થતાં કામાક્ષી બોલી, ''માએ કરેણનાં મૂળ પીસીને ખાઈ લીધાં એટલે તને મળવાનું નસીબ અમને મળ્યું. નહિ તો પિતાજી તને ઘરે આવવાનો પત્ર ક્યાંથી લખત અને તું અમને મળવાને ક્યારે આવત?''

''પણ વાત શી છે? માને શેનું દુઃખ છે? તેમણે આમ કેમ કર્યું?'' રવિએ પ્રશ્ન કર્યો.

''માને દુઃખની ખોટ ક્યાં છે... તારા ચાલ્યા જવાનું દુઃખ, મારું દુઃખ શું તેમને માટે પૂરતું નથી? તું માનો સ્વભાવ સારી પેઠે જાણે છે. તે મૂંગાની જેમ બધી વાત મનમાં રાખે છે અને અંદર અંદર જ ગૂંગળાયા કરે છે. તેને હતું કે પાંચ વર્ષ પછી પિતાજીની સાઠમી વર્ષ ગાંઠે તે તને મળી શકશે અને ત્યાં સુધીમાં પિતાજીનો ક્રોધ શાંત થઈ ગયો હશે; પરંતુ એમ ન જ થયું. કોઈ ભયંકર કામ કરવાથી પિતાનો સ્વભાવ બદલાઈ જશે એમ વિચારી તેમણે આમ કર્યું હશે. પિતા પ્રત્યેથી માનું મન ઊઠી ગયું છે. હજી પણ મા તેમને જોતાં જ બબડવા માંડે છે અને રડવા લાગે છે. બિચારા પિતાજી! તેઓ પહેલાં વ્યર્થ વિવાદ જરૂર કરતા હતા; પરંતુ જ્યારથી તેમને ખબર પડી ગઈ છે કે માનો જાન જોખમમાં છે ત્યારથી સદા તેઓ આંગણામાં જ બેસી રહે છે, ઓરડાની અંદર જતા નથી. માના ઓરડામાં જતાં તેઓ ગભરાય છે. ગમે તેમ હોય,

માએ આવું ભયંકર કામ કરવું જોઈતું ન હતું. તને ખબર છે કે લોકો શું કહે છે? સૌ કહે છે કે આ બધી વહુઓની ક્રૂરતાનું ફળ છે. બિચારી આપણી વહુઓ! તેઓ બહારનાં લોકો સાથે ભલે સખતાઈથી વર્તે; પરંતુ સાસુ-સસરા સાથે તો સારો વ્યવહાર રાખે છે. લોકો એ નથી જાણતા. સાચ્ચે... એ તો ભગવાનની કૃપા છે કે મા ઠીક થઈ ગઈ અને આપણે બધાં કલંકિત થતાં બચી ગયાં.'' કામાક્ષીની આ વાતો સાંભળી રવિ મનમાં ને મનમાં જ ચિંતિત થયો, ''શું આ બધાનું કારણ હું છું?''

''અચ્છા તો બપોર થઈ જાય તે પહેલાં તમે નાહી લો'', કહીને ભાભીએ તેને ઉઠાડ્યો. સુશીલાએ નહાવા માટે સાબુ અને ટુવાલ તૈયાર રાખ્યાં હતાં, તે લઈને રવિ ઘરની પાછળના ભાગમાં ગયો. છેલ્લાં પાંચ વર્ષમાં અહીં કેટલાય ફેરફાર થઈ ગયા હતા. પાછળ ઊગેલા ફણસના ઝાડે તેને ખૂબ આકર્ષ્યો.

પાંચ વર્ષ પહેલાં આ વૃક્ષ ખૂબ નાનું હતું. હવે તેના નીચલા ભાગમાં ખૂબ ફણસ લાગ્યાં હતાં. નાની શાખાઓમાં ફેલાઈને તે એક વિશાળ વૃક્ષનું રૂપ ધારણ કરી ચૂક્યું હતું. શાખાઓ કરતાં થડના નીચલા ભાગમાં વધારે ફણસ લાગ્યાં હતાં. તેની પર હાથ ફેરવતાં રવિને લાગ્યું કે તે સારી પેઠે પાકી ગયાં છે. ફણસની પીશીઓની મધુરતાની કલ્પના તે કરવા લાગ્યો.

''જતી વખતે ફણસ લઈ જઈશ. તેને પાકેલું ફણસ ખૂબ ભાવે છે.'' રવિને પત્નીની યાદ આવી.

સૌની સાથે બેસીને ખાવાનું ખાતી વખતે રવિને ખબર પડી ગઈ કે તેના ભાઈ અને બનેવીઓ તેનાથી નારાજ નથી. પિતાએ તેની સાથે વાતચીત કરવાનો કે બેસવાનો ઇનકાર કરી દીધો હતો; એટલે રવિને ખબર પડી ગઈ હતી કે પિતાનો ક્રોધ હજી શાંત થયો નથી.

બપોરના ભોજન પછી સૌ અંદરના આંગણામાં જઈ બેઠાં. તે વખતે શિંગારમ પિલ્લે પોતાના બે જમાઈઓ સાથે વરંડામાં બેઠા હતા.

''એ નીચ, તને પણ અહીં બોલાવ્યો છે? હે ઈશ્વર, તમે બધાં મળીને મને શા માટે મારી નાખો છો?'' અલમુએ રડતાં રડતાં કહ્યું. તેનું રડવાનું સાંભળી શિંગારમ પિલ્લે અને તેના જમાઈ ચોંકીને ઊભા થઈ ગયા. શિંગારમ પિલ્લે અંદર દોડ્યા.

સૌને હતું કે રવિને ફરીથી ઘરના એક માણસ તરીકે જોઈને અલમુઆચ્ચિની મનોદશામાં પરિવર્તન થશે; પરંતુ તેની આવી પ્રતિક્રિયા જોઈને સૌ ચકિત અને ભયભીત થયાં. રવિને જોઈને અલમુઆચ્ચિ માથું પછાડી પછાડીને રોવા લાગી અને બેચેનીથી પથારીમાં આળોટવા લાગી. બહારથી આવેલા શિંગારમ પિલ્લે

આ દશા જોઈને ખૂબ ચિંતામાં પડી ગયા. એમને સમજાયું નહિ કે શું કરે?

"મા, મને હતું કે હું ગમે ત્યાં રહું, તારો પ્રેમ મને સદા મળ્યા કરશે. એ વિશ્વાસને જોરે તો હું તારાથી અલગ રહ્યો. તે વખતે તું મૌન રહી અને હવે તું આત્મહત્યા કરવાને કેમ તૈયાર થઈ છે? મા, હું અહીં આવ્યો તે તને ગમ્યું નહિ? મને જોવાની–મળવાની ઇચ્છા તને થતી નથી?" અલમુની પથારીમાં બેસીને તેના હાથ પકડીને રવિએ દીન સ્વરે પૂછ્યું.

તેના આ શબ્દો સાંભળીને અલમુનો પ્રલાપ અને રડવાનું કંઈક ઓછું થયું. તે બાળકની જેમ ડૂસકાં ભરવા લાગી. તેની આંખો રહી રહીને ભરાઈ આવતી હતી. તે રવિને જોઈને ચુપચાપ મંદ સ્વરે રોવા લાગી, "બેટા, ન તો હું તારા કારણે દુઃખી છું કે ન તો તારા પર મને ગુસ્સો આવ્યો છે. હું ખુદ પાપી છું." અલમુઆચ્ચિ રવિના હાથ પકડીને આ રીતે પ્રલાપ કરવા લાગી.

તેનો પ્રલાપ અને રુદન બંધ થતાં સુધી રવિ ચુપચાપ બેસી રહ્યો. શિંગારમ પિલ્લે અને બીજાં બધાં એવા વિશ્વાસથી ત્યાં ઊભાં હતાં કે રવિ અલમુના મનને બદલી નાખશે અને છેલ્લા કેટલાક દિવસોથી કુટુંબમાં ઊભા થયેલા ઘર્ષણને ઓછું કરી નાખશે.

"મા, તું ભૂલી જા કે હું તારો પુત્ર છું. આ વખતે એક ડૉક્ટર તરીકે હું તારી સાથે વાતચીત કરી રહ્યો છું. લાવ, તારો હાથ", કહી માની નાડીપરીક્ષા કરવાનો યત્ન કરવા લાગ્યો. એ જોતાં અલમુ "રહેવા દે, રવિ" કહીને રડી પડી. રવિએ સખત શબ્દોમાં કહ્યું : "આ બકબક બંધ કર", અને ગંભીર થઈને નાડી જોવા લાગ્યો. ત પછી તેણે પાંપણો ઉપર કરીને આંખોની પરીક્ષા કરી. ઓરડાના બારણાને બંધ કરીને રવિએ માને કાનમાં કંઈ પૂછ્યું.

ઓરડાની અંદરથી ક્રોધપૂર્ણ ગર્જના અને પ્રલાપ અને રવિનાં શાંત વચન સંભળાયાં :

"રવિ! મારી આબરૂ-માનની રક્ષા કર. આ વખતે ભગવાને જ તને અહીં મોકલ્યો છે."

"મા, ચુપ રહે. વ્યર્થ બડબડાટ ન કર. આમાં અપમાન થવાની - આબરૂ જવાની કોઈ વાત નથી. તું આટલી નાની સરખી વાત માટે પાગલની જેમ આત્મહત્યા કરવા તૈયાર થઈ ગઈ? તું શું જાણે છે કે વિદેશમાં એ એક અત્યંત ગૌરવપૂર્ણ વિષય ગણાય છે? તું ખૂબ પુણ્યશાળી છે. ઈર્ષ્યાને લીધે કોઈ તારો ઉપહાસ કરે તો કરવા દે. મા! માતૃત્વનો મહિમા અપાર છે! હાય મા! આટલા માટે તેં આવું ભયંકર પગલું લીધું? મા... મા..." કહેતાં હસતો હસતો રવિ બહાર આવે તે પહેલાં જ આંગણામાં બીજા લોકો સાથે ઊભેલા શિંગારમ પિલ્લે

ઘરની પાછળના ખેતરમાં ચાલી ગયા.

રવિને શંકા હતી કે મા વિશે આ વાત બધા જાણે છે કે નહિ, એટલે પોતાના હાથને પરસ્પર દબાવતો તે બોલ્યો, ''એક સારા ખબર આપવાના છે તે સાંભળો. આપણને એક ભાઈ કે બહેન મળવાની છે.'' રવિના આમ બોલતાંની સાથે જ ત્યાં ભયંકર નિઃસ્તબ્ધતા છવાઈ ગઈ. આંગણામાં બેઠેલા બન્ને જમાઈ ખડખડાટ હસી પડ્યા. તેમનું હાસ્ય અલમુના શરીરમાં સોયની જેમ ભોંકાઈ ગયું. એક જમાઈ બોલ્યો, ''ઠીક છે. હજી લગ્નને બે મહિના તો થયા છે. થોડા દિવસ પછી બલ્લૈકાપ્પૂ[1] સંસ્કાર પણ થશે.''

''આ મજાક કે હસવાની વાત નથી. કેટલાંક કુટુંબોમાં મા-દીકરી એકીસાથે બાળકોને જન્મ નથી આપતી? સુશીલાના જન્મ પછી આ સોળ વર્ષમાં માએ કોઈ બાળકને જન્મ ન આપ્યો, એટલે તમને લોકોને આ વાત આશ્ચર્યજનક તથા અપમાનજનક લાગે છે. માએ અને તમે બધાંએ એમ ધારી લીધેલું કે હવે તેમને કોઈ બાળક નહિ થાય. એટલે આ વાત તમને વિચિત્ર લાગે છે. આપણી શી હિંમત કે જે બનવાનું છે તેનો આપણે અસ્વીકાર કરીએ? જો આપણો નિષ્કર્ષ ખોટો હોય તો આપણે જરૂર શરમાવું જોઈએ. મારી મા આ ઉમ્મરે પોતાના નારીત્વને સાર્થક કરી રહી છે, તે માતૃત્વની સ્થિતિમાં છે એ જાણીને મને ગર્વ થાય છે.'' રવિ આનંદના આવેગમાં બોલી રહ્યો હતો. એકાએક તેણે ભાભીને મોં ચઢાવીને અંદર જતાં જોયાં.

''તેને પોતાની ચિંતા છે...'

''મેં કહી દીધું ને કે મારી સાથે મજાક કરશો તો આ ડંડાથી માર પડશે''. કહી પિતાજી ખેતરમાં ઊભેલા સોમુ અને પોતાનાં પૌત્ર-પૌત્રીઓને હાથમાંની લાકડી બતાવી ધમકાવી રહ્યા હતા.

''સોમુ પિતાજી સાથે ખૂબ ભળી ગયો છે. તે તેમની મજાક પણ કરી લે છે. આખરે તેની એક...''

''અરે સોમુ, ત્યાં પિતાજીની પાસે ઊભો રહીને શું કરી રહ્યો છે?'' રવિએ બૂમ પાડી. ''કંઈ નહિ'' કહેતાં સોમુ પિતાની પાસેથી ખસી ગયો.

આ રીતે બે દિવસ વીતી ગયા.

ઘરમાં એક ભયંકર ખામોશી છવાઈ ગઈ હતી. કોઈ કોઈની સાથે બોલતું ન હતું. એ ખામોશીમાં ઘરના પ્રત્યેક પ્રાણીની દૃષ્ટિમાં સહસ્ર વ્યંગ અને તર્ક

---

1. લગ્ન પછી પ્રથમ વાર ગર્ભધારણ કરતાં પાંચ મહિના પછી કરવામાં આવતા સંસ્કાર; જયારે ગર્ભવતી સ્ત્રીને બંગડી પહેરાવવામાં આવે છે.

પ્રતિફલિત થયાં. રવિએ વચેટ બહેનોને મનમાં ને મનમાં હસતી જોઈ. કામાક્ષી અને સુશીલા અલમુઆચ્ચિ કરતાં પણ વધારે લજ્જાનો અનુભવ કરી રહી હતી. જાણે કે એ ઘટના સાથે એમનો સૌથી વધારે સંબંધ હોય!

"મૌન, મૌન, મૌન. હાય! મૌન શું આટલી ભયંકર ભાષા છે?"

"ગામના લોકો અને સ્વજન–પરિજનોની શા માટે વાત કરવી? અહીં તો પોતાનાં બાળકો છે... છી! નીચતાની કોઈ હદ નથી. પોતાની મા વિશે કોઈ મજાક કરી શકે છે?" આવી વાતો વિચારીને રવિ મનમાં ને મનમાં ધૂંધવાતો હતો.

આ જ ચિંતાને લઈને માએ આત્મહત્યા કરવાનો પ્રયાસ કર્યો હશે એ વિચારતાં જ રવિની આંખો ભરાઈ આવી. ઘરનાં બધાં લોકો મૌન રહી માને વીંધી રહ્યાં હતાં. રવિથી આ વાતાવરણ સહન ન થયું. તે પિતાજી પાસે ગયો.

"પિતાજી, મને માફ કરો. માની વ્યથા હું સમજી શકું છું. આપણો દેશ ખૂબ પછાત છે. લોકો અજ્ઞાની છે. માતૃત્વના મહત્ત્વને તેઓ જાણતા નથી. માનું અહીં રહેવું ઠીક નથી. માને મારી સાથે મોકલી દો." જે પુત્રને તેમણે ઘરમાંથી કાઢી મૂક્યો હતો તેણે તેમની પાસે આવીને આવી વાત કરતાં જ તેમનું હૃદય પ્રેમથી દ્રવીભૂત થઈ ગયું. પરંતુ તેઓ બીજી તરફ મોં ફેરવી ક્રોધપૂર્ણ વાણીમાં બોલ્યા, "એ તારી જ તો મા છે. તેને લઈ જવા માટે મારી રજાની જરૂર ક્યાં છે? જો તે તારી સાથે આવવા તૈયાર હોય તો તું તેને લઈ જા."

રવિ આખો દિવસ મા પાસે બેસી રહ્યો અને માને સમજાવતો રહ્યો, "મા, તે ખૂબ ભલી છે. તું ત્યાં અલગ રહેવા માગશે તો સગવડ કરીશુ. તેમના દેશમાં આવી સ્થિતિને સ્વાભાવિક માનવામાં આવે છે. તેઓ એને ગૌરવની વાત ગણે છે. તું જો એક વાર તેની સાથે રહેશે પછી તને અલગ રહેવાનું ગમશે નહિ."

"અરે, તે તો આપણી ભાષા પણ જાણતી નથી. તેની આગળ તું મને અપમાનિત કરવા માગે છે?" કહી અલમુઆચ્ચિ રોઈ પડી.

"મા, અહીં તારું અપમાન કરનારા કઈ ભાષામાં વાત કરે છે? સૌ મૌન છે પણ તારી નિંદા કરવાનું કામ તો ચાલુ છે ને! મૌન રહીને શું પ્રેમ અને સન્માનની ભાવના વ્યક્ત ન કરી શકાય? કોઈની નિંદા કરવાને તથા કોઈની પ્રત્યે પોતાનો પ્રેમ વ્યક્ત કરવાને માટે શું ભાષાની જરૂર છે?" મા, રવિની વાતો સમજી ગઈ. તેણે રવિ તરફ જોયું અને તેનો હાથ પકડી રોવા લાગી.

★

ગલીમાં ગાડી ઊભી હતી.

ઘરમાંથી સૌની વિદાય લીધા પછી અને ઘરવાળાં ગલીમાં આવી ગયા પછી અલમુઆચ્ચિ ઘરની બહાર નીકળી અને ગાડીમાં બેસી ગઈ. તેની પાછળ પાછળ

આવતા રવિએ સૂટકેસને ગાડીમાં મૂકી અને પોતે રાજમભાભી પાસે ઊભો રહ્યો. એ જ વખતે તાજું કાપેલું ફણસ લઈને સોમુ દોડતો દોડતો ત્યાં આવ્યો અને બોલ્યો, ''મોટાભાઈ! તમારે ફણસ લઈ જવું હતું ને? હવે લીધા વિના કેમ ચાલી જાવ છો?'' એકાએક રવિની કલ્પનાની આંખો સામે ફણસનું એ સાકાર વૃક્ષ ખડું થઈ ગયું કે જેના થડના નીચલા ભાગમાં અનેક ફણસો ઊગ્યાં હતાં અને જે નાની શાખાઓમાં ફેલાઈને વિશાળ વૃક્ષનું રૂપ ધારણ કરી ચૂક્યું હતું.

''ભાભી! ઘરની પાછળના ફણસના ઝાડને તેં જોયું છે ને? ફળ તેની શાખાઓમાં ન ઊગતાં તેના થડમાં ફળ લાગેલાં જોઈ કોઈ પણ એ વાતનો ઇનકાર નહિ કરી શકે કે શાખાઓનો આધાર વૃક્ષનું થડ છે.'' તે આગળ કંઈક કહેવા જતો હતો પણ ચુપ થઈ ગયો. થોડી વાર સુધી ઊભો ઊભો માથું ખંજવાળતો રહ્યો. પછી બોલ્યો, ''અચ્છા, તો તું જલદી ભાઈ સાથે મદ્રાસ આવી પહોંચજે. આવતે વર્ષે હું જાતે આવીને તને લઈ જઈશ. હા, તો ભાભી! તું જેમ વિચારે છે અને જેમ માએ વિચારેલું તેમ માતૃત્વ પ્રાપ્ત કરવું એ પાપ નથી'', કહી રવિ હસી પડ્યો.

તે વખતે શિંગારમ પિલ્લેને સમજાયું નહિ કે ગાડીમાં બેઠેલી અલમુઆચ્ચિને શું કહીને વિદાય આપે. તેઓ ચુપચાપ ત્યાં ઊભા રહ્યા. અલમુ અને શિંગારમ પિલ્લે મૌન ભાવથી એક-બીજા તરફ જોઈ રહ્યાં.

''પિતાજી તો હું હવે જાઉં? મા માટે તમે ચિંતા ન કરતા. હું તેની કાળજી લઈશ. ઠીક, તો જાઉં છું'', કહીને હાથ જોડી, પ્રણામ કરી રવિ ગાડીમાં બેસી ગયો.

શિંગારમ પિલ્લે ત્યારે પણ તેની સાથે એકે શબ્દ ન બોલ્યા. બોલવા માટે તેમની પાસે ન તો મોં હતું કે ન શબ્દ. હૃદયનું દુ:ખ નેત્રોમાં ઝળકી રહ્યું હતું. રસ્તાના અંત સુધી, ગાડી વળી જતાં સુધી શિંગારમ પિલ્લે રવિ અને અલમુઆચ્ચિને જોતા ગલીમાં ઊભા રહ્યા.

# 14

# અવાજો! અવાજો! અવાજો!

**- રાજમ કૃષ્ણન**

ચારે તરફ પર્વતમાળાઓથી ઘેરાયેલી એ ખીણમાં અંધકાર છવાઈ રહ્યો હતો, નીરવતા પણ પોતાનું રાજ્ય ફેલાવી રહી હતી. ઉદર્કની બસ – જેની પર પાવરહાઉસનું બૉર્ડ લાગેલું રહેતું અને જે એક વાર આ તરફ આવતી હતી, તે પણ કદાચ ચાલી ગઈ હતી. જલાશયની ઉત્તરની બાજુ આવેલી એકાકી દુકાન પર લોકોની ભીડ નહોતી.

સંપતને પોતાના ઘરથી ખૂબ દૂરના ચકરાવા ખાતી પહાડીના ઢોળાવની બીજી તરફથી વહીને આવતી નાની સરિતા અને તેની સામેના કિનારા પર દીપકની સમાન પ્રકાશ ફેલાવનાર 'પાવરહાઉસ' દેખાતું હતું. પ્રતિદિન એને જોવાને ટેવાયેલી એની આંખોને હરીફરીને 'ડેયલરેસ'માં પડતું ઝરણું પણ દેખાતું હતું.

એ દૃશ્ય આ વેળાએ પાસે પાસે આવી રહ્યું હતું. ગરમ કોટના ખિસ્સામાં હાથ નાખી, પાસેના પાવરહાઉસની સામે આવેલા જલાશયને કિનારે ચાલતાં સંપતના ગાલ પર પોતાના ઠંડા હાથ રાખીને, ઠંડી જાણે તેની સાથે ખેલી રહી હતી. તે સ્થાન છ હજાર ફૂટ કરતાં થોડું ઊંચું હતું. ત્યાં ઝરણાં, જલાશયો, મનુષ્યોની ગંધથી પ્રાયઃ શૂન્ય વનપ્રાંતોમાં થઈને આવતો પવન લહેરાઈ રહ્યો હતો. વર્ષાઋતુ પછી શરદઋતુના આરંભના દિવસ કેવા હોય છે? ભયંકર ઠંડી પડવાને લીધે શરીર નિશ્ચલ થઈ જતું હતું. સ્લુજ ગેટોના ચોકીદારોના કાર્યાલયની સામેથી નીકળતાં કેટલાક પરિચિત અવાજો સંભળાય છે. લીલાછમ ઘાસવાળા સૂના માર્ગે થઈને સંપત પાવરહાઉસ ભણી જાય છે. જંગલને ખૂણે આવેલા એ વીજળીઘરમાં હજારો કિલોવૉટ શક્તિની વીજળીની લહેરોને આકાર આપવામાં આવતો હતો, જે જોખમરહિત હોય અને લોકોને રોજ-બરોજ કામ આવી શકે યંત્રો ચાલવાથી પેદા થતા રી...મ...રી...મ... ધ્વનિને સાંભળીને સંપતને જાણે

એમ જ લાગે છે કે હજારો ભમરા એકસાથે ગુંજારવ કરી રહ્યા છે.

લાગે છે કે ઍલેકઝાંડર અને શ્રવણન રાતની ડ્યુટી પર આવી ગયા છે.

અરુણાચલમ દરવાજા પર દૃષ્ટિ ઠેરવી ઊભો છે.

''કેમ ભાઈ! બસ ચાલી ગઈ?''

''કેમ તમને ખબર નથી? લાગે છે કે બસ ચાલી ગઈ છે, કેમ કે દુકાન પર ધમાલ જણાતી નથી.''

અંદર પગ મૂકતાં જ અવાજો સંભળાવા લાગે છે અને તેની શક્તિ પણ સ્પષ્ટરૂપે જ્ઞાત થઈ જાય છે.

એ વિશાળ અને ચમકદાર ભવનને જોઈને સંપતને થાય છે કે એ ભવન એક પાવન મંદિર છે જ્યાં પ્રકૃતિદેવી અત્યંત પ્રસન્ન થઈ માનવશિશુઓને કરુણા નામનો ગુણ અર્પણ કરે છે. મનમાં આ વિચાર આવતાં જ તેનું શરીર રોમાંચિત થઈ જાય છે. પાંચમાંથી ચાર પવનચક્કીઓ ચાલી રહી હતી. પવનચક્કી ચાલવાથી ઉત્પન્ન થતો ભયંકર શોર કાનમાં સંભળાઈ રહ્યો હતો.

જો સવારની ડ્યુટી હોત તો સવારની પ્રવૃત્તિમાં કેટલીય જાતના અવાજો સંભળાત અને વીજળીઘરની ભીતરના અવાજોને સારી પેઠે સાંભળવાનો અવસર ન મળત. પાસેની સ્કૂલમાંથી હથોડા ઠોકવાનો અવાજ અને લોકોનો શોર પણ સંભળાતો હતો. એ વખતે આ વિભિન્ન અવાજોને સાંભળીને તેને જુદા જુદા વર્ગમાં વહેંચી નાખીને રસ લેવાની ઇચ્છા થતી ન હતી.

સમય-સમય પર યંત્રોની સ્થિતિ બતાવવાને માટે અનેક સ્થળે લાલ બત્તીઓ હતી. તે ચાલુ થતાં ખતરાની સૂચના નહોતી આપતી. બધું બરાબર ચાલી રહ્યું હતું. બિલકુલ 'ઓ.કે.'

ઍલેકઝાંડર મશીનના તેલની કુપ્પી અને રૂ લઈને જતો હતો.

સંપતે અરુણાચલમને એ દિવસની ડ્યુટી પરથી છૂટો કર્યો અને તેને વિદાય કરવાને દરવાજા સુધી ગયો.

''કેમ ભાઈ, ઠંડી લાગે છે ને? લાગે છે કે ઝાકળ પડી રહી છે.''

''હા, અહીં હજી વધારે ઠંડી પડશે?''

''હા. ખૂબ ઠંડી પડશે. કેમ ભાઈ!''

''આજે બસ હજી સુધી આવી નથી? હું પાંચ વાગ્યાથી રાહ જોઈ રહ્યો છું.''

''ખબર નથી.''

અરુણાચલમ સિનેમા પાછળ પાગલ હતો. છેલ્લી બસમાં ઉદર્ક જઈ નાઇટ-શો જોઈ સવારે પાછો આવી જતો – દિલ બહેલાવવાનું પ્રિય સાધન સિનેમા જ હતું. તે પરણેલો હતો. તેની પત્ની ગામ ગઈ હતી. અચાનક એક ઠીંગણા

કદની આકૃતિ વીજળીઘરની સામેથી આવતી જણાઈ. તે કોણ છે?

તેણે ખાખી રંગનાં કપડાં અને એન.સી.સી. કેડેટની જેમ એક ટોપી પહેરી હતી. તે દેખાવે વૃદ્ધ જણાતો હતો. તેનાં પોપચાં અને ગાલ લબડી પડ્યાં હતાં. તેણે મોટા અવાજે કહ્યું, ''ગુડ ઇવનિંગ, સર!''

''કેમ નાયડુ, અહીં ક્યાંથી?''

''એમ જ ચાલી આવ્યો, સર! પેલા સાહેબ અહીં નવા આવ્યા છે?''

''નવા ક્યાંથી? તેમને અહીં આવ્યે એક મહિનો થઈ ગયો છે. તું ક્યાં ગુમ થઈ ગયો હતો?''

બીમાર હતો, સર! કાલે જ પથારીમાંથી ઊભો થયો છું. ભલા, હું ડ્યુટી છોડીને ક્યાંય જઈ શકું એમ છું?''

''ઠીક છે, ઠીક છે. કેમ ભાઈ! બસ આવીને ચાલી ગઈ કે શું?''

બસ 'ગૌડરશોલા'ની પાસે ખરાબ થઈ ગઈ છે. એટલે તો રામૈયનની લૉરીમાં આવ્યો છું.''

''ચાલ, ગધેડો ક્યાંનો!'' કહીને અરુણાચલમે પોતાની ચીડ વ્યક્ત કરી.

નાયડુ એ સંપતને જોઈને પૂછે છે : ''હજૂરનું...'

'ના, ના. તેઓ એકલા છે. નવા આવ્યા છે. તેમની કાળજી રાખજે'', કહી અરુણાચલમે સંપતના ગાલ પર ધીરેથી ટપલી મારી.

''આમ શું કરી રહ્યા છો, સર? આ ભયંકર ઠંડીમાં, આ જંગલમાં તમે લોકો જ તો અમારા સંબંધી છો. સર! તે મદ્રાસના છે?''

સંપત માથું હલાવે છે અને કહે છે કે, ''હું જાણતો નથી એ કોણ છે.''

''નાયડુ, તારું ઠેકાણું બતાવી દે ને! અચ્છા તો હું જાઉં છું. લાગે છે કે બસ આવી રહી છે.'' 'ઓ.કે.', 'બાય', 'ગુડ નાઇટ' કહી વિદાય લઈ, ગરમ કોટને સારી પેઠે કસીને, અરુણાચલમ જલદી જલદી ત્યાંથી ચાલી નીકળ્યો.

''સાહેબ... અઠવાડિયામાં ત્રણ સિનેમા જુએ છે'', કહી નાયડુ હસી પડ્યો. ''સર! તમે ચાર સાલ પહેલાં અહીં આવ્યા હોત! ત્યારે અહીં ખૂબ ધમાલ હતી. પૈસા પાણીની જેમ વહી રહ્યા હતા. અહીં બંધ બાંધ્યો, પાવરહાઉસ પણ તૈયાર થયું. અમે બધાએ આરામનો શ્વાસ લીધો. સર, એ પહેલાં આપ...''

''ગયા મે માસમાં જ મારો અભ્યાસ પૂરો થયો. હું પહેલવહેલો જ અહીં...''

''અચ્છા. તો શહેરના કોલાહલભર્યા વાતાવરણમાં રહ્યા પછી અહીં વખત પસાર કરવાનું ભારે પડતું હશે. હું અહીં ત્રીસ વરસથી રહું છું. ફોરેસ્ટ સર્વિસમાંથી પેન્શન લઉં છું. ત્યાં જુઓ બંધની ઉપર, લતાઓની વચ્ચે મારું ઘર દેખાય છે. બધા મને નાયડુના નામથી ઓળખે છે. મારી છોકરી અહીંની હૉસ્પિટલમાં નોકરી

કરે છે. સર! તમે મારે ઘરે પધારજો. તમારા જેવા મિત્ર મને પ્રાણ સમાન પ્રિય લાગે છે. લોકો મારે ત્યાં પત્તાં રમવા આવે છે.''

''અચ્છા...''

''અરે હા, એક વાત તો રહી જ ગઈ.''

''મારી છોકરી પાસે ખૂબ પુસ્તકો છે. પુસ્તકોની પાછળ તે પાગલ છે, સર! તમારું ખાવાનું...''

''હું શાકાહારી છું. એક વખત 'મેસ'માં ખાઈ લઉં છું, એક વખત જાતે બનાવી લઉં છું.''

''તમે એક નોકર રાખી લો. અહીં કામ કર્યા પછી ઘરે જઈને ખાવાનું બનાવવાની કડાકૂટ શા માટે? અચ્છા સર! હું જાઉં છું. કાલે મળીશું. ગુડ નાઇટ.''

રસ્તા પર ગાડી આવતી જોઈ કદાચ તે આટલી ઝડપથી ચાલી ગયો હશે. રાતના તપાસ કરવાને ઑફિસર આવી રહ્યા હતા. તેઓ દિવસના એક વાર ગમે ત્યારે ચક્કર લગાવી જતા હતા. ક્યારેક છ વાગ્યે આવતા, તો ક્યારેક નવ વાગ્યા પછી આવતા.

કાર્યાલયની સીમા બહાર પહોંચતાં જ તેણે સંપતને પૂછ્યું, ''કેમ, નાયડુ સાથે દોસ્તી કરી લીધી ને?''

સંપતે તેની મિત્રતા ન છોડી; પરંતુ તેને સમજાતું ન હતું કે નાયડુ સાથે દોસ્તી બાંધવી યોગ્ય છે કે નહિ. તે ધીરેથી બોલ્યો, ''સર! હું તો હજી હમણાં જ એને મળ્યો છું.''

''મળી લીધું? ખેર કંઈ વાંધો નહિ. તું સારો છોકરો છે. મારે તને એ જ કહેવું હતું. 'ઓ.કે.' 'ગુડ નાઇટ' કહી તે ગાડીમાં બેસી ગયો.

તેનો સાથી શર્મા ખૂબ અનુભવી વ્યક્તિ હતો. તે હંમેશાં નિયત સમય વીતી ગયા પછી જ કાર્યાલયમાં પહોંચતો હતો. તેની પત્ની સદા માંદી રહેતી હતી. લગ્ન કરવાલાયક બે છોકરીઓ હતી. લોકો કહેતા હતા કે તેના બે છોકરાઓ ગામમાં ભણી રહ્યા છે.

''લાગે છે કે 'બોસ' આવીને ચાલી ગયા'', ધીરેથી કહેતાં શર્મા અંદર આવ્યો.

તેને વાત બનાવી કાઢવાનું સારું લાગતું ન હતું. સિગારેટ પીનાર યુવકો, વૃદ્ધો, અફસરો સૌ માટે તેને ઘૃણા હતી. અરુણાચલમને જોઈને પણ તે મોં મચકોડતો હતો. 'બ્રિટ્ટો'થી પણ તે દૂર ભાગતો હતો. સંપત માટે તેના મનમાં પ્રેમ હતો.

''કેમ ભાઈ! બધું 'ઓ.કે.' છે ને? લાગે છે કે ક્યાંક 'લોડ' વધારે થઈ ગયો છે.''

આ માણસ છેલ્લાં અઢાર વર્ષથી આ અવાજોમાં ડૂબેલો હતો. હકીકતમાં

મશીનોનો અવાજ વધારે તીવ્ર થઈ ગયો હતો.

તરત તે રિસીવર ઉઠાવીને નંબર ફેરવે છે અને ફોન પર નેવું માઈલ દૂર એક ઔદ્યોગિક નગરની સીમા પર આવેલા એ નગરને વીજળી પૂરી પાડતા વીજળીઘર સાથે વાત કરે છે.

''હલો... હલો... પાવરહાઉસ વન કૉલિંગ... શિંગમપટ્ટી સબસ્ટેશન?'' તેના આ ગંભીર અવાજમાં ત્યાં સંભળાઈ રહેલા બધા અવાજો જાણે દબાઈ જાય છે.

વીસ દિવસમાં આ અવાજોની તીવ્રતા, કંપન અને તીખી ગર્જનાથી વીજળીનાં આ યંત્રોમાં થનારાં સૂક્ષ્મ પરિવર્તનોથી પરિચિત થવું કેટલું આનંદદાયક છે! એ આનંદ એવો છે, જે એક નવું ગીત શીખ્યા પછી પ્રાપ્ત થાય. કોઈ નવું શીખેલું ગીત ગાવાથી ચિત્તમાં જેવી મધુર હલચલ પેદા થાય છે તેવી જ મધુર હલચલ ઉત્પન્ન કરવાની શક્તિ આ જ્ઞાનમાં છે.

નિરંતર ઘૂમતી પવનચક્કીઓનાં વિભિન્ન અંગોની દેખભાળ શર્માજી એવી રીતે કરી રહ્યા હતા, જેમ કોઈ મા મોટા થતા બાળકની કરે છે. વચ્ચે વચ્ચે, થોડો સમય મળતાં, કાગળ પર તેઓ 'શ્રી રામ જયમ્' લખ્યે જતા હતા. ઍલેકઝાંડર, રામન કુટ્ટી અને શ્રવણન બહાર ઊભા ઊભા સિગારેટ પી રહ્યા હતા. સંપત અહીંના અવાજોમાં પૂર્ણ રીતે ડૂબી ગયો હતો. ત્યાં યંત્રોની ભયંકર ગર્જના સાથે સાથે ખીલા દ્વારા પરસ્પર જોડેલાં અણીદાર ચક્રોની વચ્ચેથી જળ પ્રવાહિત થતાં મંદ ધ્વનિનો અવાજ પણ સંભળાતો હતો. અહીં જળના અપાર પ્રવાહને સ્થાને ધ્વનિનો પ્રવાહ હતો. આ ધ્વનિની પૃષ્ઠભૂમિમાં 'ક્યંગ - ક્યંગ' અવાજ પેદા કરતી પવનચક્કીઓ ચાલી રહી હતી. આ અવાજોમાં જો કોઈ મૂળ સ્વર હોય તો તેમાંથી પેદા થતા નાદનો. એક જો સઘન જલપ્રવાહ હતો તો બીજું તેમાં નર્તન કરતું નાવડું, એક જો વિશાળ વન હતું તો બીજો હવામાં ઝૂમતો ફૂલોનો ગુચ્છો. તેના જીવનના આધારરૂપ એ સજીવ આકૃતિને ઝૂમતી ઝૂમતી પાસે આવતી જોતાં જ તેના જીવનમાં રંગબેરંગી પુષ્પ ખીલી ઊઠે છે.

''અરે! આ કોણ છે?''

નોકરી ન મળવાને લીધે સંપત પંદર દિવસ સુધી ઘરમાં પડી રહ્યો તે દિવસોમાં સાંજના ચાર વાગ્યે પાડોસમાં આવેલા સંગીત વિદ્યાલયમાં બેઠેલી એક યુવતીનો ચહેરો દેખાતો હતો. તે ધ્યાનથી જુએ છે કે એ પેલી તો યુવતી નથી. ના, એ પેલી યુવતી નથી. એમાં જીવન નથી.

ક્યાંક એ વ્યક્તિની પોતાના મનને મનાવવાની એ રીત તો નથી કે જેણે પોતાને માટે એવો એક કઠોર નિયમ બનાવી લીધો છે કે યુવાવસ્થામાં કોઈ પણ સુંદરીને જોઈને વિચલિત થવું ન જોઈએ – ન તો તેને ઉત્કંઠાપૂર્વક જોવી

જોઈએ. તેને જોઈને લાગે છે કે વિદ્યુતલતાનું જ સાકાર રૂપ ધારણ કરીને તે આવી છે.

''તું કોણ છે? પાડોસના ઘરની પાસે દેખાનારી ફૂલ જેવા ખીલેલા ચહેરાવાળી કન્યા છે? તું નીલાની અનેક સહેલીઓમાંની એક છે? તું આકાશમાં ફેલાયેલી ચાંદનીમાંથી ઊતરી આવી છે? તું શું વિદ્યુતલતા છે?''

તે પોતાની ભુજાઓને પરસ્પર જોડીને હારની જેમ તેના ગળામાં પરોવી દે છે. તે ભાવવિભોર થઈ ઊઠે છે. તે ચુપચાપ આ સુખદ સ્થિતિનો આનંદ લે છે; પરંતુ તેનું કોઈ મહત્ત્વ નથી.

લજ્જાવશ સંકુચિત થઈ જતાં તે તેની ભુજાઓ પોતાનાથી અલગ કરી નાખે છે.

''મારી સાથે ચેનચાળા ન કર. મારાથી દૂર ચાલી જા.''

''અચ્છા... તમે તો નારાજ થઈ ગયા છો. હું આવી એથી તમને આનંદ ન થયો?''

''એ હું કેવી રીતે કહું; પરંતુ હું તને અહીં આવવાની અનુમતિ નહિ આપી શકું.

''નીલા સવારે સાડાઆઠ વાગ્યે તૈયાર થઈને 'લાઈટહાઉસ' પાસે આવેલા પોતાના કાર્યાલયમાં ચાલી જાય છે અને સાંજે થાકીને પાછી આવે છે. કમલા પણ પોતાની મોટીબહેનના પગલે ચાલવાને તૈયાર બેઠી છે. રાજુને ત્રણ વર્ષ હજી કૉલેજમાં ભણવાનું છે. માના ગળાનાં બધાં આભૂષણ બૅન્કમાં પડ્યાં છે. પિતાજીના પેન્શનના 78 રૂપિયા માલાના લગ્નમાં કરજે લીધેલા પૈસા ચૂકવવામાં ચાલી જાય છે. સમજી મારી વાત? પંદર મહિના સુધી નોકરી ન મળવાને કારણે બેકાર ઍન્જિનિયર તરીકેની શરમ અનુભવતાં તથા હતોત્સાહિત થયા પછી, નારકીય વેદનાનો અનુભવ કર્યા પછી, એકાંત શીતલ સ્થાન પર આવ્યો છું.''

તેણે પોતાના સુંદર ચહેરાને કમલવત્ હાથોથી ઢાંકી લીધો હતો, છતાં પણ તેની આંખો તેને જોઈ રહી હતી.

''એમ વાત છે, તો હું જાઉં છું.''

તે તેના કાન પાસે પોતાનું મોં લઈ જઈને કહે છે, ''ના, જઈશ નહિ. તું શું નારાજ થઈ ગઈ? હા, તેં કહ્યું તો નહિ કે તું કોણ છે?''

''હું... હું સદા તમારી સાથે રહીશ.''

તે તેના બાહુપાશમાંથી મુક્ત થઈ જાય છે. તે સદા તેની સાથે રહેશે. તેનો મતલબ...

''ચા... શ્રીમાન... ચા!''

રામનકુટ્ટિ ચા લઈને આવ્યો હતો.

સ્નેહક તેલની ચીકાશ, ગરમ કપડાંની હૂંફ અને ચાની ગરમી અને સ્વાદ બધું સુખદ લાગતું હતું. ઝડપથી વહેતું પાણી 'સોય... સોય... સોય...'નો અવાજ ઉત્પન્ન કરી રહ્યું હતું. ત્યાં સંભળાતા જુદા જુદા અવાજોની ગુંજ નાવમાં બેઠેલી યુવતી સંબંધી મધુર સ્વપ્નોનો વિકાસ કહી રહી હતી. એ અવાજો જાણે તેના જીવનના એકાકીપણાને, થકાવટને દૂર કરી રહ્યા હતા.

જતી વખતે માએ કંઈક કહ્યું નહિ પરંતુ જીવનનાં આ ત્રેવીસ વર્ષમાં એ કોઈને ઘરે ચાર દિવસ માટે પણ રહ્યો નથી. ત્યાં કોણ જાણે કેવી રીતે રહેશે? ત્યાં તો ઘણી ઠંડી પડે છે... વગેરે વાતો વિચારતાં મા રડી પડી હતી. નીલા બાળકની જેમ રડી હતી. તેનાં નાક અને આંખ લાલ થઈ ગયાં હતાં. કમળાની પણ એ જ હાલત હતી.

ગાડીમાં બેસી ગયા પછી પિતાએ "સંપત તું જાય છે? સાચવીને રહેજે. પત્ર જરૂર લખજે", કહી પોતાની આંખો લૂછી નાખી હતી. લાગતું હતું કે તેઓ પણ હમણાં રડી પડશે.

'પંદર મહિના સુધી બેકાર રહ્યો, ઘરમાં બેસી રહ્યો ત્યારે આપણને તેનું બેકાર બેસી રહેવાનું ખટકતું હતું. હવે...' એમ વિચારતાં માનું ગળું ભરાઈ આવ્યું. નીલગિરિ ઍક્સપ્રેસ ઊપડ્યો. બધા લોકોને જાણે એકાએક ભુલાયેલી કોઈ વાત યાદ આવી ગઈ અને તેમણે રડતાં રડતાં હાથ હલાવીને તેને વિદાય આપી.

'અહીં સો રૂપિયાથી વધુ ખર્ચ નહિ થાય. મેં મારું કામ શીખી લીધું છે અને કામ મને ગમે છે. સવારે 'મેસ'માં ખાઉં છું. રાતના જાતે બનાવી લઉં છું. અહીં બધી સગવડ છે. નીલા માટે વરની શોધ કરો'... વગેરે વાતો તેણે પત્રમાં લખી હતી. 'ચાર મહિનામાં તે હજારેક રૂપિયા જમા કરી શકશે. જો આ વર્ષે નીલાનાં લગ્ન થઈ જાય તો આવતે વર્ષે કમલા માટે છોકરો શોધી શકાય. ત્રણ વર્ષ પછી રાજુનો અભ્યાસ પણ પૂરો થઈ જશે. પછી... પછી.'

"ટર્ર... ટર્ર... ટર્ર...' ઘંટી લગાતાર વાગવાથી તેને ખબર પડી ગઈ કે કોઈ નવો માણસ તેને શોધતો આવી ચડ્યો છે અને બેલ બજાવી રહ્યો છે. બહાર, લટકતા ગાલ અને ઊંડી ઊતરી ગયેલી આંખોવાળો નાયડુ હાથ જોડીને ઊભો હતો.

"અરે આપ! આવો આવો!'

તેઓ વરંડા પર ચડીને ઊભા રહ્યા, "આજ જનાબને રજા છે એમ ખબર પડી. મને થયું કે તડકો સારો નીકળ્યો છે એટલે તમે ઊટી ચાલી ગયા હશો."

"હું ન ગયો."

"તો તો સારું થયું કે હું અહીં આવ્યો. આવો, સર! અમારે ઘરે ચાલો.

મજાનો તડકો છે. અમારા બગીચામાં બેસીને પત્તાં રમવાને બીજા મિત્રો પણ આવ્યા છે.''

''હું પત્તાં રમતો નથી. તમારી પાસે પુસ્તકો હશે તો વાંચીશ.''

''પુસ્તકો! ઘણાં બધાં છે, સર...''

તે લાંબી બાંયનું સ્વેટર પહેરી, બારણે તાળું લગાવી નીકળી પડ્યો. 'જો તેઓ જુગાર રમવા બોલાવે તો? કોઈ બહાનું કાઢીને... છિ... છિ... તે હજી પણ માની નજર હેઠળ રહેનાર બાળકની જેમ બીએ છે કેમ? તે એક સમજદાર વ્યક્તિ છે. તે નોકરી કરે છે. તે હવે મોટો થઈ ગયો છે. કમાઈને પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાનો ભાર તેણે સંભાળી લીધો છે. તે આવી નાની નાની વાતોથી બીએ છે શા માટે? કેમ ગભરાય છે?'

જલાશયને પાર કરીને, ચાના બાગની વચ્ચે થઈને તેઓ ટેકરો ચઢી ગયા. થોડેક દૂર 'સિલ્વર ઑક'નાં વૃક્ષોની ઝાડીમાં એક નાનું ઘર દેખાયું. ઘરના આગળના ભાગમાં ફૂલોવાળો મોટાં મોટાં પાંદડાંવાળો એક છોડ ઊભો હતો. નાયડુએ કહ્યું કે એ છોડ વસંતઋતુમાં જ ખીલે છે. ઘરના બગીચામાં ફૂલોવાળા છોડ ન જણાયા. ઘાસ પર સિગારેટના ખાલી ડબ્બા અને સિગારેટના ટુકડાઓનો ઢગલો દેખાયો. કાચની બારીવાળા પાંચેક ફૂટ લાંબા વરંડામાં બેઠેલી મિત્ર-મંડળી પત્તાં રમી રહી હતી. કાળા રંગનું ટાઇટ પેન્ટ અને ગરમ સ્વેટર પહેરેલા એ જુવાનોએ 'ગ્લેડ ટુ મીટ યુ' કહી પારંપારિક ઢબે હાથ મિલાવ્યા અને પછી પત્તાં રમવામાં મશગૂલ થઈ ગયા.

'ગ્લેડ ટુ મીટ યુ'ના એકધારા અવાજની વચ્ચે એક કોમળ સ્વર પણ સંભળાયો. તેને જોવાને તે પાછળ ફર્યો. ''સર, એ મારી દીકરી છે. એનું નામ સરસ્વતી છે. પણ અહીં બધા એને રોઝી નામથી જ બોલાવે છે'', કહીને નાયડુ હસી પડ્યો. એની મીંચેલી આંખોમાં એક પ્રકારની ચમક દેખાઈ.

રોઝીનું સ્વસ્થ શરીર, ઘઉંવર્ણો રંગ, ગોળ ચહેરો અને ફૂલેલા ગાલ બધું આકર્ષક લાગતું હતું. તેના ફૂલેલા ગાલ એ પ્રર્વતપ્રદેશમાં પ્રાપ્ત એક પ્રકારના અંજીરનાં ફળ સમાન હતા. તે અનુમાન ન કરી શક્યો કે તેના કપાળની લાલિમા પર્વતીય પ્રદેશોની કન્યાઓ પર જણાતી સ્વાભાવિક લાલિમા છે કે 'રૂજ' આદિ લગાવવાને લીધે છે. તેના વાંકડિયા વાળ ખભા પર લહેરાઈ રહ્યા હતા. તેણે પોતાના કાન પાસે લાલ રંગના મખમલી ગુલાબનું ફૂલ પાંદડાં સાથે ખોસ્યું હતું. તેણે બાંયો વિનાનું બ્લાઉઝ પહેર્યું હતું. તેના ચીકણા સુડોળ હાથ જોનારનું મન વિચલિત કરી નાખતા હતા. તેણે જરીવાળી ગુલાબી રંગની નાયલોનની સાડી પહેરી હતી, જે વારંવાર ઊડીને લોકોને તેની તરફ આકર્ષતી હતી. વરંડામાં

એક નાના ટેબલ પર રેકોર્ડપ્લેયર અને કેટલીક ટેપ પડી હતી. એ ટેપ પર કેટલાંક ગાયનો રેકર્ડ કરવામાં આવ્યાં હતાં. નાયડુએ જોરથી કહ્યું, ''રોઝી, તેમને પુસ્તકો પસંદ છે. તેઓ પત્તાં નથી રમતા.''

''અચ્છા તો તમને... મારી જેમ... શ્રીમાન! બેસો. તમને બીટલ્સનું મ્યુઝિક પસંદ છે?'' બોલતી વખતે તેના રંગીન હોઠ જરૂર કરતાં વધારે વળી જતા હતા અને અત્યંત આકર્ષક લાગતા હતા.

ત્યાં કેટલીક ખુરશીઓ પડી હતી. તેના પર પડેલા કુશન કવર પર 'બી હેપી' શબ્દો ભરેલા હતા.

''બેસોને શ્રીમાન!''

ચુંઈગગમને જોવાથી લાગે છે કે તે મીઠી હશે પણ મોંમાં નાખ્યા પછી થોડી વાર પછી તે રબર જેવી થઈ જાય છે. છતાં આપણે તેને થૂંકી નાખવા તૈયાર થઈએ છીએ?

સંપત બેસી ગયો. ''ઓ.કે.. ધેન એનજોય યૉરસેલ્ફ'', કહી નાયડુ ચાલી ગયો.

રોઝી એક ટેપને રેકોર્ડપ્લેયરમાં ચડાવી પ્લેયર ચાલુ કરે છે. એકબીજાથી સાવ અસંબંધ બેત્રણ ધ્વનિ સંભળાય છે. એ ધ્વનિની પૃષ્ઠભૂમિમાં કેટલાક વિચિત્ર અવાજો પણ સંભળાય છે. એમ લાગે છે કે કોઈ પણ વ્યક્તિ એ ધ્વનિ સાંભળી પોતાના હાથપગ હલાવ્યા વિના રહી શકે નહિ.

''આ ગીત મને ખૂબ પસંદ છે'', કહી રોઝી બેસી જાય છે અને ડોલતી ડોલતી ગાયન સાથે તાલ આપવા માંડે છે.

એ કર્કશ ધ્વનિ વચ્ચે સંપતને પોતાના પિતાનો અવાજ સંભળાય છે : ''સંપત, સાચવીને રહેજે બેટા!''

થોડા મહિના પહેલાં જ મોટાકાકાનો છોકરો રંગમણિ અમેરિકાથી ટેપરેકોર્ડર વગેરે ચીજો લઈને પાછો ફર્યો હતો. તે એમને જ ઘરે રહ્યો હતો. ત્યારે ઘરે ખૂબ લોકો આવેલા હતા. ફોઈની છોકરી શકુંતલાનાં ચાર બાળકો, પાતળા તીણા અવાજે બૂમો પાડી પાડીને સૌની સાથે લડનારી અને સૌની નિંદા કરનારી તેની બહેન ભાનુ, નસકોરાં બોલાવવા માટે પ્રસિદ્ધ મોટાકાકા બધાં જ આવ્યાં હતાં. ઉનાળાની રજાઓના એ દિવસો હતા. રંગમણિ આખો દિવસ 'પોપ મ્યુઝિક'ને નામે 'પા પા, ચા ચા, કા કા' કર્યા કરતો હતો અને ભાતભાતના ચિત્રવિચિત્ર અવાજો પેદા કરી ખુશ થતો હતો. લોકો તેના આ સંગીતને સમજી શકતા ન હતા. તે પોતાના આ 'પોપ મ્યુઝિક'થી લોકોને પ્રભાવિત કર્યા પછી જ બીજું કામ શરૂ કરતો હતો. આ સંગીતથી તેણે લોકોને નાકે દમ આણી દીધો હતો. એક

દિવસ રંગમણિ કોઈ કામે બહાર ગયો. ત્યારે સંપતે તેની મજાક કરવાનું વિચાર્યું.

રંગમણિ પાછો આવ્યો ત્યારે સંપત બોલ્યો, 'રંગમણિ, આ એક ટેપ હું મારા દોસ્ત પાસેથી લાવ્યો છું. પોપ મ્યુઝિકનું આ નવીનતમ રૂપ છે'', કહી સંપતે એ ટેપને રેકોર્ડર પર ચડાવી ચાલુ કરી. થોડી વાર પછી તે બોલ્યો, ''આ સંગીત સાંભળીને તું મને કહેજે કે કયાં કયાં વાદ્યો અને કઈ કઈ વ્યક્તિનો અવાજ સંભળાય છે.''

રંગમણિએ વિભિન્ન ધ્વનિને ધ્યાનથી સાંભળ્યા. ''ડફ, ગિટાર, અરે સિતાર પણ છે'', કહી તે નાચી ઊઠ્યો. એવાં અનેક વાદ્યોનાં નામ કે જેને વિશે સંપત કંઈ જાણતો ન હતો અને જેનો ઉચ્ચાર પણ કરી શકતો ન હતો તે ગણાવીને રંગમણિ પોતાની યાદી લંબાવી રહ્યો હતો. તે બોલ્યો, ''આ સંગીત ખૂબ સુંદર છે. આ ટેપને હું મારા સંગ્રહમાં રાખી લઈશ.''

''હા, હા, જરૂર રાખજે પણ આ ટેપને માટે તારે દસ ડૉલર આપવા પડશે. તેમાં બપોરને વખતે આપણા ઘરમાં સંભળાતા અવાજો પણ રેકર્ડ કરવામાં આવ્યા છે'', કહી સંપત ખડખડાટ હસી પડ્યો.

''અરે, તું તો સંગીતનો અચ્છો જાણકાર લાગે છે. તું તારા આ જ્ઞાનનો ઉપયોગ ન કરતાં નાહક ભણવામાં પડ્યો છે, એથી મને દુ:ખ થાય છે'', કહીને રંગમણિએ સહાનુભૂતિ પ્રગટ કરી. અહીં બેઠાં બેઠાં સંપતને એ અવાજો યાદ આવે છે.

રોઝીએ સમજવું જોઈતું હતું કે તેને સંગીત સાથે કોઈ સંબંધ નથી.

''તમે અંદર આવીને 'બુક્સ' જોશો? મેં ખૂબ 'બુક્સ' ભેગી કરી છે. એ મારી 'હૉબી' છે.''

તેને થયું કે આના કરતાં તો પત્તાં રમવા બેઠો હોત તો સારું થાત. તે અંદર ગયો. ઓરડો ગરમ હતો. ત્યાં એક સોફો, નાનું સરખું મેજ અને ચોપડીઓથી ભરેલું એક કાચનું કબાટ હતું. ચોપડીઓ એ કબાટને યોગ્ય ન હતી. મોટા ભાગની ચોપડીઓ જૂની થઈ ગઈ હતી. તે પોકેટ બુક સિરીઝની સસ્તી ચોપડીઓ હતી. તેને એ સમજતાં વાર ન લાગી કે આ ચોપડીઓ 'સેક્સ' કે 'ક્રાઇમ' વિષયની છે.

''બેસો'' કહીને રોઝી તેને સોફા પર બેસાડી દે છે. તે પોતાની ગુલાબી રંગની આંગળીઓની મદદથી કબાટમાંથી સાત-આઠ ચોપડીઓ કાઢીને તેની સામે રાખે છે.

સંપત એક માર્ગભૂલેલા બાળકની જેમ ભયભીત થાય છે. એક તરફ આ સ્થિતિનો તે વિરોધ કરવા માગે છે. તે પુસ્તકોનાં પાનાં ફેરવીને જુએ છે. બધાં

જ પુસ્તકો... બધાં જ... એ પુસ્તકોમાં છપાયેલા શબ્દો એને સમજાતા નથી.

"કેમ પુસ્તકો કેવાં છે? આ પુસ્તકો ખૂબ મનોરંજક છે", કહેતી તે એક એક કરીને પુસ્તકોનાં પાનાં પલટવા માંડે છે.

તે કદી નવલકથાઓ વાંચવાને તૈયાર થયો ન હતો. અખબારોમાં મોટા મોટા અક્ષરોમાં છપાયેલા સમાચાર અને રમતગમતનું પાનું જ તેનું નિયમિત વાચન હતું. રોઝીએ રેકોર્ડપ્લેયર બંધ કર્યું ન હતું. પરસ્પર અસંબંધ એ અવાજો વારંવાર સંભળાયા કરતા હતા. એ અવાજો તેના મગજના કોઈ ખૂણામાં સુષુપ્તાવસ્થામાં પડેલા ભાવોને ઢંઢોળીને જગાડી રહ્યા હતા. "સંપત! સાચવીને રહેજે." પિતાજીએ એમ શા માટે કહ્યું હતું? તે ઝટ પુસ્તકોને હડસેલીને ઊભો થઈ જાય છે.

"ચાલો બાગમાં જઈશું?" કહેતી રોઝી પણ તેની સાથે બહાર આવે છે.

"નાયડુ ક્યાં ગયા?"

"હા... હા... હા..." રોઝી હસી પડે છે. "પિતાજી મોટે ભાગે આમ જ ક્યાંક રખડવા ચાલી જાય છે. આપણે બન્ને ક્યાં જઈશું?"

"ક્યાંય નહિ. મારે આજની ટપાલમાં એક કાગળ મોકલવાનો છે. હું જાઉં છું", કહેતાં કહેતાં સંપત ચુપ થઈ જાય છે.

"તમે આમ કેમ બોલો છો? મેં તો ધારેલું કે મારો વખત આનંદથી પસાર થઈ જશે. કેમ, તમને અહીં રહેવાનું પસંદ નથી?"

"ના ના. એવું કંઈ નથી. ટપાલ નીકળી ગયા પછી હું કાગળ નહિ મોકલી શકું ને?"

"મને આથી દુઃખ થાય છે. ખેર, કાલે તમે આવશો ને?"

"કાલે?"

'હા, કાલે. પિતાજી પોતાના દોસ્તો સાથે શિકાર ખેલવા જવાના છે. તમે નહિ આવો તો હું 'બોર' થઈ જઈશ. તમે કાલે જરૂર આવજો."

'ઊં...હું... કાલે નહિ. કાલે પણ મારે કામ છે. અચ્છા તો હું રજા લઉં છું."

તેને થયું કે એક કોમળ ફૂલને તેણે સોય ભોંકી દીધી છે. મનમાં ને મનમાં તે ખૂબ શરમાયો અને જલદી ત્યાંથી નીકળી ગયો.

"એ તે કંઈ પુરુષ છે?"

રોઝી હજી પણ ટેકરા પર ઊભી રહી હતી અને હસી રહી હતી. પર્વતના શિખરો પણ હસવામાં જાણે તેને સાથ આપી રહ્યાં હતાં. સામેથી સંપતના 'બોસ'ની ગાડી આવી રહી હતી. ગાડીવાળાએ સાવધાન કર્યા પછી જ તે ચેતી જાય છે અને ઝટપટ કિનારે ખસી જાય છે. તેને લાગે છે કે, 'બોસ' તેને ખૂબ ધ્યાનથી

જોઈ રહ્યા છે. તેમણે મને એક વખત પૂછ્યું હતું : ''નાયડુ સાથે દોસ્તી થઈ ગઈ ને?'' હવે મને આ જગ્યાએ ઊભેલો જોઈને મારે વિશે તેમણે શું ધાર્યું હશે?

તે દિવસે સંપત આખો દિવસ ઘરમાં જ ભરાઈ રહ્યો. રહી રહીને રોઝીના હાસ્યનું ગુંજન તેના એકાકીપણાને ભગાડી રહ્યું હતું. એ હાસ્ય જાણે કામળાની નીચે શીતલતા ફેલાવીને તેને ઢંઢોળી નાખતું હતું અને પૂછતું હતું, ''કેમ એકલું એકલું લાગે છે ને?'' હસતી વખતે રોઝીના લિપસ્ટિક લગાડેલા હોઠ ખૂલતા અને બંધ થઈ જતા હતા. એ હોઠોએ જાણે એની ઊંઘ હરી લીધી હતી.

સવાર થતાં જ તેને ઊંઘ આવી જાય છે. આંખ ઊઘડતાં જ બારણા પરની ઘંટીનો ટર્ર... ટર્ર અવાજ સંભળાય છે! ભયની આ ઘડીમાં એને નાયડુની યાદ આવે છે. સવારના પહોરમાં જ તે તેનો પીછો કરવા આવ્યો છે?

સંપત ચુપચાપ પડી રહ્યો. ઘંટી વાગવા સાથે સાથે બારણાના કાચ પર પણ ટકોરા વાગે છે. તે ઊઠીને હાથ પર હાથ રાખીને ધીરે ધીરે ચાલતો બારણા પાસે પહોંચે છે અને કાચમાંથી બહાર જુએ છે. બહાર અરુણાચલમ ઊભો હતો.

''કેમ ભાઈ, તબિયત ઠીક નથી કે શું? વારંવાર ટેલિફોન કરવા છતાં પણ કોઈ જવાબ ન મળ્યો ત્યારે થયું કે ચાલ, જાતે જઈને જ તને મળી આવું. આ ઘંટી વગાડતાં દસ મિનિટ થઈ છતાં તું ન આવ્યો. શું થયું છે?''

''ના, ના. ખાસ કંઈ થયું નથી. અંદર આવો. હું ગાઢ નિંદરમાં હતો.''

''તું ખૂબ ઊંઘ્યો લાગે છે. હમણાં કેટલા વાગ્યા છે, ખબર છે? દસ વાગ્યા છે. આટલે મોડે સુધી સૂઈ રહેવાનું ખાસ કોઈ કારણ છે કે શું?''

''કોઈ ખાસ કારણ નથી. મને થયું કે ડ્યુટી તો સાંજની છે.''

''સંપત! મને થોડી મદદ કરશે?''

''હા. કહો ભાઈસાહેબ!''

''આજે ઘરના કેટલાક લોકો આવવાના છે. હું તેમને મળવા 'ઊટી' જઈ રહ્યો છું. ચાર વાગ્યા સુધી 'બ્રિટ્ટો' રહેશે, તે પછી તું સંભાળી લેશે?''

''જરૂર જરૂર.''

અરુણાચલમ તરત જ ત્યાંથી ચાલી જાય છે.

પાવરહાઉસનું એ વિશાળ ભવન તેને પોતાના શરણસ્થાન જેવું જણાય છે. તેને થાય છે કે ત્યાંના અવાજોમાં તે બધી વાતો ભૂલી શકે છે. આમ વિચારવાથી મનને જરા શાંતિ મળે છે.

જલાશયના કિનારે કિનારે ચાલતી વખતે અણજાણે જ તે તેમના બગીચાની બીજી બાજુ દેખાતા પેલા ઘર તરફ જુએ છે. તે વખતે તેને વીજળીઘરમાં સદા સંભળાતા અવાજને બદલે રોઝીનું હાસ્ય સંભળાય છે. પોતાના દાંત તળે આંગળી

દબાવીને ઊભેલી રોઝીની, તેના લાલ રંગના ખુલ્લા હોઠની યાદ આવે છે.

લુબ્રિકંટ તેલ લાવો, રૂ લાવો, અવાજો...

તે યંત્રમાં આગલી તરફ લાગેલા ભાગને જુએ છે. લાલ બત્તીનો પ્રકાશ સંકેત કરી રહ્યો હતો કે યંત્ર વધારે પડતું ગરમ થઈ જવાથી અંદર ને અંદર ધખી રહ્યું છે, પીગળી રહ્યું છે. તે સમજી ગયો કે બધું 'ઓ.કે.' નથી. એ ભીષણ અવાજો શાંત થઈ ગયા પછી તે 'ક્યંગ - ક્યંગ' અવાજ કરતી ઘૂમતી પવનચક્કીઓ પાસે જઈને તેને ધ્યાનથી જુએ છે.

તેની મદદ માટે તેલની કુપ્પી સહિત ઊભો રહેલો શ્રવણન યંત્રના ગરમ થઈ ગયેલા ભાગોમાં તેલ નાખી રહ્યો હતો. અફસર આવીને ચાલ્યા જાય છે. હંમેશની જેમ શર્માજી 'લેટ' આવે છે. સંપત રામનકુટ્ટીને 'મેસ'માં મોકલીને 'ડોસા' મંગાવી લે છે અને રાતનું ખાવાનું પતાવી લે છે.

શર્મા 'શ્રી રામ જયમ્' લખવા બેસી જાય છે. સંપતની કલ્પના દૂર દૂર દોડવા લાગે છે. તે આ ધ્વનિઓના લયમાં 'તેને' જોવાનો પ્રયત્ન કરે છે.

તે મેજ પર માથું ટેકવીને આંખો મીંચી દેશે તો શું તેને 'રોઝી'નું રૂપ દેખાશે? રોઝીનું હાસ્ય, લાલ હોઠ, સુડોળ હાથ – એ બધાંની તેને રહી રહીને યાદ આવે છે.

તે ઊઠીને જોરથી પોતાનું માથું હલાવે છે; પરંતુ રોઝીનું વ્યંગપૂર્ણ હાસ્ય નિરંતર સંભળાયા કરે છે.

હાય... એ હાસ્ય...

તે પોતાના કાન જોરથી કસીને બંધ કરી દે છે. ધડ ધડ કરતી એક્સપ્રેસ ગાડી ચાલી જવાથી પાટા જેવી રીતે જોરથી હાલી ઊઠે છે એ જ રીતે તેને લાગે છે કે કોઈએ તેને પકડીને જોરથી હલાવી નાખ્યો છે. રામનકુટ્ટી કહે છે, "સાહેબ! ચા. માથું દુઃખે છે કે શું?"

સંપત કોઈ જવાબ આપતો નથી. તે આળસ મરડીને બગાસું ખાય છે.

શર્મા 'શ્રી રામ જયમ્' લખવાનું છોડીને તેને પૂછે છે, "કેમ ભાઈ, વરસાદમાં પલળી ગયો છે કે શું? તું અહીં નવો છે. તારે જરા સંભાળીને રહેવું જોઈએ."

"નહિ ભાઈ..."

"નહિ શું? તારો ચહેરો જ કહી આપે છે. તું જઈને આરામ કર. અહીંનું કામ હું સંભાળી લઈશ. જરૂર પડશે તો તને બોલાવીશ. તું ચાલી જા..."

"ના, ના. એવું કંઈ નથી."

"લાગે છે કે તું આજે ત્રણ વાગ્યે જ ડ્યુટી પર આવી ગયો છે. આજકાલ તારામાં એટલી બધી શક્તિ છે ક્યાં?" કહીને શર્માએ તેને લોખંડની સીડી પર

ચડાવીને ઉપર આરામ કરવાના રૂમમાં ધકેલી દીધો અને પછી પોતાના કામે લાગી ગયો.

રૂમમાં એક સ્ક્રીન, બે બૅન્ચ, એક તકિયો અને કાગળો પડ્યાં હતાં. હીટર લગાવેલું હોવાથી રૂમ ગરમ હતો.

એ એકાંત વાતાવરણમાં સૂઈ ગયા પછી પણ પેલા અવાજોને ભૂલી શકતો ન હતો. ધ્વનિઓના કંપનમાં... પેલી રોઝીના... તેના અંજીર જેવા ગાલોનું કામ છે ને?

''ચાલ, દુષ્ટા ક્યાંની. દૂર ચાલી જા'', કહીને કામળો ફેંકી તે ઝટપટ બેઠો થઈ જાય છે. ખૂણામાં પડેલા અખબારના એક ટુકડામાં તેને મોટા મોટા અક્ષરોમાં છપાયેલા એક સમાચાર દેખાય છે. વિચારધારાને બીજી દિશામાં વાળવાને તે અખબારનો ટુકડો ઉઠાવીને સમાચાર વાંચવા લાગે છે.

સમાચારનું મથાળું હતું, 'વીજળીઘરના ઊંડા કૂવામાં પડેલો હાથી.' આ બનાવ ક્યારેક કોઈ વીજળીઘર પાસે બન્યો હતો. હાથી ઊંડા કુંડમાં પડી ગયો હતો. તેને કાઢવાને લોખંડની સાંકળો લટકાવવામાં આવી અને ક્રેઇનનો પ્રયોગ કરવામાં આવ્યો. મનમાં ને મનમાં આ બનાવની કલ્પના કરતાં તે આંખો મીંચી લે છે.

ઊંચાં ઊંચાં 'બીમ'વાળા બે ક્રેઇન. તેના ચાલવાના અને હાથીની બૂમોના અવાજો ધીરે ધીરે તેને સંભળાય છે. જરાક ભૂલ થઈ ગઈ. તે ભયંકર અવાજ કરતો ધડામ દઈને પડે છે. 'કોઈ છે? અરે! ત્યાં કોઈ છે? ત્યાં શું થયું? શું હાથીને કુંડમાંથી કાઢી શકાશે?' તે કુંડની અંદર ડોકિયું કરીને જુએ છે.

તેને લાગે છે કે તેના પગ તળેની ભૂમિ ઝડપથી ઘૂમી રહી છે. 'અરે એ તો એ જ... એ જ છે ને? વિદ્યુતલતારૂપે હોડીમાં બેસીને આવી હતી?' તેને... તેને કીચડમાં કોણે ધકેલી દીધી?

તે આમ વિચાર કરી રહ્યો હતો ત્યાં તેને કોઈના હસવાનો અવાજ સંભળાયો. શું રોઝી હસી રહી છે? એકાએક શરીરની નસેનસને ધ્રૂજાવી નાખનાર ભયંકર અવાજ સંભળાય છે. તે વખતે ત્યાં પડેલી બૅન્ચ પણ હાલવા લાગે છે. તેના કુંડમાં પડવાની યાદ આવતાં જ તેની કર્તવ્યભાવના જાગી ઊઠે છે.

''બટન બંધ કરી દો, બંધ કરી દો. બંધ કરો!'' કહેતો ઝટપટ ઊઠતો તે સીડી ઊતરી નીચે ચાલી આવે છે.

''કેમ સંપત! આટલો બધો ગભરાઈ કેમ ગયો છે?''

''અવાજો... અવાજો...''

''બધું ઠીક છે. તું જાતે જોઈ લે. બધું બરોબર છે કે નહિ.''

લાલ બત્તી બંધ હતી. પાણી પડવાનો, પવનચક્કીઓ ઘૂમવાનો, સાથે સાથે

કોઈના હસવાનો અવાજ સંભળાય છે.

"કેટલા વાગ્યા છે, સર?"

"બે વાગ્યા છે. તું પંદર મિનિટ પહેલાં જ સૂવા ગયો હતો..."

"આ શોરમાં હું કેવી રીતે સૂઈ શકું. મારું માથું દુ:ખે છે."

"અહીંની સૌથી મોટી મુશ્કેલી તો આ જ છે. જ્યાં સુધી આ અવાજોથી ટેવાઈ નહિ જવાય ત્યાં સુધી તે અજબ લાગે છે. કાનમાં રૂ લગાવીને સૂવાનો પ્રયત્ન કર. બધું ઠીક થઈ જશે. અચ્છા, તેં સપનું તો નથી જોયું ને?"

તે શું જવાબ આપે?

"હું પહેલી વાર વીજળીઘરમાં કામ કરવા આવ્યો ત્યારે મને પણ એમ જ લાગતું હતું. તે જમાનામાં 'ઑટોમેટિક' મશીનો ક્યાં હતાં? ખૂબ કષ્ટ વેઠવું પડતું હતું. ઘરે ગયા પછી પણ એ જ અવાજો સંભળાતા હતા. ભ્રમ થતો હતો કે એ જ અવાજો વાતાવરણમાં ગુંજી રહ્યા છે. હું બીજે જ મહિને ગામ જઈને લગ્ન કરીને પાછો આવ્યો ત્યારે કંઈ ચેન પડ્યું."

શર્માના ચહેરા પર એકાએક વિજયનું સ્મિત વીજળીની જેમ ઝબકીને વિલીન થઈ જાય છે. સંપત ફરીથી ઉપર સૂવા જતો નથી. તે આંખો મીંચીને વિચાર કરવા લાગે છે, ઘરે કાગળમાં શું લખવું તેનો.

"અહીં 'મેસ'માં સારું ખાવાનું મળતું નથી. મારા પેટમાં હંમેશાં દર્દ થાય છે. અહીં સારી હૉટલ નથી. અહીંના બધા લોકો મને લગ્ન કરી લેવાનું કહે છે. જો સારી છોકરી મળી જાય તો મારે પણ..."

# 15

# કુમારપુરમ સ્ટેશન

**- કુ. અલગિરિસામી**

કુમારપુરમ નિર્જન સ્થાન પર આવેલું એક સ્ટેશન છે. તેની ચારે બાજુ અડધા માઈલને અંતરે એકે ગામ નથી. સ્ટેશન બનાવ્યા પછી એનું કોઈ ને કોઈ નામ તો આપવું જોઈએ ને? એ દૃષ્ટિએ એ સ્ટેશનનું નામ કુમારપુરમ રાખવામાં આવ્યું હતું. પૂર્વ ભણી એક માઈલ દૂર આવેલા કુમારપુરમ ગામે છેલ્લાં પંચોતેર વર્ષથી એ સ્ટેશનનો જાણે બહિષ્કાર કર્યો છે. કહેવાય છે કે દાદુ[1] વર્ષમાં દુકાળ સમયે ભલાઈ માટે તિરુચીથી તિરુનલવેલી સુધી રેલવે નાખવામાં આવી હતી. આ સ્ટેશન એ જ માર્ગે કોવિલપટ્ટી નામના સ્થાને દક્ષિણમાં સાત માઈલ દૂર આવેલું છે. આસપાસનાં ગામડાંઓમાં રહેનારા લોકો પોતાના જીવનકાળમાં એક વાર કે બે વાર જ યાત્રાએ નીકળતા હતા. ત્યાંથી દસ માઈલ દૂર ચંડિકાદેવીનું એક મંદિર હતું. ત્યાં જઈને ખીર ચડાવવાની એક પ્રથા હતી. આ યાત્રા માટે ન તો રેલવેની જરૂર હતી, ન તો મોટરની. મોટે ભાગે લોકો એવાં સ્થળોએ આવ-જા કરતાં કે જે સ્થળ સ્ટેશનથી ઓછા અંતરે આવેલું હોય. આવી સ્થિતિમાં એ ગ્રામવાસીઓ સીધા જ પગે ચાલીને ન જતાં સ્ટેશને જઈને ગાડી પકડે એમાં કયું ડહાપણ હતું?

આ સ્ટેશનના ઇતિહાસ પ્રમાણે સુબ્બરામ અય્યર આ સ્ટેશન પર આવનાર મુખ્ય વ્યક્તિઓમાં પ્રથમ ગણાવી શકાય. તેઓ કોવિલપટ્ટીથી ત્રણ દિવસ પહેલાં જ આવ્યા હતા. તેઓ નવા સ્ટેશનમાસ્તરના બાળમિત્ર હતા. કેટલોક વખત તેઓ સ્કૂલમાં સાથે જ ભણ્યા હતા. દૂરના સગા પણ થતા હતા. સ્ટેશનમાસ્તરને અચાનક જ એ નિર્જન સ્ટેશનમાં પોતાના મિત્રનું સ્વાગત કરવાનો અને જમાડવાનો એક અવસર મળી ગયો. તેમના પુત્રની છઠ્ઠી વર્ષગાંઠ હતી. એ બહાને તેમણે મિત્રને નિમંત્રણ આપ્યું. સુબ્બરામ અય્યર એ શાંત વાતાવરણમાં પોતાના મિત્ર સાથે

1. તમિલ વર્ષમાંનું એક વર્ષ.

આરામથી વખત પસાર કરવાના વિચારથી આવી પહોંચ્યા.

સુબ્બરામ અય્યર વર્ષગાંઠના ઉત્સવ માટે આવેલા એકમાત્ર અતિથિ હતા. બાળપણના એ બે મિત્રો રાત આખી પોતાના જીવનના વિષયમાં, એક દેશ છોડીને બીજે દેશ જતાં બનેલી ઘટનાઓ અને પોતાના કુટુંબના વિષયમાં વિસ્તારથી ચર્ચા કરતા રહ્યા. સ્ટેશનમાસ્તરે પૂછ્યું કે કોવિલપટ્ટીમાં કેવી કેવી સગવડો છે? સુબ્બરામ અય્યરે પૂછ્યું કે કુમારપુરમ સ્ટેશનમાં તેઓ વખત કેવી રીતે પસાર કરી શકે છે? આવી બધી વાતોમાં એક દિવસ પસાર થઈ ગયો.

બીજે દિવસે સ્ટેશનમાસ્તર તેમની પાસે કામ પર જવાની રજા માગીને કામે ચાલી ગયા. દિવસના જ્યારે સ્ટેશનમાસ્તર ઘરમાં ન હોય ત્યારે સુબ્બરામ અય્યર તેમના પુત્રની સાથે બેસીને વિનોદ કરતા રહ્યા. તેમને છોકરાઓ સાથે રમવાની અને મનોવિનોદ કરવાની ટેવ ન હતી તેનું કારણ કદાચ તેમનો વ્યવસાય હતો; પરંતુ આ વખતે વાતો કરવા માટે અહીં એ નાનોસરખો છોકરો જ તો હતો. તેની સાથે ગમે તેમ કરીને તેમણે બપોરનો વખત પસાર કર્યો. ખાઈને તેઓ બે કલાક માટે સૂઈ ગયા. ત્રણ-સાડા ત્રણ વાગ્યે ઊઠી ગયા અને એક પુસ્તક લઈને સ્ટેશને ગયા.

પ્લેટફોર્મ પર પાંચ-છ લીમડાનાં ઝાડ હતાં. ગરમીની મોસમ હોવાને લીધે પુષ્પોથી લદાયેલાં વૃક્ષો પરથી ઢગલાબંધ ફૂલો જમીન પર વિખરાઈ ગયાં હતાં. સ્ટેશન પર તાજાં ફૂટેલાં પાનવાળાં એ સઘન વૃક્ષો પર થઈને શીતલ સુગંધિત પવન લહેરાઈ રહ્યો હતો. તેઓ સ્ટેશનને એક છેડે પડેલી એક બૅન્ચ પર બેસી ગયા, જ્યાં સરસ પવન આવતો હતો. ત્યાં બેસીને તેઓ પુસ્તક વાંચવા લાગ્યા. થોડી વાર પછી દક્ષિણ તરફથી એક ઍક્સપ્રેસ ગાડી આવી. હંમેશની જેમ આ ગાડી સ્ટેશન પર થોભ્યા વિના જ પસાર થઈ ગઈ. હવે સાંજના છ વાગ્યા પછી જ બીજી ગાડીઓ આવનાર હતી. એટલે સ્ટેશનમાસ્તર પોતાના મિત્ર પાસે આવીને બેઠા. સુબ્બરામ અય્યરે ચોપડી બંધ કરીને નીચે મૂકી દીધી અને હસતાં હસતાં પૂછ્યું, ''આ સ્ટેશન પર પણ કોઈ મુસાફર આવે છે ખરા?''

સ્ટેશનમાસ્તરે જવાબ આપ્યો, ''હા. શા માટે ન આવે? કાલે જ એક યાત્રી આવ્યો હતો.''

સુબ્બરામ અય્યર જોરથી હસી પડ્યા. 'કાલે આવેલા યાત્રી' તેઓ પોતે જ હતા.

તેમણે જોર જોરથી હસતાં કહ્યું, ''આ જાતનાં જો બીજાં સ્ટેશન હોય તો બસ. રેલવેના બજેટમાં દર વર્ષે ખોટ જ જણાય.'' તે પછી તેમણે હસવાનું અને બોલવાનું બંધ કરી દીધું.

"ના. એમ ન કહી શકાય. કાલે સોમવાર છે. કોવિલપટ્ટીમાં બજાર ભરાશે. દસેક લોકો ટિકિટ લેવા જરૂર આવશે."

"તો એમ જ કહો ને, કાલે આ સ્ટેશનને બે રૂપિયાની આવક થશે."

બન્ને હસી પડ્યા. એ વખતે કટ્ટપ્પૈયા નામનો એક કુલી ખૂણામાં ઊભો ઊભો તેમની વાતો સાંભળી રહ્યો હતો.

"આ સ્ટેશન કેમ બનાવવામાં આવ્યું? એ ન હોત તોપણ કોઈને નુકસાન થવાનું ન હતું."

"ચારે બાજુ વસેલા ગ્રામવાસીઓ એક બીજી રીતે પણ આ સ્ટેશનનો ઉપયોગ કરે છે. સ્ટેશન હોવાને લીધે આ રીતનો ફાયદો થાય છે એનો મને અહીં આવ્યા પછી ખ્યાલ આવ્યો."

સુબ્બરામ અય્યર ચુપચાપ તેમની વાતો સાંભળી રહ્યા હતા. સ્ટેશનમાસ્તર આગળ બોલ્યા, "આજકાલ તો ગરમીની મોસમ છે એટલે ચારે બાજુનું મેદાન સુકાઈ ગયું છે. ક્યાંય લીલોતરી નજરે ચઢતી નથી. બીજી મોસમમાં એમ નથી થતું. અહીંની જમીન ખૂબ ઊપજવાળી છે. બધી જ જાતનું અનાજ ઊગે છે. ખેતરમાં કામ કરતા લોકો પીવાનું પાણી ભરવાને માટીનો ઘડો લઈને અહીં આવે છે. તેમને ઓછામાં ઓછા વીસ ઘડા પાણીની જરૂર પડે છે. એ રીતે આ સ્ટેશન તેમને માટે ખૂબ કામનું છે."

"તો એમ જ કહો ને કે આ સ્થળે પાણીનું 'પરબ' કરવાને બદલે સ્ટેશન બનાવવામાં આવ્યું છે."

સ્ટેશનમાસ્તર હવે ગંભીર થઈ ગયા. તેઓ બોલ્યા, "જ્યાં એક ચીજની જરૂર પડે છે ત્યાં મનુષ્ય બીજી ચીજનું નિર્માણ કરી લે છે. કોઈ કામ માટે જે વસ્તુ બનાવવામાં આવે છે તેનો ઉપયોગ બીજા કામ માટે થઈ જ જાય છે. માણસ ચોક્કસ ઇરાદાથી પૈસા ખર્ચે છે; પરંતુ અંતે તેને ખબર પડે છે કે તેણે નાહક પૈસા ખર્ચ્યા. જ્યારે દુનિયામાં જ આવો દોષ જોવા મળે છે તો કુમારપુરમ સ્ટેશનની જ નિંદા શા માટે?"

સુબ્બરામ અય્યર વ્યંગભર્યું હાસ્ય હસીને બોલ્યા, "તમે તમારી સ્ટેશનરૂપી બારીમાંથી સારી દુનિયાને જોઈ રહ્યા છો. ખૂબ આશ્ચર્યની વાત છે કે છ મહિનામાં જ તમારા મનમાં પથ્થરના બનેલા આ ભવન પ્રત્યે આટલો મોહ પેદા થઈ ગયો છે."

સ્ટેશનમાસ્તર જરાક આવેશમાં આવી જઈને બોલ્યા, "જરા એ તો કહો કે કોવિલપટ્ટીમાં સ્કૂલ છે તે શા માટે ખોલવામાં આવી છે?"

"સ્કૂલ શા માટે શરૂ કરવામાં આવી છે? છોકરાંઓને ભણવા માટે જ સ્કૂલ

ખોલવામાં આવે છે.''

''તમારી એ વાત સાથે હું સંમત થાઉં છું; પરંતુ તેમાં શું સેંકડો છોકરાઓ ભણે છે?''

''તમે આવો સવાલ શા માટે કરો છો?''

''જાણી જોઈને હું આ પ્રશ્ન પૂછું છું. તમે જવાબ આપો.''

''..............................................''

''તમે એમ તો કહેશો જ કે બાળકો જ્ઞાનવૃદ્ધિ માટે ભણે છે.''

''કેમ, તમે એ સિવાય બીજાં કયાં કારણ બતાવવાના છો?''

''એવો કોઈ મૂરખ નથી કે જ્ઞાનવૃદ્ધિ માટે જ બાળકોને સ્કૂલમાં મોકલે. આપણે બન્ને શું માત્ર જ્ઞાન વધારવાને માટે સ્કૂલમાં ભણ્યા હતા? જો એવો કોઈ કાયદો થઈ જાય કે અશિક્ષિતોને પણ નોકરી મળી જશે તો કોઈ વરસાદથી બચવાને માટે પણ સ્કૂલમાં આવીને ઊભું નહિ રહે.'' સ્ટેશનમાસ્તરે પડકાર ફેંક્યો.

સુબ્બરામ અય્યરના હસવા સાથે પાસે ઊભેલો કુલી પણ હસી પડ્યો. તેની હાજરીમાં મજાક કરવાનું યોગ્ય નથી એમ સમજી કદાચ સુબ્બરામ અય્યર ચુપ થઈ ગયા અને તેમણે પોતાનું પુસ્તક ઉઠાવી લીધું.

''કેમ તમે ચુપ થઈ ગયા?'' કહીને સ્ટેશનમાસ્તરે તેમને જવાબ આપવાને ટંટોળ્યા.

''વાતોમાં તમારાથી કોણ જીતી શકે છે? જ્યાં સુધી ચંદ્ર-સૂરજ છે ત્યાં સુધી આ કુમારપુરમ સ્ટેશન પણ રહે તેમાં મને કોઈ નુકસાન નથી'', કહીને સુબ્બરામ અય્યર પુસ્તકનાં પાનાં એવી રીતે ફેરવવા લાગ્યા કે જાણે કોઈ વિશેષ પ્રસંગ શોધી રહ્યા હોય.

સ્ટેશનમાસ્તરે કુલીને બોલાવીને ''કટ્ટપ્પૈયા! ઘેર જઈને કૉફી બનાવવાનું કહી દે'' કહી તેને ત્યાંથી રવાના કરી દીધો.

સુબ્બરામ અય્યર બોલ્યા, ''ચાલો, આપણે પણ જઈએ.''

થોડી વાર પછી બન્ને સ્ટેશનની પાસે આવેલા ઘર ભણી ચાલવા લાગ્યા.

ત્રીજે દિવસે સવારે, આઠ વાગ્યે, એક પેસેંજર ગાડી ઉત્તર તરફ જવાની હતી. તે દિવસે સોમવાર હતો. કોવિલપટ્ટીમાં ભરાનાર બજારમાં જનારા ચાર-પાંચ યાત્રી સાત વાગ્યા પહેલાં જ પોતાની ગુણો સાથે સ્ટેશન પર આવીને બેઠા હતા. તેઓ પાન ખાતા ખાતા પરસ્પર વાતચીત કરી રહ્યા હતા. સવાસાત વાગ્યે સુબ્બરામ અય્યર પણ નાસ્તો કરી, પ્લૅટફૉર્મ પરના લીમડાના વૃક્ષ નીચેની એક બૅન્ચ પર આવીને બેસી ગયા અને પહેલા દિવસની જેમ ચોપડી હાથમાં લઈ વાંચવા લાગ્યા. ગામડાના લોકો તેમના સ્વભાવ પ્રમાણે જોર જોરથી વાત કરી રહ્યા હતા તેથી તેઓ

શાંતિથી વાંચી ન શક્યા. લીમડાનાં વૃક્ષોમાંથી આવતો સુગંધિત પવન પણ તેમનું ધ્યાન ખેંચી રહ્યો હતો.

"આ મરુસ્થલમાં પણ આ પ્રકારની સુગંધ છે, આ રીતે મંદ મંદ વાતો પવન છે. ચારે બાજુ જોતાં કાળી માટી જ માટી જણાય છે. આ ભૂમિમાં પણ કેટલાંક વૃક્ષ ઊગીને હવામાં આ રીતની અનુપમ સુગંધ ભરી રહ્યાં છે. આ સુગંધ પણ આ જ માટીમાંથી પેદા થઈ છે." તેઓ દૂર દેખાઈ રહેલાં ગામો તરફ જોવા લાગ્યા. "આ ગામડાઓમાં રહેનારા સેંકડો પુરુષો અને સ્ત્રીઓ આ ભૂમિને આધારે જ જીવે છે. એ કાળી માટી તેમને સુગંધ આપે છે.... જીવન પણ આપે છે."

તેઓ જે પુસ્તક વાંચી રહ્યા હતા તેની શબ્દાવલીને અનુરૂપ તેમની વિચારધારા પ્રવાહિત થઈ રહી હતી. તેમની ચિંતનધારા અજ્ઞાત દિશા ભણી વહી ગઈ, જાણે કે એ ચોપડીને તેઓ આગળ વાંચી રહ્યા છે. એકાએક તેમણે જોયું કે પશ્ચિમ ભણીથી, લગભગ અડધો માઈલ દૂરથી, ચાર-પાંચ માણસ જલદી જલદી સ્ટેશન તરફ દોડતા દોડતા આવી રહ્યા હતા.

સુબ્બરામ અય્યરે મનમાં વિચાર્યું. "હજી ગાડીને વાર છે. આ લોકો આ રીતે પરસેવાથી રેબઝેબ થઈને શા માટે દોડતા આવી રહ્યા છે? એથી વધારે દયા તેમને એ લોકો પર આવી જે એક કલાક પહેલાં જ સ્ટેશન પર આવીને બેઠા હતા.

તેઓ મનમાં ને મનમાં જ બોલી ઊઠ્યા. "બિચારા નાદાન લોકો છે."

લીમડાના વૃક્ષોમાંથી ચળાઈને રહી રહીને આવતો પવન સારો લાગતો હતો. તેમને થયું કે હવા ખાવા માટે ગરમીની મોસમમાં અહીં રહેવું જોઈએ. આવી મનઃસ્થિતિમાં ચારે બાજુ ફેલાયેલી માટી, ઘાસ, ઘાસની વચ્ચે ખીલેલાં જંગલી ફૂલો અને માટીના રંગના જંગલી ફોડા પ્રત્યે તેમના મનમાં મોહ જાગ્યો. થોડી જ વારમાં ગાડીમાં ચડીને અહીંથી ચાલી જઈશ – એવા વિચાર મનમાં ઊઠતાં જ એ મોહ કંઈક પ્રબળ થઈ ઊઠ્યો.

"માણસો પણ ક્યાં ક્યાં રહે છે! તેઓ મનુષ્યરૂપે પણ રહે છે." થોડી વાર પછી બે-ત્રણ વ્યક્તિ પ્લેટફોર્મ પર આવી. તેમણે માથું ઊંચું કરીને સિગ્નલ ભણી જોયું અને ત્યાં જ એક છેડે ઊભા રહી ગયા. એક માણસે ક્યારેક ગાય ખરીદી હતી એનું વર્ણન તે વાર્તારૂપે કરી રહ્યો હતો અને બાકીના લોકો 'હં હં' કરી તેની વાત સાંભળી રહ્યા હતા.

સુબ્બરામ અય્યરે તેમની વાતો ધ્યાનથી સાંભળી. તેમને લાગ્યું કે એ લોકોની વાતોમાં સત્ય જ નહિ, ગંભીરતા અને સરલતા પણ છે. તેમના મનમાં એવી ઇચ્છા જાગ્રત થઈ કે આ લોકોને પાસે બોલાવીને તેમના જીવનની કથા આદિથી અંત સુધી સાંભળે

અડધો માઈલ દૂરથી, સફેદ ધોતિયું પહેરીને દોડતી આવતી જે વ્યક્તિઓ દેખાતી હતી તેમાં હતા ચાર છોકરા અને એક વૃદ્ધ. તેઓ ખાંસી ખાતા પોતાના આગમનની સૂચના આપતા સ્ટેશને આવી પહોંચ્યા. આવતાં જ દોડીને આવેલા વૃદ્ધે કહ્યું, ''ટિકિટબારી બંધ થઈ ગઈ?''

ત્યાં ઊભા રહીને વાતો કરતા લોકોમાંથી એક જણ બોલ્યો, ''ના.''

એ જાણી તેમને નિરાંત થઈ. એ ચારે છોકરાઓની નજર એકીસાથે લીમડાના ઝાડ નીચે બેન્ચ પર બેઠેલા સુબ્બરામ અય્યર પર પડી. તેમને જોતાં જ એ લોકોના મનમાં તેમના પ્રત્યે માન ઉત્પન્ન થયું અને તેઓ જાણે શ્વાસ પણ ધીરે ધીરે લેવા લાગ્યા. આ પ્રકારની વ્યક્તિને વર્ષમાં એકાદ વાર જોવાનું પણ તેમને માટે દુર્લભ હતું. તેમની સ્કૂલમાં ક્યારેક ક્યારેક આવનાર મોટા ઇન્સ્પેક્ટર સાહેબની જેમ અય્યરબાબુએ પણ પગમાં બૂટ પહેર્યા હતા અને બંધ ગળાનો કોટ પહેર્યો હતો. જરીદાર અંગવસ્ત્ર પણ હતું. માથાની ટાલ પણ તેમની ગરિમાને વધારી રહી હતી. પલક માર્યા વિના પોતાની તરફ જોઈ રહેલા એ છોકરાઓને અય્યરબાબુએ પણ જોયા. તે ચારે છોકરાઓ લગભગ સરખી ઉમ્મરના હતા. તેમની ઉમ્મર 12થી 15 વર્ષની વચ્ચે હશે. દરેક છોકરાના હાથમાં એક-બે ચોપડીઓ અને થોડાક સફેદ કાગળ હતા. તેમના ખમીસના ખિસ્સામાં પેન્સિલ દેખાઈ રહી હતી તે પરથી લાગતું હતું કે તેઓ સ્કૂલના વિદ્યાર્થી છે. જો કે તે છોકરાઓ અને અય્યરબાબુ પરસ્પર એકબીજાને જોઈ રહ્યા હતા છતાં [illegible] વાતચીત કરવાનો પ્રયાસ ન કર્યો. ત વખતે સિગ્નલ પડ્યો. સ્ટેશનમાસ્તર [illegible] સુબ્બરામ અય્યરની પાસે આવ્યા.

[illegible] કે આ જગ્યા તમને ખૂબ ગમે છે. તમે અહીં [illegible]

સુબ્બરામ અય્યર બોલ્યા ''અહીં સરસ હવા આવે છે [illegible] પોતાની ટિકિટ લઈ લીધી.

''એમ છે તો હવે પછીની રજાઓમાં પાછા અહીં આવજો [illegible] દિવસમાં પાછા ન જતાં ઓછામાં ઓછા દસેક દિવસ રહેજો.''

''હા, એમ જ કરીશ. દસ જ દિવસ ને? રામ ચૌદ વર્ષ [illegible] તો હું શું દસ દિવસ માટે પણ અહીં નહિ રહી શકું?''

સ્ટેશનમાસ્તર બોલ્યા, ''એ જ વનવાસમાં રામને પોતાના [illegible] હતા. વનવાસને લીધે જ તેમને રામત્વ પ્રાપ્ત થયું હતું.''

સુબ્બરામ અય્યરે મજાકમાં કહ્યું, ''સ્કૂલ છોડ્યા પછી તમે [illegible] અધ્યયન કર્યું લાગે છે.'' પરંતુ તેમને થયું કે મિત્રની વાતોમાં [illegible] સત્ય છે.

આ રીતે વધારે વાતો કરવાનો વખત તેમની પાસે ન હતો. ગાડી પાસે આવવાનો સમય થવા માંડ્યો હતો. સ્ટેશનમાસ્તર કોઈ કામ માટે સ્ટેશનની અંદર ગયા. છોકરાઓને ત્યાં જ ઊભા રાખી વૃદ્ધ ટિકિટ ખરીદી લાવ્યા. બધા મુસાફરો ટિકિટ સાથે પ્લેટફોર્મ પર પહોંચ્યા અને ગાડીમાં ચડવાને તૈયાર થઈ ગયા.

બરાબર વખતે ગાડી આવી પહોંચી. જે ડબ્બામાં અય્યરબાબુ ચડ્યા તે જ ડબ્બામાં પેલા વૃદ્ધ અને તેમની પાછળ બધા છોકરાઓ પણ ચડ્યા. ડબ્બામાં ખૂબ જગ્યા હતી. અય્યરબાબુ બારી પાસે બેસી ગયા. તેમની સામેની સીટ ખાલી હતી. છોકરાઓ તેની ઉપર બેસી ગયા. વૃદ્ધ સુબ્બરામ અય્યર પાસે જઈને બેઠા. સુબ્બરામ અય્યરની ડાબી બાજુ એક વિશાળકાય વ્યક્તિ ખૂબ સામાન સાથે બેઠી હતી. તેમની સામે બારી પાસે એક સ્ત્રી બેઠી હતી, જેનું વજન પેલી વ્યક્તિના વજનનો પોણો ભાગ હતું. એ સ્ત્રી પાસે કેટલીક પોટલીઓ, વાસણકૂસણ વગેરે હતું.

ગાડી કુમારપુરમ સ્ટેશનેથી ઊપડી.

છોકરાઓ બન્ને બાજુની બારીઓમાંથી ઊલટી દિશામાં દોડતાં વૃક્ષોને આનંદથી જોવા લાગ્યા. એ છોકરાઓના ચહેરા પર આશ્ચર્ય અને આનંદના ભાવોને જોઈને સુબ્બરામ અય્યરને એમ જ લાગ્યું કે તેઓ પહેલવહેલી વાર રેલયાત્રા કરી રહ્યા છે. તેઓ તેમની સાથે વાતો કરવા માગતા હતા. તેમના જેવી વ્યક્તિ કોઈની સાથે એકદમ કેવી રીતે વાતચીત શરૂ કરી શકે? તેમને એ કામ જરાક મુશ્કેલ લાગ્યું.

થોડી વાર પછી પશ્ચિમની બારી પાસે બેઠેલી પેલી વિશાળકાય વ્યક્તિએ આ છોકરાઓ સાથે વાતચીત શરૂ કરી. તેમણે પૂછ્યું, ''કેમ ભાઈ, ક્યાં જઈ રહ્યા છો?'' તેમનો અવાજ પણ તેમના શરીર કરતાં ભારે હતો.

તેમને જવાબ આપવાની ઇચ્છા છોકરાઓને ન થઈ. તેમને બદલે વૃદ્ધ મહોદય બોલ્યા, ''આ છોકરાઓ કોવિલપટ્ટીની મોટી સ્કૂલમાં દાખલ થવા જઈ રહ્યા છે.''

છોકરાઓએ પેલા માણસને માથાથી પગ સુધી જોયો. તેના કાનમાં હીરાનાં લવીંગિયાં, હીરાની વીંટી, સોનાનાં બટન, રિસ્ટ વૉચ – બધી ચીજો તેમનું ધ્યાન આકર્ષી રહી હતી.

''કયા ક્લાસમાં દાખલ થવાના છે?''

''અહીં ગામમાં છઠ્ઠું ધોરણ પાસ કર્યું છે. એટલે સાતમા ધોરણમાં દાખલ કરાવવા છે.''

''આ છોકરાઓ કયા ગામના છે?''

''ઈડૈશેવલના.''

''ઈડૈશેવલ? ત્યાં સાતમું ધારણ નથી?''

"ના. તે માટે સરકારને અરજી કરી છે."

"ક્લાસ પાસ કર્યાનું સર્ટિફિકેટ છે?"

"હા. છે."

"તેમ છતાં પણ પરીક્ષા લઈને જ દાખલ કરશે?"

વૃદ્ધ બોલ્યા, "એટલા માટે મોટા માસ્તરસાહેબે મહિના સુધી ઘેર બોલાવીને તેમને ભણાવ્યા છે."

વિશાળકાય વ્યક્તિએ એક છોકરા તરફ જોઈને કહ્યું,

"જો હું ત્રણ સવાલ પૂછું છું. જો તું તેનો ખરો જવાબ આપીશ તો તને સાતમા ધોરણમાં દાખલ કરી દેશે." તે બાદ તેમણે પૂછ્યું, "વૉટ ઇઝ યૉર નેમ?"

એક છોકરો બોલ્યો, "માઈ નેમ ઇઝ શ્રીનિવાસન."

બીજો પ્રશ્ન હતો, "વૉટ ઇઝ યૉર ફાધર્સ નેમ?"

"માઈ ફાધર્સ નેમ ઇઝ રામસ્વામી નાયડુ."

તેમણે ત્રીજો પ્રશ્ન પૂછ્યો, "વીચ ક્લાસ યુ હેવ પાસ?" તેમનું આવું અંગ્રેજી સાંભળીને સુબ્બરામ અય્યર મનમાં ને મનમાં હસ્યા. શ્રીનિવાસને જવાબ આપ્યો, "સિક્સ્થ ક્લાસ."

"બસ ઘણું છે. તું તો હોશિયાર છોકરો છે. આ જ રીતે પટ પટ જવાબ આપજે. તને સાતમા ધોરણમાં જરૂર દાખલ કરશે."

છોકરાના આનંદનો પાર ન રહ્યો.

વૃદ્ધે પેલી વ્યક્તિને કહ્યું, "તમે આ બીજા છોકરાઓને પણ પૂછો."

"મને આટલું જ અંગ્રેજી આવડે છે. એથી આગળ મારા માસ્તરે કંઈ ભણાવ્યું નહિ", કહીને તેઓ જોરથી હસી પડ્યા. હસતી વખતે તેમનું પેટ જોરથી હાલવા લાગ્યું.

સામે બેઠેલી તેમની પત્ની અને સુબ્બરામ અય્યર ધીરેથી હસ્યાં.

ગ્રામીણ વૃદ્ધે તેમને પૂછ્યું, "તમારું ગામ કયું છે?" તિરુનલવેલી જંક્શનમાં જે 'પંકજ વિલાસ' કૉફી ક્લબ છે તે અમારી જ છે. તમે જોઈ છે ને?"

"તિરુનલવેલી! બસ! એક વાર નાનો હતો ત્યારે ગયો હતો."

"એ હૉટલ અમારી છે. આ છોકરાઓની જેમ હજારો બાળકો અમારી હૉટલમાં ભોજન કરીને ભણ્યા છે. હું પણ પચ્ચીસ વર્ષથી જોતો આવ્યો છું કે કૉલેજના છોકરા જંક્શનવાળી અમારી હૉટલ સિવાય બીજે ક્યાંય જતા નથી."

"સારી હૉટલ છોડીને કોણ જાય?"

તેમણે છોકરાઓ તરફ જોઈને કહ્યું, "જુઓ, તમે લોકો કૉલેજમાં ભણવા જાવ ત્યારે અમારી હૉટલમાં જ ખાવા આવજો."

છોકરાઓ ખુશ થઈ ગયા. એક નગરવાસી તેમની સાથે આટલા બધા પ્રેમથી વાત કરે છે તે જોઈ તેમને લાગ્યું કે તેમનું રાજોચિત સ્વાગત થઈ રહ્યું છે.

"શ્રીમાનને કેટલા છોકરા છે?" વૃદ્ધ ગ્રામીણે પૂછ્યું.

તેમણે જવાબ આપ્યો, "અમારી દુકાનમાં જેણે ભોજન કર્યું છે અને જે કરશે તે બધા અમારા છોકરા છે."

વૃદ્ધ તેમની વાત સમજી ન શક્યા. હૉટલવાળા સજ્જનને એ ખ્યાલ આવી ગયો. છતાં પણ તેમણે તેના વિસ્મયને દૂર કરવાનો પ્રયાસ ન કર્યો. તેઓ બોલ્યા. "તમે એમ ધારતા હશો કે અમે અમારા સગા છોકરાઓને પૈસા લઈને ભોજન આપતા હોઈશું, પરંતુ શું થાય! હૉટલવાળા એટલું બધું દાન કરી શકતા નથી. છતાં પણ હું મારી શક્તિ મુજબ દાન કર્યા વિના રહેતો નથી. મેં કેટલાય છોકરાઓને સ્કૂલની ફી ભરવાના પૈસા આપ્યા છે. એમાંથી થોડાક પાછા લીધા છે તો થોડાક નથી લીધા." શાંત મને આમ કહ્યા પછી બીજી જ ક્ષણે તેમણે પત્નીને ખાવાનું કાઢી આપવાનું કહ્યું. હા, તેમણે ખુદ પોતાને માટે જ પકવાન માગ્યાં હતાં.

ગ્રામીણ વૃદ્ધે પૂછ્યું, "તમારે ક્યાં જવાનું છે?"

"અમે મદુરા જઈ રહ્યા છીએ. ત્યાં એક લગ્ન છે."

વૃદ્ધે ફરીથી પેલો પ્રશ્ન પૂછ્યો, "શ્રીમાન, તમારે કેટલાં સંતાન છે?"

"મેં કહ્યું ને કે બધાં છોકરાં અમારાં બાળકો છે. અમારે ઘરે પેદા થતા બાળકો જ શું અમારાં છે? આ ચારે છોકરાઓ અમારા બાળકો છે. બોલો, હવે શું કહેવું છે?"

વૃદ્ધ મહોદય તેમની વાત સમજી ગયા. તેઓ બોલ્યા, "લાગે છે કે તમારે એકે સંતાન નથી. ખેર, કંઈ વાંધો નહિ. તમે તો કહ્યું છે કે બધાં બાળકો તમારાં જ છે. મારી જ વાત કરું. આ છોકરાઓમાંથી એક મારો પૌત્ર છે. બાકી ત્રણ તેની સાથે ભણે છે. સૌને મારા સગા છોકરાઓની જેમ ગણીને કોવિલપટ્ટી લઈ જાઉં છું. પેલો જે છોકરો છેલ્લે બેઠો છે તે ગરીબ કુટુંબનો છોકરો છે. તેના પિતા ચિંતા કરતા હતા કે હવે તે કેવી રીતે આગળ ભણી શકશે? 'બીજા છોકરાઓની જેમ તે પણ ભણશે, હમણાં જે ખર્ચ થશે તે હું આપીશ. આગળ ઉપર જોયું જશે', એમ આશ્વાસન આપીને હું તેને મારી સાથે લઈ આવ્યો છું. તેને ભણવાનો ખૂબ શોખ છે. ખાધા-પીધા વિના રડી રડીને એણે ત્રણ દિવસ કાઢ્યા. એની જીદ હતી કે હું આગળ જરૂર ભણીશ." તેઓ બોલ્યે જતા હતા.

હૉટલમાલિકની પત્નીએ મીઠાઈનો ડબ્બો ખોલ્યો. કોઈ લગ્ન માટે બનાવવામાં આવે એટલી બધી મીઠાઈ તેમાં હતી. તેમણે કંઈ ન કહેવા છતાં પણ સ્ત્રીએ કેળના એક મોટા પાંદડાના પાંચ-છ ટુકડા કર્યા અને તેની ઉપર થોડીક મીઠાઈ મૂકીને પેલી

વૃદ્ધ વ્યક્તિ અને છોકરાઓને આપી. છોકરાઓ તે લેતાં શરમાવા લાગ્યા. હોટલમાલિક બોલ્યા, "અઈ છોકરાઓ, પેટને દગો ન દો. લઈને ખાઈ લો."

વૃદ્ધ બોલ્યા, "હા. લઈ લો."

છોકરાઓએ હાથ લંબાવી મીઠાઈ લઈ લીધી.

હોટલમાલિકે થોડી મીઠાઈ સુબ્બરામ અય્યરને પણ આપી. તેમણે શિષ્ટતાપૂર્વક ઉત્તર આપ્યો. "મેં હમણાં જ કૉફી પીધી છે. મારે નહિ જોઈએ. તમે ખાઈ લો." તે પછી તેમણે પોતાના કોટના ગજવામાંથી પુસ્તક કાઢ્યું. હોટલમાલિકે તેમને છોડ્યા નહિ. જબરદસ્તી એક ગ્લાસ કૉફી પીવડાવી દીધી.

સૌ મીઠાઈ ખાઈ રહ્યા હતા. દરમિયાન, નાઝાહિરપુર સ્ટેશન ગાડી છોડીને આગળ ચાલી રહી હતી.

સુબ્બરામ અય્યર પુસ્તક વાંચી રહ્યા હતા. છોકરાઓ હાથ મોં ધોઈ અને પોતપોતાની જગ્યાએ બેસી ગયા. સુબ્બરામ અય્યર જે પુસ્તક વાંચી રહ્યા હતા તેના નામને એક છોકરાએ ધીમા સ્વરે એક એક અક્ષર વાંચીને કહ્યું, "અન્ના કેરેનિના. લિયો ટૉલ્સ્ટોય." સુબ્બરામ અય્યર તો [illegible] ગયા. "[illegible] છે. [illegible] કેવી રીતે વાંચી શક્યો [illegible] મનમાં વિચાર્યું.

થોડી વાર પછી છોકરાઓ હાથમાં પકડી રાખેલા કાગળ ખોલીને વાંચવા લાગ્યા.

હોટલમાલિકે પૂછ્યું, "એ શું છે?"

"અમારા હેડમાસ્તરે લખી આપ્યું છે."

"શું લખ્યું છે?"

એક છોકરો બોલ્યો, "[illegible] વિશે [illegible] એક નિબંધ, શિયાળ અને દ્રાક્ષની વાર્તા, કૂતરા અને બકરીની વાર્તા અને મિત્રને નામે એક પત્ર."

વૃદ્ધ બોલ્યા, "અંગ્રેજીમાં લખેલું છે. મોટા માસ્તરસાહેબ ખૂબ ભણેલા છે. ખૂબ સારા માણસ છે. પિતાની જેમ છોકરાઓને ભણાવ્યા છે અને આ બધું લખાવ્યું છે."

હોટલમાલિક બોલ્યા, "સારી પેઠે વાંચી લો. આવું જ કંઈક લખાવીને તમારી પરીક્ષા લેશે."

સુબ્બરામ અય્યર પુસ્તક વાંચવાનું બહાનું કરીને તેમની વાતો ધ્યાનથી સાંભળી રહ્યા હતા.

હોટલમાલિકે કૉફી પીને વૃદ્ધને કહ્યું, "મને લાગે છે કે છોકરાઓ ભણવામાં હોશિયાર છે."

વૃદ્ધ સજ્જન બોલ્યા, "આ છોકરાઓ ગામડાના છે. પણ તેમણે અભ્યાસ સારી પેઠે કર્યો છે. તેમના માસ્તર ઘણા સારા છે. મેં તમને કહ્યું હતું ને કે એક પિતા પણ પોતાના છોકરાઓને આટલો પ્રેમ નહીં કરતા હોય."

હૉટલમાલિક બોલ્યા, "એ તો બરાબર છે. ગુરુ પણ એક રીતે પિતા જ ગણાય છે."

આ શબ્દો સાંભળીને સુબ્બરામ અય્યરનું શરીર રોમાંચિત થઈ ગયું. વૃદ્ધ બોલ્યા, "એમાં કોઈ શંકા છે? આ છોકરાઓ માત્ર ભણવામાં જ નહિ, બીજા કામમાં પણ હોશિયાર છે."

"કામમાં?"

"હા, કામ કર્યા વિના તો ચાલે જ ક્યાંથી? સ્કૂલ જતાં પહેલાં ગાયોને ચરવા લઈ જવી, કપાસિયા પીલવા વગેરે ઘરનાં કામો પતાવીને જ તેઓ સ્કૂલમાં જતા હતા."

"શાબાશ! એમ જ કરવું જોઈએ. પોતાના પર નિર્ભર રહીને જીવન ગુજારનારનાં એ લક્ષણ છે. પરિશ્રમ વિના જે શિક્ષણ મળે તે શિક્ષણ ક્યાંથી ગણાય? એવી વ્યક્તિથી કંઈ દેશને લાભ થવાનો છે? એવું શિક્ષણ તેને કંઈ કામ આવવાનું છે? મારી જ વાત કરો ને! હું બે ચોપડી જ ભણ્યો છું. બી.એ., એમ.એ. ભણ્યો હોત તો નોકરી કરત. જો હું નોકરી કરત તો આટલાં વર્ષોથી સ્કૂલના છોકરાઓને જે મદદ કરતો આવ્યો છું તે કંઈ કરી શકત? આપણે એવું શિક્ષણ ન જોઈએ કે જે આપણા ગામના માણસને જ નીચો બતાવે. કેમ, મારી વાત બરાબર છે ને?"

વૃદ્ધ બોલ્યા, "એમાં કોઈ શંકા છે?" તેઓ આવી વાતો કરતા રહ્યા. ગાડી કોવિલપટ્ટી આવીને ઊભી રહી. સુબ્બરામ અય્યરે, જે પુસ્તકને વાંચવાનું બહાનું કરી રહ્યા હતા તેને બંધ કરી કોટના ખિસ્સામાં મૂકી દીધું. સૌ ઊતરવાની તૈયારી કરવા લાગ્યા.

"ગભરાયા વિના પરીક્ષા આપજો. હું વૃદ્ધ છું. તમને લોકોને આશીર્વાદ આપું છું કે તમે સૌ પાસ થઈ જશો. અચ્છા, આવજો. જ્યારે તિરુનલવેલીમાં ભણવા આવો તો 'પંકજ વિલાસ'ને ન ભૂલશો, સમજ્યા?" કહીને હૉટલમાલિકે તેમને વિદાય આપી.

સુબ્બરામ અય્યર, પેલા છોકરાઓ અને વૃદ્ધ ગાડીમાંથી ઊતર્યા. જતી વખતે અય્યરબાબુએ હૉટલમાલિકની સામે જોયું અને હસતાં હસતાં 'નમસ્તે' કહીને વિદાય લીધી. છોકરાઓ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા. તેમની આગળ ચાલવામાં તેમને સંકોચ થતો ન હતો; કેમ કે આ છોકરાઓના મનમાં તેમના પ્રત્યે

આદરભાવ હતો.

સ્ટેશનની બહાર આવીને સુબ્બરામ અય્યર ટાંગાની રાહ જોતા ઊભા રહ્યા. કોવિલપટ્ટી સ્ટેશન પર કુલીનું કામ કરનાર એક માણસ ત્યાં ઊભો હતો. તે દિવસે તેની રાતની ડ્યુટી હતી. વૃદ્ધ અને છોકરાઓને જોતાં જ ''આવો! આવો!'' કહેતો તે આગળ આવ્યો. તેણે તેમના આવવાનું કારણ જાણી લીધું. તેમની વાતચીત પરથી સુબ્બરામ અય્યરે અનુમાન કરી લીધું કે કુલી પણ ઇંડૈશેવલ ગામનો હોવો જોઈએ.

એ કુલીએ વૃદ્ધ અને છોકરાઓને પોતાને ઘરે નાસ્તો કરવાને અને એ રાત્રે પોતાને ત્યાં જ રહીને ગામ પાછા ફરવાને કહ્યું.

સુબ્બરામ અય્યરને ટાંગો મળી ગયો. તેઓ બેસી ગયા અને ટાંગો બીજે રસ્તે વળી ગયો ત્યાં સુધી તેઓ પેલા છોકરાઓને જોતા રહ્યા. કુમારપુરમ સ્ટેશન, સ્ટેશનમાસ્તરની દલીલો, લીમડાનાં ફૂલોની સુગંધભરી હવા, કાળી માટીની ગંધ અને જીવનનું દાન, હૉટલમાલિકની ઉદારતા, સ્ટેશનમાસ્તરે આપેલી શિક્ષણની વ્યાખ્યા, ગામના હેડમાસ્તરનું પેલા છોકરાઓ પ્રત્યેનું પિતા જેવું વર્તન, છોકરાઓનું જ્ઞાન કે જેને આધારે તેમણે ટોલ્સ્ટાયને ટોલ્સ્ટોય વાંચ્યું, ગરીબ કુલીએ આગ્રહપૂર્વક પોતાને ઘરે પધારવાને આપેલું નિમંત્રણ – બધી વાતોનું તેમને સ્મરણ થવા લાગ્યું. તેઓ આનંદવિભોર થઈ ગયા. તેમને થયું કે વીસ મિનિટની આ રેલયાત્રામાં તેમણે એવું તો દુર્લભ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે કે જે વીસ વર્ષના અધ્યયન બાદ પણ મેળવી ન શકાત. ક્ષણભરને માટે તેમને થયું કે ગામના હેડમાસ્તર, હૉટલમાલિક અને કુલી જેવા મહાન અધ્યાપકો આ લોકમાં હોઈ શકે છે? તેઓ બોલી ઊઠ્યા કે આ લોકો પાસેથી જે કંઈ ન શીખી શક્યા તે આ છોકરાઓ હવે શીખવાને જઈ રહ્યા છે. કુમારપુરમ સ્ટેશન મુસાફરો ન આવવાની વાત કરતાં વધારે વિચિત્ર અને હાસ્યાસ્પદ વાત તો આ છોકરાઓનું અહીંથી સ્કૂલમાં ભણવા આવવાનું કામ છે. એ સ્ટેશનનો ઉપયોગ તો પાછો પાણીના પરબ તરીકે થઈ શકે છે; પરંતુ...

સુબ્બરામ અય્યર ટાંગામાં બેસી પોતાને ઘરે આવી પહોંચ્યા.

કુલી, વૃદ્ધ અને છોકરાઓને પોતાને ઘરે લઈ ગયો. સવારનું ભોજન કરીને ગામથી નીકળ્યા હતા. એટલે આ લોકોએ અહીં કંઈ ખાધું નહિ. તેણે બહુ આગ્રહ કર્યો એટલે કૉફી પી લીધી અને બપોરનું ભોજન કરવાને માની ગયા. સ્કૂલના વરંડામાં તેમને ઊભા રાખીને કુલી એકલો જ મુખ્ય અધ્યાપકનો ઓરડો પૂછતો પૂછતો ત્યાં આવી પહોંચ્યો. તેણે જણાવ્યું કે ઇંડૈશેવલ ગામના ચાર છોકરા છઠ્ઠી ચોપડી પાસ કરીને સાતમા ધોરણમાં દાખલ થવાને આવ્યા છે. તેમણે તરત એક અધ્યાપકને બોલાવીને બે-ત્રણ પ્રશ્નપત્ર આપ્યા અને ગામના છોકરાઓ સાતમા

ધોરણને યોગ્ય છે કે નહિ તેની પરીક્ષા કરવાની સૂચના આપી.

એ ચારે છોકરાઓને એક ઓરડામાં જુદા જુદા બેસાડવામાં આવ્યા. સહાયક શિક્ષકે પ્રશ્નપત્રોના પ્રશ્નો લખી લેવાનું કહ્યું. તેઓ પ્રશ્નો વાંચવા લાગ્યા. બધા પ્રશ્નો અંગ્રેજીમાં હતા તે તેમણે લખી લીધા. શિક્ષકે કહ્યું કે એક કલાકની અંદર બધા પ્રશ્નોના ઉત્તર લખવાના છે. છોકરાઓએ ઉત્તર લખવાનું શરૂ કરી દીધું.

કુલી અને વૃદ્ધ સ્કૂલની બહાર જઈને એક આંબલીના ઝાડની છાયામાં બેસી ગયા અને ગામની વાતો કરવા લાગ્યા.

લગભગ સાડાદસ વાગ્યે અંગ્રેજીની પરીક્ષા ખતમ થઈ. તે પછી ગણિત, તમિલ અને સામાન્ય જ્ઞાનની પરીક્ષાઓ લેવાઈ. બારેક વાગતાં બધી પરીક્ષા પૂરી થઈ ગઈ. સ્કૂલના બધા છોકરાઓ બપોરના ભોજન માટે સ્કૂલથી ઘરે ચાલી ગયા. ચારે છોકરાઓ ભયભીત દૃષ્ટિએ તેમને જોવા લાગ્યા. શિક્ષકે તેમને એ જ ઓરડામાં બેસી રહેવાનું કહ્યું અને પોતે જલદી જલદી તેમનાં ઉત્તરપત્રો તપાસીને માર્ક મૂકી દીધા. તે પછી તે મુખ્ય અધ્યાપક પાસે ગયા. ત્યારે વૃદ્ધ અને કુલી, છોકરાઓ પાસે પહોંચી ગયા.

કુલીએ પૂછ્યું, "જવાબો બરાબર લખ્યા છે ને?"

"ગણિતના પ્રશ્નો અઘરા હતા."

"અંગ્રેજીમાં શું કર્યું?

"ખૂબ સહેલા પ્રશ્નો હતા."

એક છોકરો બોલ્યો, "ગામના હેડમાસ્તરે જે પ્રશ્નો લખાવ્યા હતા તે જ પૂછવામાં આવ્યા હતા. મેં તો ઝટ ઉત્તર લખી નાખ્યા." બાકી છોકરાઓએ પણ એમ જ કહ્યું. "અંગ્રેજીનું કામ સારું કર્યું હશે તો પાસ થઈ જશો". કુલી એમ કહેતો હતો ત્યાં તો વૃદ્ધ "ગામના શિક્ષક જ સાચા અધ્યાપક છે. કેવા અદ્ભુત માણસ છે! અહીં શું પૂછવામાં આવશે તે જાણે એમને પહેલેથી જ ખબર હતી. એને જ તો કહે છે બુદ્ધિ!" કહેતા કહેતા ઈડૈશેવલ ગામના હેડમાસ્તરની પ્રશંસા કરવા લાગ્યા.

"લાગે છે, ગામના હેડમાસ્તર ખૂબ હોશિયાર છે!"

"અરે, ભારે હોશિયાર છે. હું તો કહું કે જેવો ગુણ છે તેવો જ તેમનો સ્વભાવ પણ છે. આવા માસ્તર અમારા ગામમાં કદી આવ્યા નથી. એમ જ ગણો ને કે કોઈ પિતા પણ પોતાના દીકરાઓને આટલો પ્રેમ નહિ કરતો હોય." સૌ પરીક્ષામાં સફળતા મળવાની આશાથી જોરશોરથી વાતો કરી રહ્યા હતા.

થોડી વાર પછી પરીક્ષા લેનાર શિક્ષક છોકરાઓ, વૃદ્ધ અને કુલીને મુખ્ય અધ્યાપકના ઓરડામાં લઈ ગયા. તે વખતે એમનો આનંદ અદૃશ્ય થઈ ગયો અને

હૃદય જોર જોરથી ધડકવા લાગ્યું.

"અહીં આવો", કહી શિક્ષક તેમને એક ઓરડામાં લઈ ગયા. સૌ અંદર ગયા. મુખ્ય અધ્યાપકને જોતાં જ કુલીએ નમસ્તે કર્યા. વૃદ્ધે પણ નમસ્તે કરવા હાથ ઉઠાવ્યા પણ તેમના હાથ ધ્રૂજવા લાગ્યા. છોકરાઓએ કંઈ ન કર્યું. તેઓ ચુપચાપ ઊભા રહ્યા. આશ્ચર્યને લીધે તેઓ ફાટી આંખે જોઈ જ રહ્યા. તેમનાં મોઢાં ખૂલી ગયાં. તેઓ પોતાના હાથ મસળવા લાગ્યા.

કુમારપુરમ સ્ટેશનેથી તોલ્સ્તોયનું પુસ્તક લઈ જે સજ્જને તેમની સાથે મુસાફરી કરી હતી તે જ સજ્જન મુખ્ય અધ્યાપક તરીકે બેઠા હતા. છોકરાઓએ આવું કદી ધાર્યું ન હતું.

"આવો", કહીને હસતાં હસતાં તેમણે તેમનું સ્વાગત કર્યું. કુલીએ કહ્યું, "મુખ્ય અધ્યાપકને નમસ્તે કરો." છોકરાઓ અને વૃદ્ધ સજ્જને તેમને નમસ્તે કર્યા.

"કેમ, પ્રશ્નો ખૂબ અઘરા હતા?" કહી સુબ્બરામ અય્યર ફરી હસી પડ્યા. તેમના હાસ્યમાં જે શોભા જે આકર્ષણશક્તિ, જે પ્રેમ હતો તે જોઈ છોકરાઓની આંખોમાં આંસુ આવી ગયાં.

કોઈએ તેમના પ્રશ્નનો જવાબ ન આપ્યો. સૌ ચકિત થઈને મૌન ઊભા રહ્યા.

પછી તેમણે કહ્યું, "પોતપોતાનાં નામ કહો."

"નારાયણસ્વામી."

"શ્રીનિવાસન."

"સુબ્બૈયા."

"તિરુપ્પતિ."

સુબ્બરામ અય્યર બોલ્યા, "તમે બધા પાસ છો." છોકરાઓના આનંદનો પાર ન રહ્યો. "સૌને સાતમા ધોરણમાં દાખલ કરું છું. સારી રીતે ભણવાનું છે. સમજ્યા? દરેક પરીક્ષામાં ખૂબ માર્ક અને ઉપલો નંબર લાવજો. તમારા ગામના અધ્યાપક જ નહિ, આ ગામના અધ્યાપક પણ તમારા પિતા સમાન જ છે. વૃદ્ધ મહોદય! મારું કહેવું બરોબર છે ને?" મુખ્ય અધ્યાપકે ભાવવિભોર થઈને હસતાં હસતાં પૂછ્યું.

વૃદ્ધે ગામડિયાની જેમ જોરથી કહ્યું, "એમાં શંકા શાની?" અને ફરી તેમણે હાથ જોડ્યા.

સુબ્બરામ અય્યર ફરી એક વાર મધુર રીતે હસ્યા.

"અચ્છા, તો તમે હવે જાવ", કહી તેમને વિદાય કર્યા. પછી તેમને પોતાનાં માનસચક્ષુઓ સામે કુમારપુરમ સ્ટેશનનાં દર્શન થયાં.

સુબ્બરામ અય્યર મનમાં ને મનમાં જ બોલી ઊઠ્યા, "તે ખૂબ મોટી પાઠશાળા છે."

# 16

# આરાધના

**- ન. પિચ્ચમૂર્તિ**

મારા મિત્રે કહ્યું, ''પેલા સજ્જનને જરા ધ્યાનથી જો.''

''તેમને જોવાથી મને શો લાભ?''

''અરે જોઈ તો લે, પછી કહીશ.''

''અમે બધા આમ વાતચીત કરી રહ્યા હતા ત્યાં તો એ સજ્જન અમારી સામે થઈને ચાલી ગયા. હું ફક્ત તેમની પીઠ જ જોઈ શક્યો. લાકડા જેવું સુકાયેલું શરીર, કમરે બાંધેલું બે ગજનું ધોતિયું અને ખભા પર એક ટુવાલ. આ બધું મેં જોયું.

હું બોલ્યો, ''મેં એમને જોઈ લીધા.''

''તેં એમનો ચહેરો તો જોયો નહિ!''

''તો શું તું મને એમની પાછળ જઈને જોઈ આવવાને કહી રહ્યો છે?''

''કંઈ લાલ કે લીલું - રંગીન જણાયું હોત તો કહ્યા વિના જ ઊઠીને ચાલી જાત.'' મિત્રે વ્યંગ કર્યો.

''હજી ક્યાં દુનિયા બદલાઈ ગઈ છે?''

''એ એક વિચિત્ર માણસ છે.''

''એટલે?''

''બીજા લોકોની જેમ તેઓ પણ કામ કરે છે; પરંતુ તેમનામાં એક વિશિષ્ટતા છે. જોકે એ શી છે તે મને સમજાતું નથી.''

''તેઓ શું કામ કરે છે?''

''સુતારી કામ.''

''અચ્છા!''

''સુતારી કામ કરે છે પણ બોલતા નથી.''

"કેમ મૂગા છે કે શું?"

"ના, મૌન રહે છે."

મૂગા નથી પરંતુ મૌન રહે છે એ સાંભળી મને આશ્ચર્ય થયું. બોલવાની ઇચ્છાથી જ્યારે મૂગા લોકો અવાજ ઉત્પન્ન કરે છે, હાથની આંગળીઓની મદદથી વાતચીત કરે છે ત્યારે બોલી શકનાર એક વ્યક્તિ ચુપ રહે તે શું આશ્ચર્યજનક નથી! સુતારી કામમાં પડેલી એક વ્યક્તિના મૌન રહેવાની વાત પર ક્યાંથી વિશ્વાસ રાખી શકાય? - જે બોલીને જ પોતાનું ગુજરાન ચલાવી શકે છે.

"એ તો ઠીક છે કે તેઓ બોલતા નથી; પરંતુ તેઓ મજૂરી લે છે કે નથી લેતા?"

"મજૂરી તો લે છે."

"તું એમને ઓળખે છે?"

"મેં એમને ઘણી વાર જોયા છે. થોડોઘણો પરિચય પણ છે."

"તેઓ બોલતા તો નથી."

"હા, બોલતા નથી પણ ઇશારાથી ઘણી વાતો કરે છે. ઇશારાથી ન સમજાવી શકે તો લખીને બતાવે છે. તેઓ પહેલાં કોઈ ધનિકના ઘરમાં 60 રૂપિયાના માસિક પગારથી મોટર ડ્રાઇવર હતા. મોટરમાં જ્યારે નવરા બેઠા હોય ત્યારે પટ્ટિનત્તાર[1], તાયુમાનવર[2] અને અઢાર સિદ્ધો[3]ની રચનાઓ વાંચ્યા કરતા. એક દિવસ તઓ પોતાના માલિક સાથે મોટરમાં જઈ રહ્યા હતા ત્યાં સામેની ગલીમાંથી આવતી એક મોટર તેમની મોટર સાથે અથડાઈ. માલિકને ભયંકર ઇજા થઈ. તેઓ પોતે પણ બેહોશ થઈને બહાર ફેંકાઈ ગયા. તેમને પણ ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યા. માલિકનું મૃત્યુ થઈ ગયું. ડૉક્ટરોએ તેમને તપાસ્યા ત્યારે તેમના શરીરની અંદર કે બહાર ઘા કે ચોટ દેખાયાં નહિ પરંતુ તેમની આંખો બંધ હતી. દસ દિવસ સુધી તેઓ ઇસ્પિતાલમાં બેભાન પડી રહ્યા. અગિયારમે દિવસે સવારે જ્યારે ડૉક્ટર રોજની જેમ રોગીઓને તપાસવા આવ્યા ત્યારે એમની મૂર્છા દૂર થઈ ગઈ અને તેઓ ઊઠીને બેઠા થઈ ગયા. ડૉક્ટરે તેમની ખબર પૂછી તો એ બોલ્યા, 'અમૃતનો કળશ ભરાઈ ગયો છે.' ડૉક્ટર તેમની વાત સમજી ન શક્યા. તેમણે બીજી કેટલીક વાતો પૂછી. 'આટલા દિવસથી યમરાજા સાથે લડી રહ્યો હતો. એ લડાઈ આજે પૂરી થઈ. છ આંગળ દૂરથી આવતો શ્વાસ જમણા નાકના દ્વારથી આવી રહ્યો છે', એમ કહી એમણે ડૉક્ટરને પૂછ્યું,

1. તમિલના એક શિવભક્ત.
2. તમિલના એક સંતકવિ.
3. તમિલ પ્રાંતમાં થઈ ગયેલા અઢાર સિદ્ધ કવિઓ, જેમણે રહસ્યવાદી કાવ્યો રચ્યાં હતાં.

'શું એકી વખતે નાકના બન્ને છેદોમાંથી શ્વાસ આવી શકે છે?' ડૉક્ટરે કોઈ જવાબ ન આપ્યો પણ તેમને ઘરે મોકલી દીધા.

"ઘરે આવ્યા પછી એમની સ્થિતિ પહેલાં જેવી ન રહી. પત્ની અને બે છોકરાં ઘરમાં હોવા છતાં તેઓ કોઈની સાથે કંઈ બોલતા ન હતા. દરેક કામ માટે ઈશારો કરવા લાગ્યા. ઘડીભર તો પત્નીને થયું કે તેઓ ગાંડા થઈ ગયા છે. પછી જોયું, તેઓ બોલતા ભલે નથી પણ તેમનું ધ્યાન ક્યાંક લાગેલું હોય છે અને તેઓ ગાંડાની જેમ મુસીબતો ઊભી નથી કરતા. રીતસર જમી લે છે, છોકરાંઓ સાથે રમે છે, પત્નીને જોઈને હસે પણ છે. એમનું હાસ્ય પહેલાં જેવું નથી; પરંતુ એ ગાંડાનું હાસ્ય પણ નથી. એક અઠવાડિયું ચુપચાપ ઘરમાં રહ્યા પછી આઠમા કે નવમા દિવસે તેઓ બજારમાં જઈને સુતારી ઓજારો ખરીદી લાવ્યા. અગિયારમા દિવસથી સુતારનું કામ કરવા લાગ્યા. અગિયારમે દિવસ કામે જઈને ત્રણ રૂપિયા કમાઈને પાછા ફર્યા." આમ કહી મારા મિત્રે આખી વાત પૂરી કરી. પછી કહ્યું, "ફરી કોઈ વાર તેમને ધ્યાનથી જોજે." આટલું કહી તે પોતાને કામે ચાલી ગયો.

ત્યારથી મારા મનમાં તેમને ધ્યાનથી જોવાની ઇચ્છા હતી.

કેટલાક દિવસ પછી, એક દિવસ તેઓ સુતારી ઓજારો લઈને જઈ રહ્યા હતા ત્યારે મેં તેમને ધ્યાનથી જોયા. કાનમાં તેમણે એક અગરબત્તી ખોસી હતી. છાતી પર ચંદનનો લેપ હતો. હંમેશની જેમ કમર પર બે ગજનું ધોતિયું હતું. ખભા પર ટુવાલ હતો. મેં તેમનો ચહેરો ધ્યાનથી જોયો. તેમાં મને આંતરિક તન્મયતા સિવાય વધારે ખાસ કંઈ ન દેખાયું. જ્યારે તેમણે નજર ફેરવી ત્યારે તેમણે મને જોયો અને મેં તેમને જોયા. તે પછી તેમને મેં રસ્તામાં અનેક વાર જોયા. ધીમે ધીમે અમારો પેલો મૌખિક પરિચય વધતો ગયો. હવે તેઓ મને જોતાં હસ્યા વિના રહેતા ન હતા.

એક દિવસ તેઓ મારા ઘરની પાસે એક ઘરમાં કામ કરવા આવ્યા. એ ઘરના માલિકે પણ મારી આગળ તેમનાં ખૂબ વખાણ કર્યાં.

તેમણે કહ્યું, "એ ભારે વિચિત્ર માણસ છે. તેમણે વ્યાજબી મજૂરી નક્કી કરી. લાકડાની પેટી એટલી સુંદર બનાવી છે કે તેમાં કોઈ ત્રુટિ નથી. તેઓ મૌન રહે છે એ જ એક તેમની વિચિત્રતા છે. કામ શરૂ કરતાં પહેલા તેઓ કાનમાં ખોસેલી અગરબત્તી સળગાવી લે છે. થોડી થોડી વારે લાંબો શ્વાસ લે છે. મન દઈને કામ કરે છે. બપોરના ભોજન વખતે અડધો શેર મરચાં લઈને ખાય છે. ક્યારેક ઈશારાથી ગરમ પાણી માગીને પીએ છે. સદા સંપૂર્ણ રીતે પોતાનામાં જ મસ્ત રહે છે. એથી જ તો કામ કરતી વખતે તેઓ એક એવા

વૃક્ષ જેવા જણાય છે કે જેની ડાળીઓ આંધીમાં હાલે છે પણ થડ નિશ્ચલ ખડું રહે છે. તેઓ વિચિત્ર માણસ છે." એથી મારું આશ્ચર્ય વધ્યું. તેમને માટેના વિચારો કંઈક વધુ સ્પષ્ટ થયા. મને સમજાયું નહિ કે તેઓ સુતાર છે કે જ્ઞાની? કે બન્ને છે?

એક દિવસ મેં તેમને બોલાવીને કહ્યું કે લાકડાનું થોડું કામ છે. મારા મનમાં શંકા હતી કે તેઓ ઓછી મજૂરી માગશે; પરંતુ મેં મનમાં જે મજૂરી આપવાનું વિચારેલું બરાબર તેટલી જ મજૂરી તેમણે માગી. એથી મને આશ્ચર્ય થયું. મજૂરી બરાબર માગી હતી. મારા મનની વાત પામી જવા જેટલું જ્ઞાન તેમનામાં હતું

બે દિવસ તેમણે મારે ત્યાં કામ કર્યું. મારા મિત્રે જે કંઈ કહ્યું હતું તે બિલકુલ સાચું હતું. બીજે દિવસે કામ પૂરું થઈ જતાં મેં તેમને મજૂરીની સાથે બે રૂપિયા વધારે આપ્યા.

તેમણે પૈસા હાથમાં લઈને ગણ્યા. ઠરાવેલી મજૂરી કરતાં જેટલી વધારે રકમ હતી તે પાછી આપી દીધી. તેમણે પછી ઇશારાથી કાગળ-પેન્સિલ માગ્યાં. તેની પર તેમણે લખ્યું, "આ વ્યક્તિ ઇનામ લેતી નથી." એથી મારા મનમાં તેમને માટે એક પ્રકારની ભક્તિભાવના જાગી. તેઓ ધન માટે કામ કરે છે તો ધન લેવાનો ઇનકાર પણ કરે છે. તેમના સંયમથી હું વધારે આશ્ચર્ય પામ્યો. અચાનક મારા મનમાં તેમને ઘેર જવાનું મન થઈ આવ્યું. જ્યારે મેં તેમને કહ્યું કે હું તમારી સાથે તમારે ઘેર આવું છું ત્યારે તેમણે [illegible] "અચ્છા."

હું તેમની સાથે ગયો. રસ્તામાં તેમણે કોઈની [illegible] ન કરી. તેઓ સીધા જ એક [illegible] દુકાને [illegible] તેમને [illegible] ફૂલ [illegible] માટે પૈસા [illegible] ચંદનની [illegible] સુગંધિત ચંદન અને એક [illegible] લઈ [illegible] ફૂલવાળા અને ચંદનવાળાના વર્તન પરથી મને લાગ્યું કે તેઓ તેમના રોજના ઘરાક હોવા જોઈએ.

[illegible] એક પોપટના પિંજરા જેવું હતું. [illegible] તેમણે ફૂલો પત્નીના હાથમાં મૂકી દીધાં. બદલામાં પત્નીએ તેમને સમતાનું એક ફૂલ આપ્યું. એ જોઈને હું દ્રવીભૂત થઈ ગયો. મને લાગ્યું કે હું મારી બુદ્ધિની પાર બીજા કોઈ લોકમાં પહોંચી ગયો છું. આરાધનાનું તાત્પર્ય...

તે પછી તેમણે આંગણામાં જઈને હાથપગ ધોયા અને અગરબત્તી, ચંદન અને બાકીના પૈસા પત્નીને આપી દીધા. એ વસ્તુઓ લેતી વખતે મેં પત્નીના ચહેરાને જોયો. તેમના ચહેરા પર નર-નારીના સંબંધ કરતાં ભિન્ન એવી મિત્રતાની

ભાવના જણાઈ. તે પછી તેઓ વરંડામાં આવ્યા. મારા માટે એક આસન બિછાવી પોતે પણ આસન બિછાવી બેસી ગયા. પત્ની અમારા બન્ને માટે ગ્લાસમાં લસ્સી લઈ આવી.

''તમારે કેટલાં સંતાન છે?'' મેં પૂછ્યું. તેમણે બે આંગળીઓ બતાવી. ''તેઓ દેખાતાં કેમ નથી'' એટલું કહેતામાં જ તો જોડિયા જેવા બે છોકરાઓ ઘરમાં આવ્યા. કાનમાં તેમણે જંગલી ફૂલ ખોસ્યાં હતાં. મને ઓળખતા ન હોવાથી ''નમસ્તે'' કહીને ચાલી ગયા. એથી વળી મારું આશ્ચર્ય વધ્યું.

તે પછી અમે ઇશારાથી અને સ્લેટ-પેનની મદદથી અનેક વિષયો પર વાતચીત કરી. હું તેમની બધી વાતોને સમજી શક્યો હતો કે નહિ તે હું કહી શકતો નથી; પરંતુ મને તેમનો 'લોક' એક નવો 'લોક' લાગ્યો. તેમણે લખીને મને કહ્યું કે તેમનામાં નવું કશું જ નથી. ફૂલ નવાં છે, વૃક્ષ તો જૂનું જ છે.

હું તેમની વાતો સારી પેઠે સમજી ન શક્યો; પણ કોણ જાણે કેમ, મારું મન તૃપ્ત થઈ ગયું.

ઘરે પાછા ફરતાં પહેલાં એક વાત મેં તેમને કહી. તેનો જવાબ સાંભળી હું ચકિત થઈ ગયો.

''કાલે મારા એક મિત્રને ઘરે થોડું કામ છે. તમે આવશો?'' મેં પૂછ્યું.

તેમણે લખીને બતાવ્યું, ''આ માણસ ત્રણ દિવસ ક્યાંય નહિ જાય.''

''કેમ?'' મેં પૂછ્યું.

લખીને જણાવ્યું, ''ત્રણ દિવસ માટે જરૂરી સોનું હાથમાં છે.''

તે પછી હું કંઈ બોલી ન શક્યો. ''નમસ્તે'' કહીને મેં વિદાય લીધી.

17

# વરસાદથી બચતાં બચતાં

**- અખિલન**

મદ્રાસ પ્રાંતની જન્મકુંડળીમાં પ્રસિદ્ધિનો યોગ કદાચ સૌથી વધારે છે. જરાક માથાનો દુઃખાવો, તાવ, ખાંસી, શરદી થઈ જાય તો એ સમાચાર તરત જ ઊડતા ઊડતા સૌ લોકોની પાસે પહોંચી જાય છે; પરંતુ એ હકીકત સાચી છે કે ગલીઓ, ઝૂંપડીઓ અને રસ્તાઓને એટલું બધું મહત્ત્વ મળતું નથી. ક્યારેક ક્યારેક તેમનો પણ પ્રસિદ્ધિનો યોગ આવી જાય છે. ઝૂંપડીઓમાં આગ લાગે કે તેમાં રહેતા લોકો વાર્નિશ પીને બેભાન થઈ જાય તો અખબારો તેમને વિશે અનેક લીટીઓ છાપી મારે છે.

વર્ષા ન થવાને લીધે અહીં પાણીની તંગી છે. દેશભરના લોકો આ હકીકત જાણે છે. નળમાં પણ પાણી સુકાઈ ગયું છે. દૂધવાળાઓ દૂધમાં ભેળવવાને પાણી ન મળવાને લીધે ભારે મૂંઝવણમાં પડ્યા છે. – એવા એવા સમાચારો આપીને અખબારોએ પોતાની સહાનુભૂતિ પ્રકટ કરી. શહેરના નેતાઓ કે જેમને પાણીની તંગીને લીધે ઊભી થતી મુશ્કેલીઓનો અનુભવ ન હતો, તેમને અખબારો મારફત જ શહેરમાં પાણીની તંગીની બાબત ખબર પડી. ક્યાં સુધી પાણીની તંગીનાં ગાણાં ગાઈ શકાય? અખબારો કંઈ નવા સમાચાર આપી શકે તે માટે જ જાણે એકાએક જોરશોરથી વરસાદ પડવા લાગ્યો.

કદાચ આકાશ શરમનો અનુભવ કરી રહ્યું હતું – હવા, વર્ષા, વાદળોની ગર્જના અને વીજળી – બધું જ એકીસાથે જોતાં પત્રકારોના આનંદનો પાર ન રહ્યો. સાંજનાં અને બીજા દિવસનાં અખબારોમાં પાનાંનાં પાનાં વર્ષા સંબંધના સમાચારોથી ભીંજાયેલાં જોવા મળ્યાં.

વર્ષા બાબતના આ આનંદજનક સમાચાર સુકાઈ જાય તે પહેલાં જ શહેરના નેતાઓના જોરદાર પત્રો અખબારોના કાર્યાલયમાં પહોંચી ગયા. કોઈકે લખ્યું

કે તેમના ઘર પર વીજળી પડી છે, કોઈકે જણાવ્યું કે તેમનો ટેલિફોન ખરાબ થઈ ગયો છે, તો કેટલાકે ભારે ગુસ્સાથી લખ્યું કે રસ્તાઓ એટલા બધા ખરાબ થઈ ગયા છે કે તેની પર તેમની મોટરગાડીઓ ઝડપથી દોડી શકતી નથી. તેઓ નસીબદાર લોકો છે. તેમના શરીર પર તો વર્ષાનું એક ટીપું પણ પડતું નથી.

બીજે દિવસે રાતે આકાશ શાંત હતું; પરંતુ ત્રીજે દિવસે બપોર પછી ફરી વાદળ ઘેરાયાં. નિરંતર વરસતું આકાશ ઊંધી વાળેલી વિશાળ કડાઈ જેવું લાગતું હતું. તેને આગમાં ફેંકીને તોડવા માટે જ જાણે વીજળી વ્યાકુળ હતી. આકાશમાંથી નિરંતર નગારાં વાગવાના અવાજો આવી રહ્યા હતા.

રાતના આઠ વાગી ગયા હતા. કેટલાક રસ્તાઓને બાદ કરતાં, જ્યાં વીજળી ખરાબ થઈ ગઈ હતી, બાકી બધે ઠેકાણે વર્ષાનાં પાણી સાથે પ્રકાશનો પ્રવાહ પણ જણાતો હતો. વરસાદનું પાણી જ્યાં જઈ શકતું ત્યાં વણનોતર્યા મહેમાનની જેમ ઘરોમાં પેસવાનો પ્રયાસ કરવા લાગ્યું.

વગર બોલાવ્યા આવેલા કેટલાક અતિથિઓ વરસાદથી બચવાને માટે રસ્તાઓ પર આમતેમ ઘૂમી રહ્યા હતા. તેઓ ખુલ્લા આકાશ નીચે રહેનારા લોકો હતા. તેઓ રસ્તામાં આવેલાં મંદિરોમાં જઈને એવી ભગવાનને પ્રાર્થના કરીને પાછા ફર્યા હતા કે આવો વરસાદ કદી ન પડે. રસ્તાને કિનારે આવેલાં ઝાડની નીચે, બંધ દુકાનોની આગળ, છાયાદાર બસ-અડ્ડાઓ પર, બાગોમાં સિમેન્ટની બનેલી બૅન્ચો પર, નિર્જન ફૂટપાથો પર દીવાલો પરથી ઊતરી ગયેલાં ફિલ્મોનાં પોસ્ટરોને પાથરીને સૂઈ જવાની ટેવ આવા લોકોને હોય છે.

જૂના વિચારોવાળા લોકો જ પોતાના ઘરના આગલા ભાગમાં વરંડો બનાવડાવતા હતા. શહેરી સંસ્કૃતિમાં પ્રત્યેક ઘરની ચારે બાજુ એટલી ઊંચી દીવાલ હોય છે કે જેવી એક જમાનામાં કિલ્લાની ચારે બાજુ ખડી કરવામાં આવતી હતી. કહેવાય છે કે આવી ઊંચી દીવાલવાળો કિલ્લો બનાવવાનું ઘર-બાંધકામ બાબતના નિયમોમાં જરૂરી હતું. વરસાદ પડે, વાદળ ગરજે, પણ કોઈ પાડોશના ઘરની છાયામાં, અર્ધી ક્ષણ માટે પણ, થોભી શકતું ન હતું. જ્યાં મોટાં મોટાં કંપાઉન્ડ હતાં ત્યાં મોટા મોટા કૂતરા હતા અને ગુરખા લોકો ઊભા રહેતા હતા.

મયિલાપુર ભણી આવનાર એ પાંચ-છ વ્યક્તિઓમાં એક હતો વેલ્લૈસ્વામી! અનેક જગ્યાએ રહીને તેણે પોતાના દિવસો કાઢ્યા હતા. રોજ તે જે ઝાડની નીચેના ચબૂતરા પર રહેતો હતો તે વરસાદના પાણીમાં ડૂબી ગયો હતો. રાતના સૂવા માટે ભલે જગ્યા ન મળે પણ બેસવા માટે તો કોઈ ખૂણો જોઈએ ને!

વેલ્લૈસ્વામીની ઉમ્મર લગભગ પચીસ વર્ષની હતી. તે બે મહિના પહેલાં રામનાથપુરમ જિલ્લામાંથી કામની શોધમાં શહેરમાં આવ્યો હતો. શરીર વડે જે

કંઈ કામ થઈ શકે તે કરવાને તે જરા પણ આળસ કરે તેવો ન હતો. વખત પ્રમાણે તે ક્યારેક બજારમાં જતો અને મજૂરીનું કામ કરતો – ક્યારેક ઠેલાવાળાને મદદ કરતો, ક્યારેક લાકડાં કાપતો, તો ક્યારેક મુસાફરોનો સામાન ઊંચકતો.

મણ્ણાડિથી મયિલાપુર આવવાનું એક કારણ હતું. રિક્ષા ખેંચીને મજૂરી કરનાર કુરુપ્પન અહીં કુવમ નદીને કિનારે આવેલી ઝૂંપડીઓમાં રહેતો હતો. એક દિવસ વેલ્લેસ્વામી કુરુપ્પનની સાથે તેની ઝૂંપડીએ ગયો હતો. તેની સાથે એક વાર ખાવાનું પણ ખાધું હતું. ખાસ ગાઢી દોસ્તી નહોતી, છતાં પણ તેની પાસે જવાથી તે ધુતકારી નહિ કાઢે. વેલ્લૈસ્વામી માટે પડદાથી ઢાંકેલો વરંડો પણ પૂરતો હતો.

શહેરની બસમાં બેસીને આવવાને માટે ત્રીસ પૈસા ખર્ચવા પડત. ખિસ્સામાં કુલ પંચાવન પૈસા હતા. બીજા દિવસોએ ખૂબ મહેનત-મજૂરી કરતાં થોડાક પૈસા મળી જતા હતા. હવે વરસાદ પડવાને લીધે છેલ્લા બે-ત્રણ દિવસથી કોઈ કામ મળ્યું ન હતું; પરંતુ પેટ દિવસના ત્રણ વાર નહિ, પાંચ-છ વાર ભોજન માગતું હતું. દિવસના ઓછામાં ઓછી એકાદ વાર એની ખબર લેવાય તો જ બીજી વાર સુધી ચુપચાપ પડી રહેવાય ને?

રાયપેટ્ટા રસ્તે થઈને તે મયિલાપુર પાસે પહોંચ્યો. ઠેકાણું પૂછતાં પૂછતાં તે પૂર્વ તરફ વળી ગયો. ભારે વરસાદમાં તે ચાર માઈલથી વધારે ચાલ્યો હતો, એટલે રસ્તે ચાની દુકાન જોતાં જ તેને વધારે ભૂખ લાગી. દુકાન નાનકડી હતી. ત્યાં બેસીને ચા પિવાય એમ ન હતું. તેણે નાયર પાસે જઈને દસ-દસ પૈસાવાળા ત્રણ 'બન' ખરીદ્યા. ત્યાં ઊભા ઊભા તેણે બે કેળાં પણ ખાધાં. બધા મળીને ચાલીસ પૈસા થયા. શરીર ઠંડીથી અકડાઈ ગયું હતું અને ધ્રૂજી રહ્યું હતું. તેને ચા પીવાની ઇચ્છા થઈ. દસ પૈસા આપીને ચા પણ લીધી. ગરમ ગરમ ચાને ધીરે ધીરે ઘૂંટડે ઘૂંટડે પીધી. ચાની ગરમી શરીરમાં ફેલાઈ જતાં તેને જરા ઠીક લાગ્યું.

ઝૂંપડી તરફ જતાં વળાંક પર પહોંચતાં જ તેનું હૃદય ધક્ થઈ ગયું. પહેલાંની જેમ ત્યાં હવે ઝૂંપડીઓ દેખાતી ન હતી. વસતિ પણ જણાતી ન હતી. પગની પિંડી સુધી આવી જતાં પાણી અને કીચડવાળા રસ્તે તે ચાલી રહ્યો હતો. બે-ત્રણ ઝૂંપડીઓ તૂટીને પડી ગઈ હતી. 'હું આટલે દૂર શા માટે આવ્યો?' એવો પ્રશ્ન તેના મનમાં ઊભો થયો.

રસ્તાના અજવાળામાં જેમતેમ કરીને કુરુપ્પનની ઝૂંપડી તેણે શોધી કાઢી. વરંડામાં ટાંગેલો પડદો નીચે પડી ગયો હતો. બારણાની તરાડમાંથી ઓરડામાં સળગી રહેલા લેમ્પની બત્તી ધ્રૂજી રહી હતી. ક્યારેક ક્યારેક બત્તી જોરથી સળગી ઊઠતી હતી અને તેના પ્રકાશમાં ઝૂંપડીનો અંદરનો ભાગ જણાતો હતો.

તેણે બહાર ઊભા ઊભા જ બધી વસ્તુઓને ધ્યાનથી જોઈ. છાપરામાંથી

ટપકતાં પાણીને નીચે જ ટીન પર પડતાં પહેલાં ઝીલી લેવાને ઠેર ઠેર માટલાં મૂક્યાં હતાં. એ માટલાં પણ પૂરતાં ન હતાં, કેમ કે ઝૂંપડી પાણીમાં સારી પેઠે ડૂબી ગઈ હતી. એના એક ખૂણામાં બે આકૃતિઓ એકબીજીને વળગીને બેઠી હતી. બન્ને સ્ત્રી હતી – એક કુરુપ્પનની મા હતી અને બીજી તેની છોકરી. તે જાણતો હતો કે કુરુપ્પનની પત્ની મરી ગઈ છે.

તે બહાર ઊભો ઊભો વિચાર કરવા લાગ્યો. દસ-પંદર દિવસ પહેલાં તે દિવસે અહીં આવ્યો હતો. પણ ત્યારે તે અહીં રહી ન શક્યો. ભેંસ અને સુવરો ઝૂંપડીની પાછલી બાજુ વહેતા કુવમ નામના ગંદા નાળાના પાણીમાં પડેલાં હતાં. દુર્ગંધથી શ્વાસ લેવાનું મુશ્કેલ થઈ પડતું હતું. દિવસનો વખત હોવા છતાં પણ ઝૂંપડીની અંદર મચ્છર ગણગણી રહ્યાં હતાં. આ બધું જાણતો હતો છતાં પણ વરસાદથી બચવાને અને બીજી કોઈ સારી જગ્યા ન મળવાને લીધે વેલ્લૈસ્વામી અહીં ચાલી આવ્યો હતો. તે વખતે કુરુપ્પન ઝૂંપડીમાં ન હતો. ત્યાં ઘરનાં માણસો માટે જ પૂરતી જગ્યા ન હતી. નવ જગ્યાએથી પાણી ગળે એવા છાપરાવાળી ઝૂંપડીમાં રહેવા કરતાં તો બહાર ખુલ્લામાં રહેવાનું તેને સારું લાગ્યું. વેલ્લૈસ્વામી વિચારવા લાગ્યો કે અહીં આવવાને શા માટે મેં પગ દુખવ્યા અને ચાર માઈલ વરસાદમાં ચાલીને આવ્યો? તેનું મન ઉદાસ થઈ ગયું અને ત્યાંથી પાછા ચાલી જવાનો તેને વિચાર આવ્યો.

ત્યાં એક અપૂર્વ ઘટના બની. "દાદી! દાદી! બાપુ આવ્યા છે!" કહેતાં એક છોકરીએ બારણું ખોલ્યું. બારણે ઊભેલા એ માણસના ચહેરાને સારી પેઠે જોયા વિના જ "આવી ગયા? તમને રસ્તો મળી ગયો?" કહેતાં કંઈક આવેશ અને ક્રોધમાં તેનું સ્વાગત થયું.

વેલ્લૈસ્વામી ગભરાઈ ગયો, "હું... હું..."

છોકરી શણ્વકમ પણ તેને જોઈને ગભરાઈ ગઈ. આવેલી વ્યક્તિને ઓળખ્યા પછી તેનું આશ્ચર્ય ઓછું થઈ ગયું; પરંતુ તેના ચહેરા પરથી નિરાશાની ભાવના દૂર ન થઈ. તેણે કહ્યું, 'હું કુરુપ્પનને શોધતો જ અહીં આવ્યો હતો." પછી પૂછ્યું, "કેમ તે હજી ઘરે પાછો નથી આવ્યો?"

તેણે કઠોર શબ્દમાં જવાબ આપ્યો, "ઘરની તેમને જરૂર ક્યાં છે? બે દિવસથી તેમણે ડોકિયું પણ કર્યું નથી. તેઓ જાણે તો છે કે દાદીમા બીમાર છે. તેઓ ચોરીછૂપીથી દારૂ પીને ક્યાંક પડ્યા હશે."

વેલ્લૈસ્વામીને આ વાત પર વિશ્વાસ ન બેઠો. તે હજી સુધી દારૂ પીવાની આદતવાળો શહેરી બન્યો ન હતો. તેને થયું, "આ ભયંકર વરસાદમાં શું કોઈ વ્યક્તિ પોતાની મા અને દીકરીને ભૂલી શકે છે? છિ:, એ કંઈ માણસ છે?"

તેણે પાછા ચાલી જવાનું વિચાર્યું પણ પગ ઊપડ્યા નહિ. ત્યાં જ ખંચકાઈને ઊભો રહ્યો. આવી દશામાં તેમને રડતાં છોડીને પોતાના રક્ષણ માટે પાછા ચાલી જવાનું તેને ઠીક ન લાગ્યું. હવે તે શું કરે? તેને કંઈ સમજણ પડી નહિ. તે પોતે આશરો લેવાની આશાએ આ ઝૂંપડી શોધતો અહીં આવ્યો હતો.

શણ્વકમે તેને અંદર બોલાવ્યો એટલે તે અંદર ગયો. જ્યાં જ્યાં તેણે પગ મૂક્યો ત્યાં ત્યાં પાણી હતું. શણ્વકમે તેને દાદી પાસે પડેલી દેવનારનાં પાટિયાંની એક પેટી પર કે જ્યાં પોતે બેઠી હતી ત્યાં તેને બેસવાનું કહ્યું. તે બેઠો નહિ. છાપરામાંથી ટપકતું પાણી તેના માથા પર પડી રહ્યું હતું. દરમિયાન, છોકરીએ દાદીમાને આ વ્યક્તિ કોણ છે તે કહેવાનો પ્રયાસ કર્યો. ગરીબીની સાથે ઉમ્મર અને બીમારી ભેગાં થવાને લીધે ડોસીની આંખો અને કાન કામ કરતાં ન હતાં. ડોસીની બેસવાની અને જોવાની રીત જોઈને તેને બીમાર મરઘીનો ખ્યાલ આવ્યો.

વેલ્લૈસ્વામી બોલ્યો, ''બીજાંઓની જેમ તમે લોકો પણ બીજે ક્યાંક રહેવા કેમ ચાલી જતાં નથી?''

''દાદીમા ચાલી શકતી નથી. તેમને એકલાં છોડીને ક્યાંય ચાલી જવાનું મન થતું નથી.''

''આ રીતે અંદર બેઠાં બેઠાં વરસાદમાં ભીંજાઈને બન્ને જણ ઠંડીથી મરી જશો.''

''બીજે ક્યાં જઈએ?'' શણ્વકમે પૂછ્યું.

''બીજે ક્યાં જઈએ?'' એ પ્રશ્ને ચાબુકના મારની જેમ તેને ખંખેરી નાખ્યો. તમિલનાડુની રાજધાનીમાં રહેવા છતાં એવો પ્રશ્ન તેણે પૂછ્યો હતો કે જ્યાં હજારો મકાનો, ઊંચાં ઊંચાં મકાનો અને ભવનો ગર્વથી માથું ઊંચું રાખીને ઊભેલાં છે.

તેણે પૂછ્યું, ''કંઈ ખાધુંપીધું કે નહિ?''

તેણે જવાબ આપ્યો, ''હા. ખાઈ લીધું.''

ચૂલો બતાવી રહ્યો હતો કે તે જૂઠું બોલી રહી છે. તે પણ પાણીથી ભીંજાયેલો હતો. દીવાસળી પાણીમાં ભીંજાઈને પડી હતી. છતમાંથી ટપકતું પાણી રોકવાને ઠેર ઠેર માટલાં મૂકેલાં હતાં.

થોડી વાર વિચાર કર્યા પછી તે બોલ્યો, ''તમે લોકો મારી સાથે ચાલો. વરસાદથી બચવાને આપણે કોઈ જગ્યા શોધી કાઢીને ત્યાં રહીશું.''

શણ્વકમ વિચારમાં પડી ગઈ. તે એ જ ક્ષણે અહીંથી ચાલી જવા માગતી હતી, સાથે સાથે તેના આમંત્રણનો અસ્વીકાર પણ કરવા માગતી હતી. દાદીની હાલત જોતાં રાતના એકલી જ તેમની સાથે રહેતાં તે ડરતી હતી અને આ

અપરિચિત યુવાન સાથે રાતના બહાર જતાં પણ તેને ડર લાગતો હતો.

"શું વિચાર કરી રહી છે? અહીં રહીને તો ટાઢથી થથરીને તમે બન્ને મરી જશો."

તે ધીરેથી બોલી, "દાદી ચાલી શકતાં નથી."

"તેમને હું સંભાળી લઈશ."

તેણે ડોસીને આસ્તેથી ઊંચકી લીધી. ડોસીનું શરીર ધખી રહ્યું હતું. જોકે શણ્વકમ તેની સાથે બહાર જતાં ડરી રહી હતી તેમ છતાં તે વખતે અચાનક જ તેના આવવાથી તેને વિશ્વાસ કરવો પડ્યો કે ખુદ ભગવાને જ તેને તેમની પાસે મોકલ્યો છે. તેનો પ્રેમ અને દૃઢતા જોઈને તેનો ભય દૂર થવા લાગ્યો. ઝૂંપડીમાં સાથે લઈ લેવા જેવી કે તાળામાં બંધ કરવા જેવી એકે ચીજ ન હતી. લૅમ્પને ફૂંક મારીને તેણે હોલવી નાખ્યો અને તેને ગોખમાં રાખીને બારણું બંધ કરી તે બહાર આવી. ડોસીને પોતાના હાથનો ટેકો આપીને ધીરે ધીરે ચાલતાં વેલ્લૈસ્વામી આગળ ચાલ્યો. જેઓ પૂરેપૂરાં ભીંજાઈ ગયાં હતાં અને આખો વખત ભીંજાઈ રહ્યાં હતાં. વરસાદ હવે તેમનું વધારે શું બગાડી શકે તેમ હતો?

ચાની દુકાનવાળો નાયર દુકાન બંધ કરી રહ્યો હતો. તેને બૂમ પાડીને તેણે ચાર 'બન રોટી' બાંધી આપવાનું કહ્યું. 'બન રોટી'ની પોટલીને તેણે કમરે ધોતિયામાં લપેટી લીધી. ઉત્સાહ જાળવી રાખવા ખાતર ખમીસના ખિસ્સામાં હવે પાંચ પૈસા પડ્યા હતા. નાયરની દુકાનમાં અંદરની જગા નાયર અને તેના નોકર માટે પણ પૂરતી ન હતી. નાયરને તેણે પૂછ્યું કે રહેવા માટે ક્યાંય જગ્યા મળી શકશે?

નાયર બોલ્યો, "સાંથોમ સમુદ્રતટને છેડે એક સરકારી સ્કૂલ છે. ત્યાં જાવ. લોકોને રહેવા માટે એ સ્કૂલ ખોલવામાં આવી છે."

વેલ્લૈસ્વામી શહેરમાં નવોસવો હતો. તેણે પૂછ્યું, "સ્કૂલ ક્યાં છે?"

શણ્વકમ બોલી, "એ સ્કૂલ ક્યાં છે તે હું જાણું છું, ચાલો."

અડધો માઈલ ચાલ્યા પછી ત્યાં પહોંચ્યા બાદ ખબર પડી કે ત્યાં પણ જગ્યા નથી. ત્યાં જઈ, નિરાશ થઈ, પાછી ફરેલી વ્યક્તિઓએ કહ્યું કે ત્યાં જગા મેળવવા માટે મારામારી થઈ રહી છે. એ સાંભળતાં જ વેલ્લૈસ્વામીને એક બાજુ રડવું આવી ગયું તો બીજી બાજુ ગુસ્સો. ડોસી ચાલી ન શકવાને લીધે કણસવા લાગી. રસ્તા પરની બત્તીઓના અજવાળામાં શણ્વકમની આંખોમાં તેણે આંસુ વહેતાં જોયાં. હવે શું કરવું તેની સમજણ ન પડતાં તેઓ રસ્તાની કોરે થોડી વાર સુધી ઊભાં રહ્યાં.

તે વખતે દસ વાગી ગયા હતા. ત્યારે પણ અનેક મોટરગાડીઓ રસ્તા પર

આવજા કરી રહી હતી. 'કાર' નામના નિર્જીવ યંત્ર માટે પણ 'શેડ' નામનું એક ઘર હતું, જે વરસાદ અને તડકાથી તેની રક્ષા કરતું હતું. માણસ ગમે ત્યાં જાય, એથી શું? તેઓ જે રસ્તે થઈને આવ્યાં હતાં તે જ રસ્તે પાછાં ફર્યાં. ડાબી બાજુના ફૂટપાથ સાથે એક લાંબી દીવાલ હતી. તે દીવાલ પાછળ મકાનો દેખાયાં નહિ. વેલ્લૈસ્વામીએ ડોકિયું કરીને જોયું. એક જગાએ દીવાલના અંદરના ભાગને અડકીને પતરાનાં બનેલાં બે-ત્રણ છજાં તેને દેખાયાં. બાકી બધી જગા વેરાન પડી હતી. તે છજાંને જોતાં જ વેલ્લૈસ્વામી ઉત્સાહમાં આવી ગયો. તેણે ફરી ડોકિયું કરીને જોયું. એક છજામાં કેટલાક લોકો સૂતેલા હતા. બીજામાં ગાય-બકરીઓ ઊભેલી હતી. ત્રીજામાં ફક્ત એક ગધેડો જ ઊભો હતો.

ભગવાને તેની પર કૃપા કરી એમ વિચારીને તે પ્રસન્ન થયો. એ ખુલ્લા મેદાનમાં ચારે બાજુ ઊભી કરવામાં આવેલી દીવાલમાં બારણું જરૂર હોવું જોઈએ. કોણ જાણે તે ખુલ્લું હશે કે બંધ? દીવાલ કૂદીને જવાનું જ ઠીક રહેશે. જો કોઈ ચોકીદાર હશે તો આટલા વરસાદમાં અને આટલી રાતે ક્યાંથી જાગતો હશે? જો તે પકડી લે તો તેને પગે પડીને વિનંતિ કરવી પડશે. તેના આ વિચારનો ખ્યાલ આવી જતાં જ શણ્વકમ ધ્રૂજી ઊઠી. તરત તેનું મોં ઊતરી ગયું. તેણે વેલ્લૈસ્વામીને રોક્યો.

"આપણે અહીં નહિ જઈએ. મારી વાત સાંભળો. આપણે અંદર નહિ જઈએ."

"કેમ નહિ જઈએ?" વેલ્લૈસ્વામી ગુસ્સે થઈ બોલ્યો.

"મારી વાત માનો, અહીં નથી જવું."

"હમણાં તારી દાદીનો જીવ નીકળી રહ્યો છે. હવે વધારે વાર મારાથી સહન નહિ થાય. જો અહીં ન જવું હોય તો મને દરિયાનો રસ્તો બતાવ. આપણે બધાં ત્યાં જઈને ડૂબી મરીએ."

શણ્વકમે કંઈ ન કહ્યું. તે બહારગામથી આવ્યો હતો. શહેરની વાતોની તેને ખબર નથી. કંઈ કહેવા અને તેને અંદર જતો રોકવા તે વ્યાકુળ હતી; પરંતુ તેનો ગુસ્સો જોઈને તે ગભરાઈ ગઈ. તે જો વધારે કંઈ કહેત તો વેલ્લૈસ્વામી તેમને છોડીને જતો રહેત. તે વખતે શણ્વકમમાં એટલી ધીરજ ન હતી કે તેનો સંગાથ છોડી દે.

તેણે ડોસીને જમીન પર સુવડાવી, શણ્વકમને ઊંચકીને દીવાલ પર બેસાડી દીધી. તેના હાથ જાણે લોઢાના બનેલા હતા, તેની પકડમાં અપાર શક્તિ હતી. એનું ભાન થતાં શણ્વકમનો ભય કંઈક ઓછો થયો. તે પછી તેણે ડોસીને દીવાલ પર ચડાવી દીધી અને પકડી રાખવાનું કહ્યું. પછી તે જાતે ચડીને બીજી તરફ

કૂદી પડ્યો અને બન્નેને નીચે ઉતાર્યાં.

પેલા ગધેડાવાળા છજા પાસે પહોંચતાં જ ગધેડો બહાર નીકળી ગયો અને પોતાની જાતિના બીજા લોકોને મળવાને બીજાં છજાં તરફ જતો રહ્યો. વેલ્લૈસ્વામીએ ડોસીને જમીન પર સુવડાવી દીધી. ત્યાં ઠેર ઠેર રાખના ઢગલા જણાયા. તેણે નીચે વળીને ચબૂતરા પરના રાખના ઢગલા ખસેડ્યા. દરમિયાન શણ્વકમે એક ખૂણામાં જઈને પોતાની ફાટેલી સાડી નિચોવીને વાળ લૂછી નાખ્યા. દાદીમાના વાળ પણ લૂછી નાખ્યા અને તેમની સાડી પણ નિચોવી નાખી. વેલ્લૈસ્વામીએ પણ પોતાનું ખમીસ કાઢીને નિચોવ્યું અને પછી વાળ લૂછી નાખ્યા.

એ છજું એક લાંબા અને પહોળા મેદાન વચ્ચે આવેલું હતું. એમાં બનેલા સિમેન્ટના ચબૂતરાનો એક ભાગ વરસાદથી ભીંજાઈ ગયો હતો, પરંતુ બીજો ભાગ કોરો હતો. એ જગ્યા ત્રણ જણ માટે પૂરતી ન હતી; પરંતુ આ વખતે એ જગ્યા તેને સ્વર્ગ જેવી લાગી.

વેલ્લૈસ્વામીએ કમરમાં બાંધેલી 'બન રોટી' કાઢી અને શણ્વકમને આપી. ડોસીને પણ એક ખાવા આપી. ડોસી લગભગ બેહોશ જેવી પડી હતી, છતાં શણ્વકમે આપેલી રોટીનો ટુકડો મોંમાં નાખી મોં ચલાવવા લાગી. ડોસીએ એક 'બન રોટી' અને બીજી અડધી ખાધી. એથી વધારે ખાઈ ન શકી.

"કેમ તમે ખાતા નથી?" કહીને શણ્વકમે એક 'બન રોટી' વેલ્લૈસ્વામીને આપી.

"મેં પેટ ભરીને ખાધું છે. હવે વધારે ખાઈ શકું એમ નથી." અનાયાસ જ આ વાત તેના મોંમાંથી નીકળી ગઈ – જે અડધી સાચી હતી અને અડધી જૂઠી. એ વખતે ચાર શું છ 'બન રોટી' તેના પેટમાં ચાલી જાય તેમ હતી.

શણ્વકમને ખાતી જોઈને વેલ્લૈસ્વામીની બધી ચિંતા દૂર થઈ ગઈ. પોતે ખાવામાં અને પોતાનાં સ્વજનોને ખાતાં જોવામાં જે આનંદ મળે છે તેની અનુભૂતિ તેને થઈ રહી હતી. વેલ્લૈસ્વામીએ આશ્ચર્યથી દૂર ઊભેલા વીજળીના લેમ્પોના પ્રકાશમાં નગરનાં વિશાળ ભવનો ઝગમગતાં જોયાં અને ખૂબ પ્રસન્ન થયો.

"તને ખબર છે કે મેં શહેરમાં આવતાંની સાથે જ શું ધારેલું?"

"શું ધારેલું?"

"મેં એમ જ ધારેલું કે આ કુબેર નગરીમાં જ્યાં રોજ ને રોજ મકાનો બંધાતાં જાય છે, જ્યાંના રસ્તાઓ પર મોટરગાડીઓની કતારોની કતારો ચાલ્યા કરે છે, જેનાં બજારોમાં આપણને આકર્ષે તેવી ચીજવસ્તુઓનો ઢગલો છે ત્યાં શું મને પેટ ભરીને ખાવાનું અને રહેવાને એક છાયાવાળી જગ્યા નહિ મળે?"

"તમને આ કુબેર નગરી લાગી? અહીં માણસો એક ટંક ખાવા માટે પંદર

રૂપિયા ખર્ચી નાખે છે. સ્ત્રીઓ બ્લાઉઝ માટે પચાસ રૂપિયાનું એક ગજ કપડું ખરીદે છે. તમે એ જ કુબેર નગરીને જોઈ છે.''

વેલ્લૈસ્વામી બોલ્યો, ''મેં એ પાપની નગરીને પણ જોઈ લીધી છે.''

''ના. તમે એને સારી પેઠે નથી જોઈ. તમે અમારી ઝૂંપડીઓની નગરી જોવા માગતા હો તો કુવમ નાળાને કિનારે કિનારે ચાલ્યા જાઓ. ત્યાં રોજ ઊભી થતી નવી નવી ઝૂંપડીઓમાં ડોકિયું કરી જુઓ.''

''હું તો ત્રાસી ગયો છું. અહીં આવતાં જ મારે એટલું દુ:ખ વેઠવું પડ્યું છે કે તેટલું એક કૂતરાએ પણ વેઠવું નહિ પડ્યું હોય!'' કહેતાં કહેતાં તેનું ગળું ભરાઈ આવ્યું.

''અમીરો માટે સ્વર્ગ છે. મારા-તમારા જેવા લોકો માટે આ...આ...આ...''

શણ્વકમે વાત વચ્ચે જ બંધ કરી દીધી. જે શબ્દો તેની જીભે આવી ગયા હતા તે કોણ જાણે કેમ સ્પષ્ટરૂપે ન કહી શકી. તેની આવી ચેષ્ટાઓને લીધે વેલ્લૈસ્વામીની જિજ્ઞાસા વધારે તીવ્ર થઈ ગઈ.

''બોલ બોલ! અટકી કેમ ગઈ?''

''કહેવા લાયક વાત નથી.''

''કહી દે, નહિ તો તને નહિ છોડું. મને ગુસ્સો આવશે. કહી દે.''

જ્યારે તેને લાગ્યું કે હવે કહ્યા વિના ચાલે તેમ નથી ત્યારે તેણે બીતાં બીતાં કહ્યું, ''હમણાં આપણે જે જગ્યાએ બેઠાં છીએ... એ જગ્યા કઈ છે... તે જ કહેવા માગું છું.''

''કેમ, આપણે કઈ જગ્યાએ બેઠાં છીએ?''

દુ:ખના અતિરેકથી તેણે જવાબ ન આપ્યો; પરંતુ વેલ્લૈસ્વામીએ વારંવાર પૂછવા માંડ્યું.

''હજી પણ ખ્યાલ નથી આવતો?''

''ખ્યાલ આવ્યો હોત તો પૂછત શા માટે?''

''આપણે મસાણમાં બેઠાં છીએ.''

''શું?''

''જ્યાં મુડદાં બાળવામાં આવે છે એ જગ્યાએ – મસાણમાં આપણે બેઠાં છીએ. રાખનો જે ઢગલો તે હટાવ્યો હતો તે તો ચિતાની રાખ હતી.''

વેલ્લૈસ્વામી ધ્રૂજી ઊઠ્યો. હવે તેને સમજાયું કે અહીં ન આવવાને તે શા માટે આગ્રહ કરતી હતી. પરંતુ તેણે પોતાના મનના ભય અને ગભરાટને વ્યક્ત ન થવા દીધો. ધૈર્યવાન વ્યક્તિની જેમ જોરથી તે હસ્યો અને બોલ્યો, ''કુબેર નગરીના લોકો આખરે જ્યાં જાય છે ત્યાં જ આપણે પહોંચી ગયાં છીએ.''

તેણે પૂછ્યું, ''તમને ડર નથી લાગતો?''

''પાસે પૈસાનો ભાર હોય તો રસ્તે ચાલતાં પણ ડર લાગે છે. મારું અહીં કોણ છે? ડરવા જેવું મારી પાસે કંઈ છે પણ નહિ.''

''દેશમાં કોઈ હશે...''

''મા-બાપ, ઘરબાર, ધન-દોલત કંઈ જ નથી. હું મારા ગામડેથી ભાગી આવ્યો છું.''

''શા માટે ભાગી આવ્યા છો?''

''વરસાદ પર આધાર રાખતાં ખેતરમાં કંઈ પેદા થયું નહિ. બીજું કોઈ કામ ન હતું. લોકોને છેતરીને જીવતાં મને આવડતું નથી. શહેરની સુખની કલ્પના કરીને અહીં ચાલી આવ્યો, પરંતુ અહીં પણ જીવી ન શક્યો.''

વેલ્લૈસ્વામીનો સ્વર શણ્વકમના સ્વરથી પણ વધારે દીન થઈ ગયો. એક ક્ષણ પૂર્વે તેણે કહ્યું હતું કે તેને કોઈનો ડર નથી; પરંતુ આ વખતે પોતાના જીવનને જોઈને, ભયભીત થઈને તે ધ્રૂજી રહ્યો હતો. તે આંખમાં આવેલાં આંસુ રોકી ન શક્યો. તેણે પૂછ્યું, ''હવે કયા મોઢે હું મારે ગામ પાછો જાઉં? ત્યાં જઈને હું શું કરું?''

''ગભરાશો નહિ. તમારા જેવા યુવાને ગભરાવું ન જોઈએ. મનને ચંચળ ન થવા દો'', કહેતાં તેને આશ્વાસન આપવા શણ્વકમ તેની નજીક આવી. આકાશમાં ચમકતી વીજળીના પ્રકાશમાં વેલ્લૈસ્વામીએ તેનો ગોળ ચહેરો અને એકીટશે પોતાને જોઈ રહેલી આંખો જોઈ. તેનો રંગ કાળો હતો પણ ચહેરો આકર્ષક હતો.

એક યુવાન કન્યા તેની સાથે સ્વાભાવિક રીતે જ વાતચીત કરે એ અનુભવ તેને માટે નવીન હતો. ગામની છોકરીઓએ દૂર ઊભી રહીને ઇશારાથી વાતો કરીને તેને મુશ્કેલીમાં મૂકી દીધો ન હતો; ન તો કોઈએ તેની સાથે મન ખોલીને વાત કરી હતી કે ન તો તેની વાતો સાંભળી હતી.

શણ્વકમ બોલી, ''અમે પણ આ જ શહેરમાં જીવીએ છીએ. તમને પણ ગુજરાન ચલાવવાને કોઈ ને કોઈ કામ મળી જશે.''

વેલ્લૈસ્વામી ગુસ્સાથી બોલ્યો, ''આ રીતે જીવવાનો શો અર્થ? જે પિતાએ મને અને જેણે તને જન્મ આપ્યો તેનું ગળું દબાવીને મારી નાખવા જોઈએ. જેમની પાસે પૈસા નથી એવા ગરીબ લોકોએ સંતાનોને જન્મ જ ન આપવો જોઈએ. બાળકોનું ભરણપોષણ ન કરી શકે તો તેમને જન્મ આપવાનું શું યોગ્ય છે? અત્યારના આવા વખતે ક્યાં ચાલી ગયા છે તારા પિતા?''

પોતાના પિતાની નિંદા તેણે કરી તે શણ્વકમને ગમ્યું નહિ; પરંતુ સાથે

સાથે તેને એમ પણ થયું કે વેલ્લૈસ્વામીને નિંદા કરવાનો અધિકાર છે. તેના હૃદયમાં પોતાના પિતા પ્રત્યે જે ક્રોધ હતો તેને જ તેણે વ્યક્ત કરી દીધો હતો.

શણ્વકમ બોલી, ''બસ હવે. ઘણું મોડું થઈ ગયું છે. ઊંઘ આવતી હોય તો સૂઈ જાવ. અડધી રાતે તમે જો આમ નિરાશ થઈને કંઈ કહેશો તો મારાથી રડી પડાશે.''

વેલ્લૈસ્વામી બોલ્યો, ''તું સૂઈ જા, જરાક પણ ડર રાખ્યા વિના સૂઈ જા.'' ડોસી તેમની વચ્ચે લાકડાના ટુકડાની જેમ નિશ્ચેષ્ટ પડી હતી. તેને લાગ્યું કે આજે તે શાંતિથી સૂઈ નહિ શકે. તેનું શરીર થાકીને ચકચૂર થઈ ગયું હતું; પરંતુ હૃદયમાં એક મધુર મોહક ભાવ જાગી રહ્યો હતો. એક અજાણ છોકરી તેને ખાતર રડી પડશે એમ વિચારી તે મનમાં ને મનમાં હસ્યો. શણ્વકમ સૂઈ ગઈ તે પછી થોડી વાર બાદ થોડુંક ખસીને વેલ્લૈસ્વામીએ પણ પોતાના પગ લંબાવ્યા. અહીં વધારે ખસીને સૂવા માટે પૂરતી જગ્યા ન હતી. તે એક મનુષ્યને સુવડાવીને બાળી શકાય એવડું નાનુંસરખું છજું હતું. વરસાદનાં ટીપાં પણ વધારે ખસીને તેને સૂવા દે તેમ ન હતાં. દાદીને બાઝીને શણ્વકમને સૂતેલી જોઈને તેણે પોતાની આંખો મીંચી દીધી.

વરસાદ થોડી વાર બંધ થઈને પાછો જોરજોરથી શરૂ થયો હતો. છજાની છત પતરાંની હતી તેથી તેના પર પડતી વર્ષાની ઝડીઓ ભયંકર શોર કરી રહી હતી. સાંથોમનો દરિયાકિનારો પાસે જ હતો. વાદળોની ગર્જના સાથે સ્વર મેળવતો સમુદ્ર પણ ગરજી રહ્યો હતો. અહીં ફૂંકાઈ રહેલા ભેજવાળા પવનમાં હવે મૃત વ્યક્તિના શરીરની ગંધ પણ ભળી ગઈ હતી.

વેલ્લૈસ્વામીને ઊંઘ ન આવી. રહી રહીને તેને મનમાં વિચાર આવતો હતો કે તે અચાનક જ વિચિત્ર સંસારના એક વિચિત્ર વમળમાં ફસાઈ ગયો છે. તેના રક્ષણમાં બે સ્ત્રીઓ નિર્ભય સૂઈ ગઈ છે એવો વિચાર આવતાં તેનું પૌરુષ જાગી ઊઠ્યું. તે વખતે તેણે પોતાને અત્યંત દરિદ્ર, બેકાર કુલી કે નીચ નહિ; પરંતુ એક યુવાન પુરુષસિંહ ગણ્યો. તે શારીરિક પરિશ્રમ કરી પોતાની અને શરણે આવેલી વ્યક્તિઓની રક્ષા કરી શકે છે.

પોતાનામાં આત્મવિશ્વાસની ભાવના જગાડનાર શણ્વકને તેણે થોડી વાર સુધી ધ્યાનથી જોઈ. સ્વસ્થ શરીર, આકર્ષક ચહેરો અને પ્રેમભર્યા હૃદયવાળી એ કન્યા લાકડાના ઢગલાની બનેલી ચિતા પર નહિ, રેશમી ગાદલા પર સૂતેલી કન્યા જેવી તેને જણાઈ. તેના ચહેરા પર હાસ્યની એક રેખા ફરકી ગઈ. ધીરે ધીરે નિદ્રાદેવીને શરણે જઈને તે પોતાની જાતને ભૂલી ગયો.

રાતનો ત્રીજો કે ચોથો પ્રહર હતો. એકાએક જોરથી અવાજ થયો. એમ

જ લાગ્યું કે પતરાંની છત પર પથ્થરોનો વરસાદ વરસી રહ્યો છે. મોટા મોટા કરા પડી રહ્યા છે! આંખોને આંજી નાખનારો તેજ પ્રકાશ દેખાયો. એમ જ લાગ્યું કે એ વેરાન સ્થાનમાં આગ લાગી છે. તેની સાથે જ ચરાચર જગતને ધ્રુજાવનાર ભયંકર ગર્જના સંભળાઈ. શણ્વકમે ઝટ ઊઠીને દાદીના શરીરને હચમચાવ્યું. દાદીનું શરીર ઠંડું પડી જઈને લાકડા જેવું થઈ ગયું હતું. તે જોરથી ચીસ પાડતી વેલ્લૈસ્વામી પાસે આવી અને તેણે તેના હાથને જોરથી પકડી લીધો. તેની પકડ મજબૂત હતી. તેનું શરીર ભયને લીધે ધ્રૂજી રહ્યું હતું. વેલ્લૈસ્વામી પણ જાગી ગયો.

તેણે શણ્વકમના ચહેરાને ધ્યાનથી જોયો. આખા સંસારનો ભય એકત્ર થઈને તેની આંખોમાં સમાઈ ગયો હતો.

''બીક લાગે છે, મને બીક લાગે છે'', કહી તે જોરથી રડવા લાગી, ''આપણે અહીંથી ચાલી જઈએ. અહીં મસાણમાં નહિ રહી શકાય'', કહી તે આજીજી કરવા લાગી.

વેલ્લૈસ્વામીએ ધીરેથી તેને પકડીને ખોળામાં સુવડાવી દીધી. શણ્વકમે મના ન કરી. ઠંડી અને ભયથી તેને બચાવવાને માટે વેલ્લૈસ્વામીએ તેને પોતાની છાતી સાથે ચાંપી દીધી.

''બીશ નહિ. હું તારી પાસે છું. ગભરાઈશ નહિ.'' ખૂબ પ્રેમથી આ શબ્દો તેણે તેના કાનમાં વારંવાર કહ્યા. તેનો ભય ધીરે ધીરે ઓછો થવા લાગ્યો. આ રીતે તેઓ એ સ્મશાનભૂમિમાં, મૃત્યુદેવતાની લીલાભૂમિમાં, શબ બળી ગયા પછી બચેલી રાખના ઢગલા પર, આલિંગનબદ્ધ તથા આત્મસંજ્ઞાહીન થઈ, થોડી વાર પડી રહ્યાં.

વરસાદ પડી રહ્યો હતો. વાદળ ગરજી રહ્યાં હતાં, વીજળી ઝબકી રહી હતી, પવન ફૂંકાઈ રહ્યો હતો, દરિયો ગરજી રહ્યો હતો, છતાં શણ્વકમનો ભય જાણે રૂની જેમ ઊડી ગયો.

તેણે મોં ફેરવીને તેને જોયો અને હસી પડી. એ ગાઢ અંધકારમાં પણ એ ચાર આંખોને નવીન પ્રકાશ મળી ગયો. શણ્વકમે ધીરેથી તેના ગળામાં પોતાના હાથ ભેરવી દીધા. તેના હાથની ગરમીથી તેની ઠંડી પણ દૂર થવા લાગી. ''આ જ જગ્યાએ, આ જ રીતે, આપણે બંને મરી જઈએ તો કેટલું સારું!'' કાલીઘેલી વાણીમાં તેણે કહ્યું. વેલ્લૈસ્વામીએ પોતાના હોઠથી તેના કોમળ હોઠને ઢાંકીને તેને આગળ બોલવા ન દીધી. તે પછી તેઓ આ લોકમાં ન રહ્યાં. તેઓ પોતાની જાતને ભૂલીને વીજળી, ગર્જના, વર્ષા, ઠંડી હવા, સ્મશાન, મૃત્યુ, ભૂખ, નિર્દયતા, લોભ, નીચતા વિનાના એક અદ્‌ભુત લોકમાં વિહરવા લાગ્યાં. પ્રેમભર્યા એ

આનંદલોકમાં એક પ્રાણી બીજા પ્રાણી માટે પ્રાણ અર્પણ કરવામાં પણ ખચકાતું ન હતું.

કુબેરપતિઓ અને કરોડપતિઓને ક્ષણભરમાં રાખનો ઢગલો બનાવીને ઉડાવનાર, તાંડવ નર્તન કરનાર શિવજીએ પોતાના વિનાશકાર્ય વિરુદ્ધ વિદ્રોહ કરવામાં તન્મયતાથી લાગેલા આ બે અનાથોને ચોક્કસ જોયાં હશે. કોઈ વેળા કામદાહી કહેવાતા શિવે આજે અહીં કામદેવને પુનર્જીવિત કરવાનું કામ કરવું પડ્યું.

વિનાશના આ ગર્ભગૃહમાં, વિનાશને દૂર કરનાર પ્રાણીસમૂહની પ્રાણશક્તિનું એક ટીપું છીપમાં પડીને મોતી બની ગયું હતું. એ વખતે તેને ન તો શણ્વકમ જાણતી હતી કે ન તો વેલ્લૈસ્વામી જાણતો હતો. તેમણે પોતાને જન્મ આપનાર માતાપિતાની નિંદા કરી હતી – પરંતુ એ પ્રભાતવેળામાં સ્વયં તેઓ પણ માતાપિતા બની ગયાં છે, એ વિચિત્ર વાતને તેઓ સમજી ન શક્યાં.

વરસાદ પડતો રહ્યો, વીજળી ચમકતી રહી, વાદળ ગરજતાં રહ્યાં, સમુદ્રની લહેરો કિનારા સાથે અથડાતી રહી. લહેરો વારંવાર આવીને અથડાતી હતી અને આગળ વધીને વિખેરાઈ જતી હતી. દાદી ત્યાં વિખેરાઈ ગયેલી લહેર સમાન પડી હતી. તેની પૌત્રી નવી લહેરોને શોધી રહી હતી. વીજળીના પ્રકાશમાં ટીનનું બનેલું મસાણનું એ છજું સાક્ષીરૂપે ઊભું હતું.

# 18

# ધનકોટિની ઈચ્છા

- કલ્કિ

''નીકળી ગયો! હે ઈશ્વર! કેસ હાથમાંથી નીકળી ગયો!''

આ શબ્દો શિવશંકરન પિલ્લૈના કાનમાં શૂળની જેમ ભોંકાયા. હાય રે! સાચે જ આ શું છેલ્લો નિર્ણય છે?

એ વખતે શિવશંકરન પિલ્લૈ હાઈકોર્ટમાં તેમના જૂના વકીલ વિનાયક શાસ્ત્રીના ઓરડામાં બેઠા હતા. એમના અપીલ કેસના નિર્ણયનો એ દિન હતો. કોર્ટમાં હાજર રહીને પોતાના કેસનો ચુકાદો જાતે સાંભળવાની હિમ્મત એમનામાં ન હતી. એટલે એ વકીલના ઓરડામાં જ બેસી રહ્યા. એમણે વકીલના ક્લાર્ક કિટ્ટુ અય્યરને વિનંતિ કરી હતી કે કેસ પૂરો થાય કે તરત જ એમને ખબર આપે. બપોરના સાડાત્રણ વાગ્યે કિટ્ટુ અય્યરે એક કેસના કાગળો ત્યાં લાવીને મૂક્યા અને બીજા કેસના કાગળોનું બંડલ લઈ ચાલ્યો ગયો. એણે એક જ ક્ષણમાં એ માંગલિક શબ્દો કહ્યા હતા અને પાછો તરત ચાલ્યો ગયો હતો.

આ શબ્દો સાંભળતાં જ શિવશંકરન પિલ્લૈને લાગ્યું કે જાણે ઓરડો, ખુરશીઓ, મેજ તથા હાઈકોર્ટનું એ ભવન – બધું જ ખૂબ ઝડપથી ગોળ ગોળ ઘૂમી રહ્યું છે. એમણે પોતાના બન્ને હાથો વડે માથું કસીને પકડી લીધું. એમને લાગ્યું કે ગરમ ગરમ લાલ સળિયાથી એમના માથા પર કોઈ 'નીકળી ગયો! હે ઈશ્વર! કેસ હાથમાંથી નીકળી ગયો!' એવા શબ્દો લખી રહ્યું છે.

શિવશંકરન પિલ્લૈ લથડતા લથડતા બેઠા થયા. એ જ રીતે ચાલતાં તેઓ હાઈકોર્ટનાં પગથિયાં ઊતરી નીચે આવ્યા. પછી તેઓ દરિયાકિનારા તરફ ચાલ્યા. ત્યાં રેતીના ટેકરા પાસે જઈને બેસી ગયા. મોટે ભાગે તેઓ અહીં જ બેસતા હતા.

હવે શું કરવું? તેમણે ઓટીમાં બાંધેલા પૈસા કાઢીને જોયા. સવારે ચાર આના ખિસ્સામાં હતા. મયિલાપુરથી હાઈકોર્ટ સુધીનું બસનું ભાડું અને છીંકણીના

પડીકાના પૈસા ખર્ચ્યા બાદ હવે દોઢ આનો બાકી રહ્યો હતો. ગામ પાછા જવાને એમની પાસે રેલભાડાના પૈસા ન હતા. એમનો સામાન હૉટલમાં પડ્યો હતો. એ લેવાને જો હૉટલમાં જાય તો તેના માલિકને બે દિવસના ખાવાના પૈસા આપવા પડે એમ હતું.

હા! જો કેસ એ જીતી ગયા હોત તો કેટલું સારું થાત? કોણ જાણતું હતું કે વિજય એમની નિકટ આવી જતાં છતાં એમના હાથમાં નહિ આવે. છિ:! આ કેવી સરકાર છે, આ કઈ જાતની કોર્ટ છે! અહીં કેવો ન્યાય થાય છે!

બે વર્ષ પહેલાં શિવશંકરન પિલ્લૈ આવો ચુકાદો સાંભળવાને તૈયાર હતા. એમણે પોતાની ચાલીસ વેલી[1] જમીન કરજદારોને નામે લખીને કરજનો ખૂબ મોટો ભાગ ચૂકવી દીધો હતો. હવે એમની પાસે કુલ દસ વેલી જમીન બાકી રહી હતી, જેની ઉપર એમણે અઠ્ઠાવન હજારનું કરજ લીધું હતું. ઋણદાતાએ વારંવાર એમને કહ્યું, ''હું બે વેલી જમીન છોડી દઈશ. બાકીની જમીન મારે નામે લખી આપો.'' શિવશંકરન પિલ્લૈ બાકીની જમીન લખી આપવાને પણ તૈયાર થઈ ગયા હતા. એ જ વખતે પ્રજા તરફથી વ્યવસાયીઓને કરજમાંથી મુક્ત કરવાની એક દરખાસ્ત રજૂ કરવામાં આવી. 'પાડ માનો ભગવાનનો કે હું બચી ગયો' એમ વિચારી તેઓ ખુશ ખુશ થઈ ગયા. એ દરખાસ્ત પ્રમાણે એમણે ઋણદાતાઓને ફક્ત 1,600 રૂપિયા જ આપવાના હતા. શિવશંકરન પિલ્લૈએ કેટલાંક વર્ષ પહેલાં દસ હજાર રૂપિયા કરજે લીધા હતા, જેની ઉપર એમણે આજ સુધીમાં 18,400 રૂપિયા વ્યાજ આપ્યું હતું.

ઋણમુક્તિ સંબંધી એ દરખાસ્ત પાસ થઈ ગઈ અને એ એક નિયમ બની ગયો. પિલ્લૈ 1,600 રૂપિયામાં બીજા 1,600 રૂપિયા ઉમેરીને 3,200 રૂપિયા આપવાને તૈયાર હતા, પરંતુ કરજ આપનારે એમની વાત માની નહિ. તેણે કોર્ટમાં કેસ કર્યો. તેને કોર્ટમાં કેસ દાખલ કરતો જોઈને લોકોએ તેને પાગલ ગણ્યો અને તેની મશ્કરી કરી. હવે જ્યારે કલેક્ટરે ચુકાદો આપ્યો ત્યારે લોકોને ભાન થયું કે એ વ્યક્તિની મજાક ઉડાવીને તમણે મોટી ભૂલ કરી હતી.

આઈ.સી.એસ.ની પરીક્ષા પાસ કરનારા લોકોમાં જે કોઈ મૂર્ખ જણાય છે તેમને ન્યાય વિભાગનું કામ સોંપી દેવાની એક પરંપરા છે ને? ત્યારે આવી જ એક આઈ.સી.એસ. પાસ વ્યક્તિ કલેક્ટરના પદ પર હતી. સામાન્ય જનતા જે કંઈ કહતી તેની વિરુદ્ધમાં જ કંઈ કરવાનું તેમને પ્રિય હતું. એટલે તેમણે એવો નિર્ણય આપ્યો કે વ્યવસાયીઓની ઋણમુક્તિને આ નિયમ લાગુ નહિ પાડી

1. જમીનનુ એક માપ (પોણાસાત એકર).

શકાય. મદ્રાસ ન્યાયાલય કે ભારતનું સર્વોચ્ચ ન્યાયાલય પણ એવો નિયમ બનાવવાની યોગ્યતા ધરાવતું નથી. આ મામલામાં ગવર્નર કે વાઇસરૉયની સહી પણ ચાલે એમ નથી. ખુદ મહારાજા જો આ નિયમનો સ્વીકાર કરે અને સહી કરી દે તો આ નિયમનો અમલ થઈ શકે છે. એટલે પ્રતિવાદી વાદીને પૂરેપૂરી રકમ અર્થાત્ 18,000 રૂપિયા કોર્ટના ખર્ચ સાથે આપી દે. શિવશંકરન પિલ્લૈ પર જાણે વીજળી ત્રાટકી પડી. લોકોએ એમને કહ્યું કે કલેક્ટરનો આ ચુકાદો મૂર્ખાઈભર્યો છે. આ ચુકાદા વિરુદ્ધ હાઈકોર્ટમાં અપીલ કરવાથી તેના ન્યાયપૂર્ણ પક્ષની જરૂર જીત થશે. લોકોની વાતો સાંભળીને શિવશંકરન પિલ્લૈએ પોતાનાં બાળકોનાં ઘરેણાં વેચી થોડાક રૂપિયા એકઠા કર્યા અને કલેક્ટરના ચુકાદા વિરુદ્ધ હાઈકોર્ટમાં અપીલ કરી. કોણ જાણતું હતું કે હાઈકોર્ટનો નિર્ણય પણ એમને માટે પ્રાણઘાતક સિદ્ધ થશે?

2

દરિયાકિનારાની પાસે થઈને જતા રસ્તા પર બત્તીઓ ચાલુ થઈ ત્યાં સુધી શિવશંકરન પિલ્લૈ દરિયાકિનારે બેસી રહ્યા. રહી રહીને એમના મનમાં દરિયામાં ડૂબી જવાનો વિચાર આવતો હતો. બાળપણમાં તેમણે વાંચ્યું હતું કે કવખતે મરી જનાર વ્યક્તિઓનો આત્મા સંસારમાં ઘૂમ્યા કરે છે, એને કદી શાંતિ મળતી નથી. આ વેળા, એ વાત એમને યાદ આવી. ''હે ઈશ્વર! મારું મોત કેમ આવતું નથી? દુનિયામાં નાની ઉમ્મરે કેટલાય લોકો મરી જાય છે. હું તો પંચાવન વર્ષનો થયો છું. મોત મારી પાસે કેમ આવતું નથી?''

છેલ્લી વાર શિવશંકરન પિલ્લૈએ મન દૃઢ કર્યું. તેમને થયું કે હવે આ દુનિયામાં જીવવાનો કોઈ અર્થ નથી. ક્યારેક તો મરવાનું છે જ! એમ વિચારી તેઓ કિનારા ભણી ચાલવા લાગ્યા. તેઓ પોકારવા લાગ્યા, ''હે સમુદ્રરાજ! આ દુનિયામાં દીનદુઃખિયાનો આશ્રયદાતા તું જ છે!''

ત્યાં શિવશંકરન પિલ્લૈને બાળકો યાદ આવ્યાં. એમને વિચાર થયો, ''છેલ્લી વાર એમને મળ્યા વિના હું પ્રાણત્યાગ કરું? અરે! કાલે રાતે તો દિવાળી છે. બાળકો મારી રાહ જોતાં હશે. પિતાજી નવું ધોતિયું, લૂંગી, ફટાકડા વગેરે લઈને આવશે, દિવાળીને દિવસે મારે બદલે મારા મૃત્યુના સમાચાર એમની પાસે પહોંચે તો? હાય... બાળકો રડવા માંડશે. એ સાચું છે કે આ વેળાએ મારા હાથમાં ફૂટી કોડી પણ નથી છતાંય દિવાળી પહેલાં ખાલી હાથે પાછા ફરવું પડે તોપણ ઘરે પાછા જવું તો જોઈએ જ. છોકરાંઓને એક વાર મળ્યા પછી આ સંસારમાં પ્રાણત્યાગ કરવાના ઉપાય ક્યાં ઓછા છે?''

શિવશંકરન પિલ્લૈ એલુંબુર સ્ટેશન ભણી ચાલવા માંડ્યા. સ્ટેશને પહોંચતાં

જ એમણે ઓટીમાં બાંધેલા દોઢ આનામાંથી એક આનો કાઢી પ્લેટફોર્મ ટિકિટ ખરીદી. તેઓ સ્ટેશનની અંદર ગયા તે જ વખતે ત્યાં એક ટ્રેન ઊપડવાની તૈયારીમાં હતી. તેઓ તેમાં ચઢી ગયા. ટ્રેન ઊપડી. 'છૂક્ છુક્' કરતી ગાડી ચાલવા લાગી. તેઓ વારંવાર બાળપણમાં વાંચેલા એક ગીતની લીટીઓ ગણગણવા લાગ્યા. ખાડાટેકરાવાળા રસ્તાની જેમ પૈસા પણ વધઘટે છે. એમને થયું કે એમની પહેલાંની અને આજની સ્થિતિમાં કેટલો ફેર છે! એક વખત ચાલીસ વેલી જમીન પર એકાધિકાર હતો અને આજે હોટલમાં ખાવાના પૈસા ન આપી શકવાને લીધે હું નાસી આવ્યો છું! એક વખત હું મઝેથી બીજા વર્ગના ડબ્બામાં બેસીને સફર કરતો હતો અને આજે ત્રીજા વર્ગમાં ટિકિટ વિના મુસાફરી કરી રહ્યો છું. ટિકિટચેકર આવી ચડે એ ડરથી મારું હૃદય જોરજોરથી ધબકી રહ્યુ છે!

એ એક એક્સપ્રેસ ગાડી હતી એટલે નાનાં નાનાં સ્ટેશનોએ થોભ્યા વિના આગળ ચાલ્યે જતી હતી. યાત્રીઓમાં કેટલાક જણ સૂઈ ગયા હતા, તો કેટલાક બેઠા બેઠા ઝોકાં ખાઈ રહ્યા હતા પરંતુ શિવશંકરન પિલ્લૈને ઊંઘ ન આવી. તેઓ જાગતા જ બેઠા હતા.

રાતના લગભગ બે વાગ્યા હશે પાસેના ડબ્બામાંથી એક ટિકિટચેકર એમના ડબ્બામાં આવ્યો. સૂતેલી વ્યક્તિઓને વારાફરતી જગાડીને તેમની ટિકિટોની તપાસ તેણે કરી. તે પછી તે શિવશંકરન પિલ્લૈ પાસે પહોંચ્યો. ટિકિટ માગી. ક્ષણભર માટે તેઓ ચુપ રહ્યા પછી રડતાં રડતાં બોલ્યા, "મારા પૈસા અને ટિકિટ પેટીમાં હતાં. હું સૂઈ ગયો હતો ત્યારે કોઈ માણસ પેટી લઈને ઊતરી ગયો."

ટિકિટચેકરે બેત્રણ વાર એમને ધારી ધારીને જોયા. તે અનુમાન ન કરી શક્યો કે એમની વાત સાચી છે કે જૂઠી. ગાડી બીજા સ્ટેશન પર પહોંચતાં જ તેણે એમને ગાડીમાંથી ઊતરી જવાને કહ્યું. પછી તે એમને સ્ટેશનમાસ્તર પાસે લઈ ગયો. કહ્યું. "એમની પાસે ટિકિટ નથી. ટિકિટ માગતાં તેમણે બહાનું શોધી કાઢ્યું છે. હવે તમે જ એમની તપાસ કરો." પછી તે ત્યાંથી ચાલ્યો ગયો. સ્ટેશનમાસ્તર ઊંઘમાં હતા. તેઓ બોલ્યા, "ચાલ્યો જા અહીંથી. અહીં ઊભો રહીને મારો જીવ ન ખા." શિવશંકરન પિલ્લૈ સ્ટેશનની બહાર નીકળ્યા. એમણે જોયું પણ નહિ કે એ કયું સ્ટેશન છે. સીધા જ પાસેના ગામ ભણી ચાલ્યા. એમને યાદ આવ્યું કે આ ગામને એમણે ક્યારેક જોયું છે; પણ ગામનું નામ યાદ ન આવ્યું.

એમણે પહેલે દિવસે સવારે દસ વાગ્યે ખાવાનું ખાધું હતું. એટલે હમણાં ભૂખને કારણે અને નિદ્રાને અભાવે એમનું શરીર શિથિલ થઈ ગયું હતું. ચાલતી વખતે એમના પગ લથડવા લાગ્યા. તેઓ જે રસ્તે ચાલતા હતા તેના પર લોકોની

ખાસ અવરજવર ન હતી. એમનું માથું એકાએક ચકરાવા લાગ્યું, આંખો સામે અંધારું છવાઈ ગયું. તેઓ સમજી ગયા કે કોઈ અજાણ્યા ગામના રસ્તાની વચ્ચે બેભાન થઈને પડવાના છે. ઝટપટ બેચાર ડગલાં ચાલ્યા અને એક મકાનને બારણે જઈ બેઠા. બીજી જ ક્ષણે તેઓ બેભાન થઈ ગયા.

3

જ્યારે શિવશંકરન પિલ્લૈએ આંખો ખોલી ત્યારે એમને જે વિચિત્ર દૃશ્ય દેખાયું તે જોઈ તેઓ પાછા બેભાન થઈ જાત. એમને મોગરાનાં ફૂલોની અગરબત્તીની સુગંધ આવી. એમણે ચારે બાજુ નજર ફેંકી. એ એક નાનોસરખો ઓરડો હતો. એમાં એક સુંદર પલંગ હતો. પલંગ પર નરમ ગાદલું હતું, જેની ઉપર તેઓ સૂતા હતા. ભીંતમાં એક ગોખ હતો, જેમાં ફૂલમાળા પહેરાવેલી એક છબિ હતી. છબિ સામે એક દીપ સળગી રહ્યો હતો. દીપના પ્રકાશમાં એમણે છબિ જોઈ. એકાએક તેઓ ગભરાઈ ગયા અને પલંગ પર બેઠા થઈ ગયા. એમણે ફરીથી છબિ જોઈ. એ એમની જ છબિ હતી તે બાબત કોઈ શંકા ન હતી. એ છબિ પાંત્રીસ વર્ષ પહેલાં લેવામાં આવેલી હતી એટલે ઝાંખી થઈ ગઈ હતી. એ છબિમાં એમને પોતાનું રૂપ જરા વિચિત્ર લાગ્યું. કાન પર લટકતાં જુલ્ફાં, ચોટલી, એની પર ટોપી, કાનમાં હીરાનાં લવિંગ, કપાળે ચાંદલો અને તેની પર કાળું ટપકું. ખમીસ અને કોટ પહેરેલા એમના આ યુવાન રૂપમાં અને આજના વૃદ્ધાવસ્થા રૂપમાં કેટલો ફેર છે! એમને વિશ્વાસ જ થતો ન હતો કે એક વખત એમનું રૂપ આવું હતું!

શિવશંકરન પિલ્લૈને એક પછી એક પાછલી ઘટનાઓ યાદ આવી. માનસચક્ષુઓ સમક્ષ એ ઘટનાઓનો સાક્ષાત્કાર થયો. એમને થયું કે એ બધી ઘટનાઓ જાણે હમણાં જ બની છે.

ત્યારે શિવશંકરન તિરુચ્ચિનાપલ્લીની સેંટ જોસેફ કૉલેજમાં ભણતા હતા. એ વર્ષે એમણે એમ.એ.ની પરીક્ષા આપવાની હતી. અભ્યાસ માટે એમણે એક ઓરડો રાખ્યો હતો. નોકર ખાવાનું બનાવી આપતો હતો. તેઓ એક અમીર જમીનદારના પુત્ર હતા. એમને ખર્ચની ચિંતા ન હતી.

એ જ વર્ષે શ્રાવણ મહિનામાં એમનાં લગ્ન નક્કી થયાં હતાં. પત્ની મોટા ઘરની દીકરી હતી. શિવશંકરનના પિતાએ ખૂબ ધામધૂમથી લગ્નની તૈયારીઓ કરી. એમણે શિવશંકરનને પત્ર લખ્યો કે લગ્ન પહેલાં એક અઠવાડિયા અગાઉ તેઓ ગામ પહોંચી જાય. એમની આજ્ઞા મુજબ શિવશંકરન લગ્નના દિવસો પહેલાં જ ગામ ચાલી ગયા.

એમનું ગામ રેલવે સ્ટેશનથી છ માઈલ દૂર હતું. રસ્તે ચોથા માઈલ આગળ

એક નાની નદી પાર કરવી પડતી હતી. નદી પર પુલ ન હતો. પૂરના દિવસોમાં નાવમાં બેસીને નદી પાર કરવી પડતી હતી. શિવશંકરન ગાડીમાં બેસીને સ્ટેશનથી નદીકિનારે આવ્યા. નદીમાં પાણીની ઊંચી ઊંચી લહેરો ઊઠતી હતી. સામે કાંઠે એમને લેવાને એમની પોતાની ગાડી આવી હતી. એ વખતે નાવ ઊલટી દિશામાં અડધા અંતરે પહોંચી ગઈ હતી. નાવ પાછી ફરવાને પંદરેક મિનિટ લાગે તેમ હતું એથી શિવશંકરન નદીકિનારે પીપળાના ઝાડ નીચે બેસી ગયા.

ત્યાં કોઈના હાસ્યનો મધુર અવાજ સાંભળીને એમણે નજર ફેરવી. પીપળાના ઝાડની બીજી બાજુ એક છોકરી અને એની મા બેઠાં હતાં. તેઓ ભાત ખાઈ રહ્યાં હતાં. છોકરી ખાતાં ખાતાં, વચ્ચે વચ્ચે, નદીકિનારે બેઠેલા કાગડાઓને ભાત ખવડાવી રહી હતી. એ ભાતના ગોળા બનાવીને આકાશમાં ઊંચે ઉછાળતી હતી અને પાંચ-છ કાગડા તે પકડવાને ઊડતા હતા. અંતે ગોળો કોઈ એક કાગડાના મોંમાં જઈને પડતો હતો ત્યારે એ છોકરી ખિલખિલાટ હસી પડતી હતી. ક્યારેક ક્યારેક બે કાગડા મળીને એક જ ગોળાને પકડી લેતા હતા. એ વખતે બે ચાંચને ઝઘડતી જોઈને છોકરીને મજા પડતી હતી.

શિવશંકરન આ બધું ધ્યાનથી જોઈ રહ્યા. વચ્ચે વચચે એમને પણ હસવું આવી જતું હતું. એક વાર એ છોકરીએ એમને હસતા જોઈ લીધા. એ પછી દરેક વાર ભાતના ગોળા ઉછાળતી વખતે એ છોકરી ત્રાંસી નજરે એમને જોઈ લેતી. શિવશંકરન એની આ ચેષ્ટાઓને મગ્ન થઈ જોઈ રહ્યા.

નદીકાંઠાના કાગડામાં ખૂબ હિમ્મત હોય છે. હવે એમની હિમ્મત વધતી જતી હતી. એક કાગડાએ આવીને છોકરીના હાથમાંથી જ સીદો ગોળો ઝૂંટવી લીધો. ''હાય રે!'' છોકરીએ ચીસ પાડી. તે રમતરમતમાં કે ગભરાઈને ચીસ પાડી ઊઠી હતી તેનો ખ્યાલ ન હોવા છતાં શિવશંકરન દોડ્યા અને એમણે કાગડાને ઉડાડી મૂક્યો.

છોકરીએ માને કહ્યું, ''મા, મા, આ માણસે કાકાસુરથી મારી રક્ષા કરી છે.''

છોકરીના આવા શબ્દો સાંભળી શિવશંકરનને અપાર આશ્ચર્ય થયું. ''કાકાસુર? એ કોણ છે? લાગે છે કે છોકરી ખૂબ ભણેલી છે.'' કોણ જાણે કેમ, તેઓ છોકરી સાથે વાતચીત ન કરી શક્યા. એટલામાં નાવ પાછી આવી ગઈ. શિવશંકરન મળીને ત્રણ યાત્રી હતા. ત્રણે નાવમાં બેસી ગયા.

નાવ નદીના પ્રવાહને ચીરતી આગળ વધી રહી હતી. છોકરી ખૂબ કુતૂહલથી એમને જોઈ રહી હતી. માથાના વાળમાં ગૂંથેલાં ફૂલોમાંથી એક એક કાઢીને નાવની આગળ એ ફેંકી રહી હતી. પાણીમાં વહેતાં એ ફૂલ જોવાને તે નાવની બીજી બાજુ દોડી જતી હતી. એક વાર દોડતાં એનો પગ લપસી ગયો. ખૂબ

કુતૂહલ સાથે એની ક્રિયાઓ જોઈ રહેલા શિવશંકરને તેને પકડી લઈને પડી જતાં બચાવી લીધી. તેની મા બોલી, "અરે, ધનકોટિ! તોફાન કેમ કરે છે? હમણાં તું નદીમાં પડી જાત તો?"

ધનકોટિ હસી પડી. એણે શિવશંકરનને પૂછ્યું, "તમને તરતાં આવડે છે?" "હા" કહેતાં તેણે કહ્યું, "તો તમે મને શા માટે પકડી લીધી? નદીમાં પડ્યા પછી મને બચાવી લેવી હતી ને?" અને ફરી પાછી હસી પડી. શિવશંકરનનું માથું ભમવા લાગ્યું. જિંદગીમાં આવો અનુભવ એમને કદી થયો ન હતો.

નાવ સામે કિનારે પહોંચી ગઈ. શિવશંકરન તેમને લેવા આવેલી ગાડીમાં જઈને બેઠા. નદીને આ પાર છોકરીનાં ત્રણ-ચાર સગાંઓ ઊભાં હતાં. એ લોકોએ ત્યાંથી જલદી ચાલી જવાનો પ્રયત્ન કર્યો. શિવશંકરનની ગાડી ઝડપથી દોડવા લાગી. એમને ભ્રમ થયો કે ધનકોટિ એમની ગાડીને એકીટશે જોતી ઊભી છે.

"એ કોણ છે? ક્યાં જઈ રહી છે? ક્યાંથી આવી છે? શું હું એને ફરી મળી શકીશ? ઓહ! એ કેટલી સુંદર છે!" વગેરે વિચારો એમના મનમાં ઊઠ્યા. "એના ચહેરા પર કેટલી શોભા હતી! કેટલી ચંચળતા હતી! એની આંખો કેટલી મોહક હતી! જ્યારે જ્યારે એ તીરછી નજરે મારી સામે જોતી હતી ત્યારે... હાય! એને જો થોડા દિવસ પહેલાં મળવાનું થયું હોત તો આ લગ્ન... છિઃ છિઃ, મારા મનમાં આ પ્રકારના ગંદા વિચાર કેમ જાગી રહ્યા છે!" આ રીતે વિચાર કરતાં એમણે ઊંડો શ્વાસ લીધો.

લગ્ન ધામધૂમથી થયાં. લગ્નની ધમાલમાં શિવશંકરન નદીકિનારાની ઘટના ભૂલી ગયા. એ વધૂને જોઈને પ્રસન્ન થયા. લગ્નને બીજે દિવસે એક નૃત્યનું આયોજન કરવામાં આવ્યું હતું. શિવશંકરનને નૃત્ય જોવાનું ખાસ મન ન હતું. નૃત્યની વાત સાંભળીને તેઓ બોલ્યા, "આ તે કેવી પ્રથા છે?" પરંતુ લોકો આગ્રહ કરીને એમને નૃત્યસભામાં લઈ ગયા. સૌની સમક્ષ નિઃસંકોચપણે નૃત્ય કરનારી એ કન્યાને જોવા એમણે નજર ઊંચી કરી તો એકીટશે જોઈ જ રહ્યા. એ પેલી જ છોકરી હતી કે જેને તેઓ નદીતટે મળ્યા હતા.

શિવશંકરન થોડી વાર પછી સચેત થયા. એમને થયું કે આ રીતે આ છોકરીને હું એકીટશે જોયા કરીશ તો લોકો શું ધારશે? એમણે બીજી તરફ મોં ફેરવી લીધું. પાસે બેઠેલા મિત્રને એમણે પૂછ્યું, "આ નર્તકી કયા ગામની છે?" મિત્રે જવાબ આપ્યો, "તને એટલી પણ ખબર નથી? તું આટલાં બધા વખતથી તિરુચ્ચિનાપલ્લીમાં રહે છે. એ પલ્લૈકોટૈની પ્રસિદ્ધ નર્તકી ધનકોટિ છે."

ધનકોટિએ થોડી વાર નૃત્ય કર્યું. પછી પદ ગાતાં ગાતાં અભિનય કરવા લાગી. એ અભિનયમાં શિવશંકરનનું મન ન ચોંટ્યું. એમનું મન કોણ જાણે

ક્યાં ભટકી રહ્યું હતું. વચ્ચે વચ્ચે એકાદ ક્ષણ માટે તેઓ ધનકોટિને જોઈ લેતા હતા અને પછી નજર ફેરવી લેતા હતા. અંતે તે સંસ્કૃત શ્લોક બોલતાં બોલતાં અભિનય કરવા લાગી.

શિવશંકરન તન્મય થઈને તેનો અભિનય જોઈ રહ્યા. શ્લોક રામાયણનો હતો, જેમાં કાગાસુરની કથા હતી. રામ સીતાજીની ગોદમાં માથું રાખીને સૂતા હતા. એ વખતે કાગાસુર સીતાજીને તંગ કરવા લાગ્યો. વારંવાર ભગાડી મૂકવા છતાંય તે ન ગયો. જાગી જતાં રામે તેની પર કુશનું અસ્ત્ર બનાવી ફેંક્યું. કુશાસ્ત્રે કાગાસુરનો પીછો કર્યો. કાગાસુર ત્રણે લોકમાં ઘૂમીને અંતે રામને જ શરણે આવ્યો. ધનકોટિએ આ શ્લોક અભિનય સાથે ગાયો. આંગળીઓ વાળીને કાગડાનો આકાર સ્પષ્ટ કર્યો. કાગડાની જેમ આંખો ઘુમાવી ત્યારે સભામાં બેઠેલા સૌ હસી પડ્યા. સભામાં બેઠેલો એક કાણો માણસ ઊઠીને ચાલી ગયો. તે પછી નર્તકીએ સીતાનું કાગડાને ભગાડવું, વારંવાર સીતાને કાગડાનું તંગ કરવું, અંતમાં રામને શરણે આવવું, રામે એને ક્ષમા આપવી આદિ પ્રસંગોનો અભિનય કરીને શિવશંકરન તરફ જોયું. એની જોવાની રીત વિચિત્ર હતી. આટલાં વર્ષ પછી પણ તેઓ એ નજર ભૂલી શક્યા ન હતા!

4

લગ્ન બાદ શિવશંકરન અભ્યાસ માટે પુનઃ તિરુચ્ચિનાપલ્લી ગયા. હવે અભ્યાસમાં મન લાગતું ન હતું. હંમેશાં ધનકોટિની યાદ આવતી હતી. તિરુચ્ચિનાપલ્લીમાં જ્યાં જ્યાં એનું નૃત્ય થતું ત્યાં શિવશંકરન અચૂક પહોંચી જતા. એક દિવસ નૃત્ય જોઈને પાછા ફરતી વખતે તેઓ ધનકોટિની માને મળ્યા. હિંમત કરીને એમણે પૂછ્યું, ''તમારું ઘર ક્યાં છે?'' ધનકોટિની માએ ઘરની ગલીનું નામ બતાવી કહ્યું, ''આપ અમારે ઘરે એક દિવસ જરૂર પધારો.''

એ પછી શિવશંકરને ધનકોટિને ઘરે જવાનું શરૂ કર્યું. પણ ત્યાર પછી એમના મનમાં એક ચિંતા સવાર થઈ ગઈ. તેઓ જાણી ન શક્યા કે ધનકોટિને એમનું આગમન પસંદ છે કે નહિ. તે દિવસે નદીકિનારે ધનકોટિમાં જે ચંચળતા જોઈ હતી તે હવે દેખાતી ન હતી. એના ચહેરા પર પ્રસન્નતાને બદલે દુઃખની છાયા દેખાતી હતી. ધનકોટિની આંખોમાં એમના પ્રત્યે અપાર પ્રેમ વ્યક્ત થઈ રહ્યો હતો. પરંતુ તે એમની સાથે ખાસ બોલતી ન હતી. ધનકોટિમાં થયેલા આ વિચિત્ર પરિવર્તન બાબત વિચાર કરતાં તેઓ અત્યંત દુઃખી થયાં હતા.

એક દિવસ ધનકોટિએ શિવશંકરનને પૂછ્યું, ''તમે કદી ફોટો પડાવ્યો છે?''

શિવશંકરન જૂઠું બોલ્યા, ''હા, પડાવ્યો છે.''

''તો મને તમારો એક ફોટો આપો, જલદી આપો.''

દિવાળીને ચારેક દિવસ બાકી હતા. લગ્ન પછીની એ પહેલી દિવાળી હતી. ગામથી શિવશંકરનને તેડું આવ્યું હતું, પરંતુ એમણે ગામ ન જવાનો નિર્ણય કર્યો હતો. પોતે આવનાર નથી એવી ખબર અગાઉથી આપવાથી કોઈ ને કોઈ તેડવા આવશે એમ વિચારી શિવશંકરને ખૂબ મોડેથી પત્ર લખ્યો કે જે દિવાળીના એક દિવસ પૂર્વે જ ગામ પહોંચી શકે. એમણે પત્રમાં લખ્યું હતું. ''મારે ઘણો અભ્યાસ કરવાનો છે એટલે દિવાળીમાં હું ત્યાં નહિ આવી શકું.''

આવો નિર્ણય કરવાનું મૂળ કારણ એ હતું કે ફોટો પડાવીને દિવાળીને દિવસે પોતાને હાથે જ તેઓ ધનકોટિને આપવા માગતા હતા. તે પ્રમાણે દિવાળીને દિવસે તેમણે સવારના ઊઠીને સ્નાન કર્યું અને નવું ધોતિયું પહેરીને ધનકોટિને ઘરે ગયા! ધનકોટિ તેમને જોતાં જ ચકિત થઈને બોલી, ''અરે! આ શું? તમે દિવાળી માટે તમારે ઘરે નથી ગયા?''

તેઓ બોલ્યા, ''ના. આ દિવાળીને દિવસે હું તને એક ભેટ આપવા માગતો હતો.''

ધનકોટિએ ફોટો જોતાં જ કહ્યું, ''ખૂબ આનંદ થયો''; પરંતુ એના ચહેરા પર કે એની વાણીમાં એ આનંદ વ્યક્ત ન થયો.

એના આવા વ્યવહારથી શિવશંકરન નિરાશ થઈને ઘરની બહાર ચાલી આવ્યા. તેઓ સૂધબૂધ ખોઈને રસ્તા પર ચાલવા લાગ્યા. થોડે દૂર ગયા પછી તેમણે સામેથી પિતાને આવતા જોયા. હાય! એમણે મને ધનકોટિને ઘરેથી નીકળતાં જોઈ લીધો હશે?

એમનું દિલ જોરજોરથી ધબકવા લાગ્યું.

પિતાજીને પૂછ્યું, ''કેમ પિતાજી! કેમ અહીં ચાલી આવ્યા?''

પિતાજીએ જવાબ આપ્યો, ''તને લઈ જવા આવ્યો છું.''

ઘરે પહોંચતાં જ એમણે ઓરડાને ખાલી કરવાનો પ્રબંધ કર્યો. ''કેમ પિતાજી, આમ કેમ કરો છો?'' એમ પૂછતાં તેમણે જવાબ આપ્યો, ''બસ, તું ખૂબ ભણ્યોગણ્યો. તું દિવાળીને દિવસે પણ ગામ ન આવી શકે એવું ભણતર મારે ન જોઈએ.''

આ દુનિયામાં એક જ એવું કામ હતું કે જે શિવશંકરન નહોતા કરી શકતા. એ હતું પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન. એટલે પિતાની આજ્ઞા પ્રમાણે તરત તેઓ ગામ ચાલી ગયા. થોડોક વખત ગુમસૂમ રહ્યા. એક તરફ ધનકોટિને મળી ન શકવાનું દુઃખ હતું - તો બીજી બાજુ એ ચિંતા સતાવતી હતી કે પિતાજીએ ભણવાનું કેમ અટકાવી દીધું! આખરે પિતાજીના નિર્ણયનું કારણ એક દિવસ એમને મળી ગયું. એક દિવસ એક પેટી ખોલીને તેઓ કોઈ આભૂષણ શોધી રહ્યા હતા. ત્યાં એમના હાથમાં એક પત્ર આવ્યો. પત્ર પર તિરુચ્ચિનાપલ્લીની

પોસ્ટઑફિસની છાપ હતી. પત્ર ખોલીને એમણે વાંચ્યો. સુંદર ગોળ ગોળ અક્ષરોમાં તેમાં લખ્યું હતું :

**શ્રીમાન !**

તમે તમારા દીકરાના લગ્નપ્રસંગે ભરતનાટ્યમ્‌નો સરસ કાર્યક્રમ ગોઠવ્યો હતો. લાગે છે કે કોવલન[1]-માધવી[2]ની કથા તમારા દીકરાને પણ બરાબર લાગુ પડે છે. એથી વધારે મારે કંઈ કહેવું નથી. જો તમે તમારા પુત્રનું રક્ષણ કરવા ઇચ્છતા હો તો તે મલૈક્કોટ્ટૈની...ના ઘરમાં આવ-જા ન કરે તેવી વ્યવસ્થા કરો.

તમારો,

**સાચો હિતૈષી**

હવે શિવશંકરનને બધી વાત સમજાઈ. હવે તેઓ વિચારવા લાગ્યા કે આ પત્ર લખનાર પાપી જીવ કોણ હશે? શું ધનકોટિને ઘરે આવ-જા કરનાર કોઈ બીજી વ્યક્તિએ આ પત્ર લખ્યો છે કે મારી કૉલેજના કોઈ દોસ્તે અક્ષરો બદલીને આવો પત્ર લખી નાખ્યો છે? એ વ્યક્તિ ગમે તે હોય, શિવશંકરનના મનમાં એના પ્રત્યે અપાર ક્રોધ જાગ્યો. બેએક વર્ષ વીત્યાં પછી જ્યારે એમના મનમાં ધનકોટિ પ્રત્યે ભાવ ન રહ્યો ત્યારે એ ક્રોધ શાંત થઈ ગયો. તેઓ વિચાર કરવા લાગ્યા કે પત્ર લખનારે, એક ખૂબ મોટા અપરાધમાંથી એમને મુક્ત કરી એમના ઉપર ઉપકાર કર્યો છે. 'હાય! હું કેવું નીચ કર્મ કરવાનો હતો. મારા આવા આચરણથી કુટુંબની કેટલી નિંદા થાત! જે દિવસોમાં હું ધનકોટિને ઘરે જતો હતો ત્યારે ધનકોટિની મા તથા અન્ય લોકોએ પોતાને ઘરે આવનાર મોટા મોટા લોકોની કેવી નિંદા કરી હતી! એક દિવસ એ જ રીતે મારી પણ તેઓ નિંદા કરત ને? પત્રમાં લખ્યું છે કે કોવલન-માધવીની કથા... એમાં ખોટું શું છે? એ કેટલા આશ્ચર્યની વાત છે કે મને એ દિવસોમાં આ વાતનો ખ્યાલ ન આવ્યો.' કાળાંતરે તેઓ આ વાત પૂર્ણતઃ ભૂલી ગયા...

## 5

પલંગ પર સૂતેલા શિવશંકરન પિલ્લૈને ઉપલી બધી ઘટનાઓ જાણે હમણાં જ બની હોય એ રીતે યાદ આવી. 'કેટલા આશ્ચર્યની વાત છે! આ ફોટો અહીં કેવી રીતે આવ્યો? આ સ્ત્રી... સફેદ વાળવાળી આ પ્રૌઢા ધનકોટિ તો નથી ને કે જેણે મને પોતાની મોહજાળમાં ફસાવ્યો હતો? આમ વિચાર કરવો શું યોગ્ય છે? જો આ સત્ય હોય તો સંસારમાં આથી અદ્‌ભુત કઈ વાત હોઈ શકે?'

---

1. તમિલ મહાકાવ્ય શિલપ્પદિકારમનો નાયક.
2. શિલપ્પદિકારમની પ્રતિનાયિકા(નર્તકી) – જેના પ્રેમમાં પડીને કોવલન પત્નીને ભૂલી ગયો હતો.

પેલી સ્ત્રી ઓરડામાં આવી. શિવશંકરન પિલ્લૈએ દિલ કઠોર કરીને પૂછ્યું, "આ ફોટો કોનો છે? લાગે છે કે મેં તેને ક્યાંક જોયો છે."

"શ્રીમાન! એ મારા પતિ છે. બાળપણમાં જ મેં તેમને ગુમાવ્યા છે."

પિલ્લૈએ ચોંકીને પૂછ્યું, "શું તું આ સાચું કહે છે?"

તે બોલી, "એ લાંબી કથા છે. મેં એ વાત આજ સુધી કોઈને કહી નથી. પણ કોણ જાણે કેમ, મને થાય છે કે એ વાત તમને સંભળાવું."

શિવશંકરન પિલ્લૈએ એ કથા સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી. પાસેના હીંચકા પર બેસીને તેણે પોતાની કથા કહેવા માંડી : "શ્રીમાન! મારી વાત સાંભળીને તમે મારી ઘૃણા કરશો. હું વેશ્યાકુળની છું..." આ શબ્દોથી તેણે પોતાની કથા શરૂ કરી. તે પછીની મોટા ભાગની કથા પિલ્લૈ જાણતા જ હતા. એ સ્ત્રી બીજી કોઈ નહિ પણ ધનકોટિ જ હતી. નદીતટની ઘટનાથી માંડીને દિવાળીના દિવસે ભેટપ્રાપ્તિ સુધીની ઘટનાનું વર્ણન કરી તે બોલી, "તે પછી હું તેમને મળી ન શકી." પિલ્લૈ બોલ્યા, "તું હજી પણ આવી વ્યક્તિને શા માટે યાદ કરે છે?"

"એમાં તેમનો કોઈ દોષ નથી", કહેતાં ધનકોટિ ક્ષણભર માટે ચિંતામગ્ન થઈ ગઈ. થોડી વાર પછી તે બોલી, "તે દિવસ પછી મેં ખાસ ભારતનાટ્યમ્ કર્યું નહીં. સભામાં પહોંચતાં જ મારી આંખો ઘૂમી વળતી અને એમને શોધવા માંડતી. એમનો ચહેરો ન દેખાતાં મારો ઉત્સાહ ખતમ થઈ જતો. થોડાં વર્ષ પહેલાં મેં નૃત્ય કરવાનું જ બંધ કરી દીધું. પલૈક્કોટ્ટૈમાં રહેવાનું મન થતું ન હતું એટલે આ ગામમાં આવી. હવે મારા મનમાં બસ એક જ ઇચ્છા રહી છે. મરતાં પહેલાં એક વાર હું એમને મળવા માગું છું. મને પૂર્ણ વિશ્વાસ છે કે મારી આ ઇચ્છા જરૂર પૂરી થશે. ભગવાન અવશ્ય મારા પર કૃપા કરશે." ધનકોટિની કથા પૂરી થઈ.

શિવશંકરન પિલ્લૈએ દિવસ અને રાત એ જ ઘરમાં પસાર કર્યાં. એમના મનમાં વિચારોનો ગહન સંઘર્ષ ચાલી રહ્યો હતો. એક બાજુ એમને થતું કે મારે કહી દેવું જોઈએ કે હું જ શિવશંકરન છું. એ મારી ભક્ત છે. હવે એનું બધું ધન મને જ મળશે. કોર્ટમાં કેસ હારી ગયો તો શું થઈ ગયું?' બીજી બાજુ થતું કે છિઃ છિઃ, આ કેવું ઘૃણિત જીવન છે? આ રીતે એના ધનના વારસદાર થવાનું કંઈ મને શોભા આપે છે! જે યુવાન શિવશંકરનની યાદમાં એ ખોવાયેલી છે તે અને આ વૃદ્ધ શિવશંકરનમાં કેટલો ફેર છે! જો હું કહી દઉં કે હું જ શિવશંકરન છું તો શું એનો પ્રેમ તૂટી નહિ જાય? મારે કદાપિ એમ ન કરવું જોઈએ." આખરે બીજી વિચારધારાએ એમના પર વિજય મેળવ્યો.

'ટન... ટન... ટન' ઘડિયાળમાં ત્રણ વાગ્યા. ઘરનાં બધાં લોકો ભરઊંઘમાં

હતાં. શિવશંકરન પિલ્લૈ ધીરેથી ઊઠ્યા અને ચુપચાપ ઘરની બહાર નીકળી ગયા. આ હા! આ શું? શરીર આટલું હલકું કેમ લાગે છે? થાકનું તો નામ માત્ર નથી! લાગે છે કે હવાની જેમ આકાશમાં વિહાર કરી રહ્યો છું. હં, તો આ મૃત્યુ બાદની સ્થિતિ લાગે છે! મારું સ્થૂળ શરીર ધનકોટિના ઘરમાં પલંગ પર પડેલું છે. હું મારા સૂક્ષ્મ શરીર વડે બહાર આવી ગયો છું. ઓહ! મૃત્યુ શું આટલું બધું સુખદાયક હોય છે!''

ગલીમાં ફટાકડા ફૂટવાના અવાજ સંભળાયા; એમને બાળકો યાદ આવ્યાં. ''આ સંસાર છોડતાં પહેલાં એક વાર એમને જરૂર મળવું છે. આ સૂક્ષ્મ શરીર ધારણ કર્યા પછી હું ગમે ત્યાં જઈ શકું છું ને?''

બીજી જ ક્ષણે શિવશંકરન પિલ્લૈ પોતાના ઘરને બારણે પહોંચી ગયા. એમણે બારણું ખખડાવ્યું; પરંતુ અંદરથી અવાજ ન આવ્યો! એમણે બાળકોના નામથી બૂમ પાડવાનો પ્રયાસ કર્યો પણ મોંમાંથી અવાજ જ ન નીકળ્યો. હા, મૃત્યુની દશામાં આ તો મુશ્કેલી છે!

'શિવશંકરન મુદલિયાર, શિવશંકરન મુદલિયાર' આ શબ્દો એમના કાનમાં પડ્યા.

'અરે આ શું? કિટ્ટુ અય્યર અહીં ક્યાંથી આવ્યા?'

શિવશંકરન પિલ્લૈને મુદલિયાર કહેનાર એકમાત્ર વ્યક્તિ કિટ્ટુ અય્યર જ હતી. પહેલી વાર એમને મળતી વખતે કિટ્ટુ અય્યરે ભૂલથી એમને મુદલિયાર કહી બોલાવ્યા હતા; પરંતુ તે પછી પણ તેમણે મુદલિયાર કહેવાનું ચાલુ જ રાખ્યું હતું.

'પૃથ્વી પર વકીલના એક ક્લાર્કે મને પહોંચાડેલું દુઃખ શું ઓછું હતું કે અહીં પણ આવી પહોંચ્યો છે?'

'શિવશંકરન મુદલિયાર! શિવશંકરન મુદલિયાર!' ફરીથી જોર જોરથી અવાજ આવ્યો.

તેઓ બોલી ઊઠ્યા, 'તમે ક્યાં છો?' એકાએક એમની આંખ ખૂલી ગઈ. સામે કિટ્ટુ અય્યર પલાંઠી લગાવીને બેઠા હતા.

એમણે પૂછ્યું, ''મુદલિયાર! આવો ભારે અન્યાય કરવાને કેમ તૈયાર થઈ ગયા?''

શિવશંકરન પિલ્લૈને પૂરેપૂરી રીતે ભાનમાં આવતાં થોડી વાર લાગી. તેમણે જોયું કે તેઓ દરિયાકિનારે પડ્યા છે. અંધારું છવાઈ ગયું હતું. એમની પાસે બેત્રણ બીજા લોકો બેઠા હતા. કિટ્ટુ અય્યરે લોટામાંથી ગ્લાસમાં કૉફી કાઢીને એમને પીવા આપી. કૉફી પીધા પછી એમનામાં સ્ફૂર્તિ આવી. એમણે પૂછ્યું, ''તમે મને કેવી રીતે શોધી કાઢ્યો?''

''કેસ પૂરો થયા પછી હું અને વકીલસાહેબ ઓરડામાં પાછા આવ્યા ત્યારે તમે ત્યાં જણાયા નહિ. મેં મજાક મજાકમાં તમને જે વાત કરી હતી તે વકીલને

પણ કહી. તરત જ તે ખિજાઈ ગયા, "અરે પાપી! ચાંડાલ! તેં આ શું કર્યું? તેઓ તો કેસ જીતી જવાની આશા લઈને આવ્યા હતા. તારી વાત સાંભળીને તેઓ ક્યાંક આપઘાત ન કરી બેસે." હું જાણતો હતો કે તમે દરિયાકિનારે જ મળશો. એટલે તમને શોધતો શોધતો અહીં આવ્યો. અહીં આવ્યા પછી મને ખબર પડી કે વકીલની વાત કેટલી સાચી હતી! માછીમાર જો તમને કિનારે પાછા ન લાવત તો તમે બીજા લોકમાં પહોંચી ગયા હોત અને આ કિટ્ટુ અય્યર પર સંકટ આવી પડત."

પિલ્લૈએ પૂછ્યું, "કેસનું શું થયું?"

"કેસનું શું થયું? કેસ તમે જીતી ગયા. કલેક્ટર પાગલ હોઈ શકે, હાઈકોર્ટના જજ કંઈ પાગલ થોડા હોય છે?"

6

એ વર્ષે શિવશંકરન પિલ્લૈના ઘરમાં દિવાળી ધૂમધામથી ઊજવાઈ, કેમ કે તેઓ કેસ જીતી ગગા હતા અને એમની દસ વેલી જમીન ઋણદાતાના હાથમાં ચાલી જતાં બચી ગઈ હતી.

તેમ છતાં શિવશંકરન પિલ્લૈના મનમાં શાંતિ ન હતી. દરિયામાં પડ્યા પછી બેભાન થઈ ગયા બાદ એમને જે વિચિત્ર કાલ્પનિક અનુભવ થયો હતો તે તેઓ ભૂલી ન શક્યા.

"શું ધનકોટિ સાચેસાચ જીવે છે? શું હજી પણ તે મને યાદ કરે છે?"

એક દિવસ એમની પાસે એક પાર્સલ આવ્યું. તે ખોલતાં એમના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેમાં પાંત્રીસ વર્ષ પહેલાં તિરુચ્ચિનાપલ્લીમાં પડાવેલો ફોટો હતો, જે તેમણે ધનકોટિને આપ્યો હતો. તેની સાથે એક પત્ર પણ હતો :

"સંસાર છોડતાં પહેલાં એક વાર હું તમને મળવા માગતી હતી. મારી આ ઇચ્છા કાલે જ પૂરી થઈ. સાંજે હું અચાનક જ સૂઈ ગઈ અને સ્વપ્નમાં તમારાં દર્શન થયાં. વૈદ્યોએ મને કહ્યું છે કે હું હવે એકબે દિવસની મહેમાન છું. મેં મારી મિલકતનું દાન કર્યું છે. મારી મિલકતના ટ્રસ્ટી તમને બનાવ્યા છે. મારી આટલી વિનંતિ સ્વીકારજો. તમે દિવાળીના દિવસે મને જે ભેટ આપી હતી તે પાછી મોકલું છું. મારી યાદ માટે તે રાખી લેજો.

– તમારી જ, **ધનકોટિ**"

એ કહેવાની જરૂર નથી કે આ પત્ર મળતાં શિવશંકરન પિલ્લૈ ખૂબ આશ્ચર્ય પામ્યા. પત્રમાં લખેલી બાબત કરતાં વધારે આશ્ચર્ય પમાડનાર હતા પત્રના હસ્તાક્ષર. પત્ર ધ્રૂજતા હાથે લખાયો હતો. પાંત્રીસ વર્ષ પહેલાં શિવશંકરન પિલ્લૈના પિતાને પુત્રના આચરણ વિશે ચેતવણી આપતો જે પત્ર લખાયો હતો તેના હસ્તાક્ષર અને આ પત્રના હસ્તાક્ષરમાં અપૂર્વ સામ્ય હતું.

# 19

# સત્યને માટે બસ એક ક્ષણ

**- ના. પાર્થસારથી**

“શું સમય પણ પાંગળો થઈને ગતિહીન થઈ ગયો છે? લાગે છે કે જાણે ચારે બાજુ ઊભેલાં માણસો અને પ્રાણીઓ ખૂબ બેપરવાઈથી, મંદગતિથી, ધીરે ધીરે, અસાવધાન ચાલી રહ્યાં છે. કુલરવાળા એ ઓરડાની ઠંડકમાં પણ મારું શરીર અને મન આવા તાપથી કેમ ધખી રહ્યું છે? છિઃ! છિઃ! મેં કદી આવા અસહ્ય સંતાપનો અનુભવ કર્યો નથી. બાર વર્ષમાં ક્યારેય 'લક્ષ્મી પ્રોડક્શન્સ'એ આવા આર્થિક સંકટનો સામનો કરવો પડ્યો નથી. જૂઠું બોલીને, છેતરીને કે બીજી કોઈ પણ રીતે, જોઈએ તેટલાં નાણાં ભેગાં કરવાની મારામાં આવડત છે; પરન્તુ આજે મારી એ આવડત પણ કામ ન આવી.

“મન જરાય શાંત નથી. વીતી ગયેલી વાતો યાદ કરી મન પસ્તાઈ રહ્યું છે. હમણાં થોડી જ વારમાં ટેલિફોન પર અને અહીં આવીને લોકો મારી સાથે ઝઘડશે. હવે કઈ ખોટી વાત કહીને એ બધાંથી બચું? ક્યાં ક્યાં બહાનાં કાઢીને તેમને પાછા કાઢું?”

આમ વિચાર કરતાં કરતાં ‘લક્ષ્મી પ્રોડકશન્સ’ના માલિક પોન્નુરંગમ આમ-તેમ આંટા મારી રહ્યા હતા. કપાળે ચિંતાની રેખાઓ ઊપસી આવી હતી. નિદ્રા અને શાંતિના અભાવે આંખો ચિમળાઈ ગઈ હતી અને એમાં ગભરાટ વ્યક્ત થઈ રહ્યો હતો. ચહેરા પર જાણે સુરખી જ ન હતી.

આ બાર વર્ષમાં ન તો પોન્નુરંગમ જોઈએ તેટલું ધન કમાઈ શક્યા કે ન તો ફિલ્મ-વ્યવસાયમાં સફળતા મેળવી શક્યા. લોકો એમને વિશે કહેતા હતા તેમ, તેઓ તકવાદી હતા. સમયોચિત બુદ્ધિ અને અવસર જોઈને કામ કરવાની ક્ષમતાથી જ તેઓ મોટા થઈ ગયા હતા. પોતાના ધનનો આધાર એમને ન હતો, બીજાની શક્તિ જ એમનો એકમાત્ર આધાર હતો; એટલે જ તો એમના નામ સાથે એક

મોટા સિનેમા ડાયરેક્ટર અને ફિલ્મોના માલિક જેવાં નામો જોડાઈ ગયાં હતાં. જાણે કે આ નામો બીજાના જોર પર નિર્ભર રહેવાની ઘોષણા કરતાં હતાં. તમિલ 'પ્રબલ' શબ્દનાં બધાં રૂપ એમને લાગુ પડતાં હતાં. જેમ કે 'મિરર' એટલે કે બીજાનું, 'બલમ્' અર્થાત બળ, 'મિરરબલમ્' – બીજાની શક્તિ.

ગમે તે રીતે અહીંતહીંથી પૈસા ભેગા કરી, ફિલ્મ બનાવી પોન્નુરંગમ પૈસા કમાતા અને પાછલું કરજ ચૂકવતા હતા; પરન્તુ સાથે સાથે નવું દેવું પણ વધતું જતું હતું. મહાન માણસો કહી ગયા છે કે, 'મારું કર્તવ્ય કર્મ કરતા રહેવાનું છે' જ્યારે સર્વશ્રી પોન્નુરંગમે આ ઉક્તિને 'મારું કર્તવ્ય કરજ લેતા રહેવાનું છે' એ શબ્દોમાં બદલીને જોરશોરથી અપનાવી લીધું હતું. ચોખ્ખા શબ્દોમાં કહીએ તો આ બાર વર્ષમાં સિનેમાનિર્માણનું કાર્ય સફળતાપૂર્વક પાર પાડવાનું શ્રેય એમને નહિ, પરન્તુ એમની જુઠું બોલવાની આવડતને આપવું જોઈએ. જ્યાં સુધી તેમના ઉપર લક્ષ્મીદેવીની ભારે કૃપા હતી ત્યાં સુધી સત્કર્મ એમને મદદ કરતાં હતાં, ત્યાં સુધી લોકોએ એમને જૂઠી, કપટી વાતોને સાચી માની અને તેને લીધે એમને સફળતા મળી. લક્ષ્મીની કૃપાદૃષ્ટિ ચાલી જતાં તથા સત્કર્મોનો સાથ છૂટી જતાં લોકોએ એમની સાચી વાતોને પણ જૂઠી માની લીધી અને એમનો સાથ છોડી દીધો. કદાચ 'ભાગ્ય' આને જ કહેતા હશે.

આમતેમ આંટાફેરા મારતાં થાકીને પોન્નુરંગમ ખુરશી પર બેસી ગયા. બન્ને હાથ અનાયાસે જ ગાલે લાગી ગયા. તેઓ દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યા. સામેની જ ભીંત ઉપર, કમળ ઉપર ઊભેલાં લક્ષ્મીનું એક મોટું ચિત્ર ટાંગેલું હતું. એ 'લક્ષ્મી પ્રોડક્શન્સ'નું પ્રતીક હતું. એકાએક એમને ભ્રમ થયો કે ચિત્રમાં ઊભેલાં લક્ષ્મી હસતાં હસતાં એમનો ઉપહાસ કરી રહ્યાં છે. પુષ્પોને પગથી કચડી રહેલી એ લક્ષ્મીદેવી શું એમના મનને પણ કચડી નાખશે? વિધિસર પૂજા કરી આરંભ કરેલી ત્રણ ફિલ્મ અધૂરી જ રહી છે. એ ફિલ્મનાં રીલ ડબ્બામાં બંધ પડ્યાં છે. જે ડિસ્ટ્રિબ્યુટર્સ ફિલ્મ બનાવવાને નાણાં આપ્યાં હતાં તેઓ હવે પાછળ પડ્યા છે. અભિનેતાઓ પણ કંઈ જવાબ આપતા નથી. નાણાં ધીરવાને કોઈ પૂંજીપતિ મળતો નથી. ફિલ્મ માટે જે પ્રચારક કાર્યાલયોએ જાહેરખબરો છપાવી હતી તેમનાં બિલ પણ આવી રહ્યાં છે. બહાર કોઈને કહેતાં શરમ આવતી હતી. કાર પણ સર્વિસિંગ માટે મોકલી હતી, પરન્તુ બિલ ચૂકવીને કાર પાછી લાવવાને પણ પૈસા રહ્યા નથી. એટલે જ પોન્નુરંગમ ચુપચાપ આ ઍરકન્ડિશન રૂમમાં બેઠા છે.

ત્યાં જ મોટર કંપનીમાંથી ફોન આવ્યો, ''કાર તૈયાર છે. સર્વિસ થઈ ગઈ છે. કોઈને મોકલી આપો અને બિલ ચૂકવીને કાર લઈ જાવ.'' પોન્નુરંગમે કહ્યું, ''હું હમમાં ફિલ્મ બનાવવામાં 'બીઝી' છું. કારનો મને ખ્યાલ જ ન રહ્યો. કુદરતી દૃશ્યોનાં

ચિત્રો લેવાને હું હમણાં જ ઉટાકામંડ જઈ રહ્યો છું. ત્યાંથી મારે બેંગલોર જવાનું છે; એટલે હમણાં બિલકુલ ફુરસદ નથી. કાર માટે ખાસ ઉતાવળ નથી. બહારગામથી પાછા આવ્યા પછી વાત.'' ફોન પર આ રીતે જૂઠું બોલીને એમણે મોટર કંપનીથી જાન છોડાવ્યો. 'ફિલ્મ ક્યાં બનાવવી? ક્યાં પ્રાકૃતિક દશ્યો? અહીં તો ચારે બાજુ સૂનકાર જણાય છે. પૈસા વેરીએ તો જ ફિલ્મ બનાવી શકાય છે ને?'

'જૂઠાણું મારા જેવા માણસો માટે એક મોટું વરદાન છે. આટલા વર્ષો સુધી મેં આ ધંધામાં 'જૂઠ' નામના આ ધનનો જ તો ઉપયોગ કર્યો છે', એમ વિચારી મનમાં ને મનમાં પોન્નુરંગમ પ્રસન્ન થયા. એમણે માથું ઊંચું કરીને સામે જોયું. ચિત્રમાં ઊભેલાં લક્ષ્મી હસી રહ્યાં હતાં.

'તું ફૂલને કચડતી ભલે ઊભી પણ મારા મનને ના કચડીશ.'

ત્યાં તો એ એરકન્ડિશન ઓરડાનું બારણું ખૂલ્યું. નોકર અંદર ડોકિયું કરીને બોલ્યો, 'સર, કલાજ્યોતિ કંદપ્પન મળવા આવ્યા છે. ભારે ગુસ્સામાં જણાય છે...''

''એમને અંદર આવવાનું કહે.''

''મને બધી ખબર છે. કાલે મેં જે ચેક આપ્યો હતો તે બેન્કમાંથી પાછો આવ્યો હશે. 'રિફર ટુ ડ્રૉઅર' કહી પાછો ગયો હશે. હવે કયું બહાનું કાઢીને તેમને પાછા મોકલું?'' થોડી વાર માટે તેઓ વિચારમાં પડી ગયા. એટલી વારમાં પોતાના પ્રશંસકો દ્વારા કલાજ્યોતિ કહેવાતા કંદપ્પન બારણું ખોલીને ગુસ્સામાં ને ગુસ્સામાં જ અંદર આવ્યા. એ સુંદર અભિનેતાનો ચહેરો લાલ લાલ થઈ ગયો હતો.

''તમે તમારી ઑફિસનું નામ રાખ્યું છે 'લક્ષ્મી પ્રોડક્શન્સ.' બહાર ટાંગેલા એ બોર્ડને ઉતારીને ફેંકી દો. તમારી કંપનીનું નામ 'કંગાલી પ્રોડક્શન્સ' રાખો.'' ફિલ્મનો કથાનાયક, એ અભિનેતા, ખલનાયકની જેમ ગરજ્યો અને ચેકના ટુકડેટુકડા કરીને પોન્નુરંગમ પર ફેંક્યા.

''કંદપ્પન, તમે એકદમ ગુસ્સે શા માટે થાવ છો? જરા વાત તો સાંભળો. મેં બેન્કમાં પૈસા જમા થાય ત્યાર પછી તમારો ચેક લખવાનું ઑફિસમાં કહ્યું હતું. ક્લાર્ક લોકો આટલા બધા બેદરકાર હશે ..'' પોન્નુરંગમે હસતાં હસતાં વાત ટાળવા માંડી. પણ એમનો અંતરાત્મા પોકારી ઊઠ્યો. 'જૂઠું...જૂઠું. ! ૪૨ વર્ષના અનુભવમાંથી પાકેલું જૂઠું!' પરન્તુ બહાર ખૂબ ચતુરાઈથી જૂઠું બોલીને પૈસા માગવા આવેલી વ્યક્તિથી કેમ છુટકારો મેળવવો.

''એઈ છોકરા, શ્રી કંદપન્નાને માટે એપલ જ્યૂસ...''

''મારે એપલ જ્યૂસ-બ્યૂસ નહિ જોઈએ. તમે બેન્ક પાછો ન કાઢે એવો એક ચેક લખી આપો તોય ઘણું છે.''

"જરા સાંભળો તો ખરા કંદપ્પનજી! તમે તો તમિલનાડુનું નામ વિખ્યાત કરનાર મહાન કલાકાર છો. અણજાણે જ અમારા 'પ્રોડક્શન્સ'ના ક્લાર્કે ભૂલ કરી છે. એથી મને ખૂબ ખેદ થાય છે."

"ખેદ કરવાથી શો ફાયદો? કલાકારનું સન્માન કરવું જોઈએ. આ રીતે..."

"સાવ સાચી વાત! એ જ વાત હું છેલ્લાં બાર વર્ષથી કહેતો આવ્યો છું. કલાકારની નજરે ધનનું મૂલ્ય કંઈ નથી. કલાકારનો તો આદર કરવો જોઈએ."

'અરે પાપી! કેટલી હોશિયારીથી વાત બદલી રહ્યો છે!' અંતરાત્મા ખુદ એમને ધિક્કારી રહ્યો હતો.

ફિલ્મનિર્માતા પોન્નુરંગમ અડધા કલાક સુધી કોણ જાણે શું શું બોલ્યે ગયા. અનેક બહાનાં કાઢીને અભિનેતા કંદપ્પનને એપલ જ્યૂસ પીવડાવીને એમણે રવાના કરી દીધો. લોકોને ટાળવાની કલામાં એ પાવરધા બની ગયા હતા.

ટેલિફોનની ઘંટી વાગી. એમણે રિસીવર ઉઠાવીને વાત કરવા માંડી. "હલ્લો... નમસ્તે શ્રીમાન! પબ્લિસિટી બિલ બાબત પૂછો છો? જરા સાંભળો તો ખરા... આજે તો શુક્રવાર છે ને! કોઈને પણ એક પાઈ સુદ્ધાં આપવાની હોય તો શુક્રવારે હું કદી આપતો નથી. શુક્રવારે[1] હું ચૅકબુકને કદી હાથ લગાડતો જ નથી. કાલે શનિવાર છે, બૅન્ક અડધો જ દિવસ ખુલ્લી રહેશે. સોમવારે જ હવે તો તમને ચૅક મોકલી આપીશ. ખોટું ન લગાડશો... ઠીક છે ને... હા, હા, સોમવારે તો ચોક્કસ મોકલીશ."

રિસીવર નીચે મૂકીને ફરી એમણે સામે જોયું. સામે જ લક્ષ્મીનું ચિત્ર છે. 'છિઃ! છિઃ! લાગે છે કે આ બધા લોકો એક ક્ષણ માટે પણ મને સાચું બોલવાનો અવસર નહિ આપે. બધા જ મારો જીવ ખાઈ રહ્યા છે. થાય છે કે ભાગી જાઉં. કાર હોત તો બે દિવસ બેંગલોર ચાલ્યો જાત. બેચાર દિવસ આરામથી રહીને પાછો ફરત. કાર પણ આ જ વખતે સર્વિસિંગ માટે ગઈ. એ ઠીક ન થયું. આ વેળા મારો ઉદ્ધાર કદાચ નહિ થાય.' આમ વિચારીને એમનું મન ચિંતા કરવા લાગ્યું. માથે આંગળીઓ ફેરવવાથી વાળ વિખેરાઈ ગયા. ચશ્મા ઉતારીને એમણે મેજ પર મૂક્યા. એમનો ચહેરો હવે પહેલાં કરતાં વધારે ક્રૂર દેખાવા લાગ્યો.

એમણે મેજ પર પડેલા પિનકુશનમાંથી એક એક ટાંકણી કાઢીને પાછી ખોસવા માંડી. એમ કરતાં કરતાં કંટાળી જતાં એ અંગૂઠાનો નખ કરડી સમય પસાર કરવા લાગ્યા. ભીંત પરના ઘડિયાળમાં બારના ટકોરા થયા. ગમે તેટલા વાગે! એથી શું ફેર પડવાનો છે? આ એરકન્ડિશન ઓરડામાં એમને બાર વાગ્યાનો સખત

---

1. દક્ષિણમાં શુક્રવાર લક્ષ્મીનો ખાસ દિવસ ગણાય છે.

તડકો ક્યાંથી લાગવાનો હતો?

ટેલિફોનની ઘંટી ફરી વાગવા માંડી, ''હલ્લો... કોણ?...અચ્છા! હરિણી સ્ટુડિયો? બિલ માટે પૂછો છો? 'મન્ડે' ચેક મોકલી આપીશ. શું? ના ભાઈ ના, આજે નહિ મોકલી શકું. ઇમ્પોસિબલ. બને એમ જ નથી. હમણાં જ હું એક ખાસ કામે બેંગલોર જઈ રહ્યો છું. ચેક લખવાને માટે ઑફિસમાં કોઈ નથી. મારે ખાતર બે દિવસ... ફક્ત બે દિવસ થોભી જાવ. 'મન્ડે' ચેક જરૂર મોકલીશ. થેન્ક્યુ...''

રિસીવર નીચે મૂકીને પાછા તેઓ ઓરડામાં આંટા મારતા ગુસ્સે થઈ બબડવા માંડ્યા, ''કંદપ્પને કહ્યું એમ જ મારે કરવું પડશે. આ તે કંઈ 'લક્ષ્મી પ્રોડક્શન્સ' છે? આ વખતે તો એ 'ચાંડાલી પ્રોડક્શન્સ' જ બની ગયું છે!'' એમનું માથું દુઃખવા માંડ્યું. માથું હમણાં ફાટી જશે એમ લાગવા માંડ્યું. સવારથી ઊઠીને એટલું બધું જૂઠું બોલવું પડ્યું છે કે એ બધાં જૂઠાણાં માથામાં જાણે ભેગાં થઈ ગયાં છે. એથી માથું ભારે ભારે લાગે છે અને ખૂબ દુઃખે છે. ક્ષણભર માટે કોઈ નિકટના મિત્ર પાસે જઈને, સાચી વાત કહીને, રડીને, દિલ હળવું કરવાનું મન થઈ આવ્યું. સિનેમાની દુનિયામાં બાર વર્ષ કાઢ્યાં છે; પરન્તુ આજે પહેલી જ વાર આવી હતાશાની ભાવના જાગી છે. બાર વર્ષમાં એકે વાર આ રીતે હેરાન થયા નથી. હમેશાં ધીરજ રહી છે. પરિસ્થિતિનો સામનો કરવાની તાકાત કદી ઓછી થઈ ન હતી. પાસે નાણાં ન હોવા છતાં લોકોમાં વિશ્વાસ પેદા કરી, લાખો રૂપિયા વસૂલ કરી, ફિલ્મ બનાવવામાં એમને સફળતા મળી હતી. આજે પહેલી જ વાર એમનું મન આ રીતે ભય, ગભરાટ અને બેચેનીનો એકી સાથે અનુભવ કરી રહ્યું હતું.

આજે પહેલી વાર લક્ષ્મીનું ચિત્ર જોઈ મન રડી પડ્યું હતું.

''તું ફૂલો ભલે કચડ્યા કર પરન્તુ મારા મનને ન કચડ! મારાથી એ સહન થતું નથી.''

''સાહેબ'', કહેતાં નોકરે ફરી પાછું ડોકિયું કર્યું, ''એક વૃદ્ધ માણસ એક યુવાન કન્યાને લઈને આપને મળવા આવ્યા છે.''

''કોણ છે એ લોકો?''

''મને ખબર નથી.''

પોન્નુરંગમ ઍરકન્ડિશન ઓરડામાંથી બહાર ચાલી આવ્યા. જોયું તો એક સુંદર યુવતી ઊભી હતી. તેની પાસે ફાટેલું ખમીસ પહેરેલા એક વૃદ્ધ ઊભા હતા. એમને જોતાં જ બન્નેએ શ્રદ્ધાપૂર્વક હાથ જોડીને નમસ્કાર કર્યા. યુવતી ખૂબ સુંદર હતી. એને જોઈને એમ જ લાગતું હતું કે ભીંત પર ટાંગેલું લક્ષ્મીનું ચિત્ર કોઈ વિશાળ રૂપ ધારણ કરી સજીવ થઈ ત્યાં ઊભું છે. પોન્નુરંગમે સખત અવાજે

પૂછ્યું, "તમારે શું જોઈએ છે? તમે ક્યાંથી આવ્યાં છો?"

"સાહેબ! દયા કરો. તમારી મહેરબાની હશે તો અમારા કુટુમ્બનો ઉદ્ધાર થઈ જશે. મદુરાઈથી રેલનું ભાડું કરજે લઈને ખૂબ આશાથી અહીં આવ્યો છું. તમારા મિત્રે તમારી પ્રશંસા કરીને તમારે નામે એક પત્ર લખી આપ્યો છે."

પોન્નુરંગમે ખૂબ ઉપેક્ષાથી પત્ર હાથમાં લીધો. એ પત્ર એવી વ્યક્તિએ લખ્યો હતો કે જેણે કેટલીયે વાર એમને આર્થિક મદદ કરી હતી.

પોન્નુરંગમના મિત્રે ભલામણ કરતાં પત્રમાં લખ્યું હતું : "આ પત્ર લાવનાર સજ્જન કંદસામી અત્યંત નિર્ધન છે. એમનું કુટુમ્બ ઘણું મોટું છે. એમને આઠ છોકરીઓ છે. ખૂબ મુશ્કેલીથી ગુજરાન ચલાવી રહ્યા છે. એમની સૌથી મોટી છોકરી સરસ રીતે ગાતાં અને નૃત્ય કરતાં જાણે છે. દેખાવે અતિસુંદર છે. અહીં કેટલાંક નાટકોમાં કામ કરીને તેણે ખ્યાતિ મેળવી છે. જો મારે ખાતર, આ છોકરીને ફિલ્મમાં અભિનય કરવાની તક આપીને એની 'જિન્દગી' બનાવી દો તો હું તમારો ખૂબ આભારી થઈશ.' પોન્નુરંગમને સમજણ ન પડી કે આ પત્ર વાંચીને રડવું કે હસવું.

એમણે ફરી છોકરી તરફ જોયું. તેના ચહેરા પર મધુર હાસ્ય હતું. જાણે ચિત્રમાં ઊભેલાં લક્ષ્મી જ હસી રહ્યાં છે.

સવારથી જૂઠું બોલી બોલીને તેઓ દુઃખી થઈ ગયા હતા. હૃદયમાં ભારે વેદના હતી. એમને થયું કે આ છોકરીનું હાસ્ય શું એમની વેદનાનો ભાર હળવો કરી રહ્યું છે!

પોન્નુરંગમ મનમાં ને મનમાં હસી પડ્યા. "ભાઈસાહેબ! એક મિનિટ માટે તમે એકલા જ મારી સાથે અંદર આવો", કહી પોન્નુરંગમ વૃદ્ધને લઈને એરકન્ડિશન ઓરડામાં ગયા. વૃદ્ધના ચહેરા પર અપાર હર્ષ, દીનતા અને વિશ્વાસના ભાવ જાગીને અદૃશ્ય થઈ ગયા.

"અહીં બેસો."

વૃદ્ધ બેસી ગયા. કદાચ પહેલી જ વાર તેઓ એરકન્ડિશન રૂમમાં બેઠા હતા.

"મુરબ્બી! તમે ખાતરી આપો કે આ ક્ષણે હું જે સત્ય કહીશ તે તમે જીવનભર નહિ ભૂલો."

વૃદ્ધ ગભરાઈ ગયા. તેમને કંઈ સમજણ પડી નહિ.

"તમે જે કંઈ કહેશો તે ઠીક જ હશે."

"તમારી છોકરીને ફિલ્મમાં કામ કરવાને મોકલવાનો વિચાર છોડી દો. તે ગામ પાછી જઈને બેચાર ઘરનું કામ કરીને કંઈ કમાય તો તેમાં કંઈ ખોટું નથી. આ ધંધો તો જૂઠનો છે. મારી જ દશા જુઓ. હમણાં મારા હાથ ખાલી છે. માથે દેવું છે. હું એવા કોઈ નવા માણસની શોધમાં છું કે જે મને નાણાં ધીરે. પરન્તુ જો આ

સાચી વાત હું જાહેર કરી દઉં તો મારી આબરૂ ધૂળમાં મળી જાય", એટલું કહેતાં પોન્નુરંગમની આંખો ભરાઈ આવી. તેઓ હમણાં જ રડી પડશે એમ લાગ્યું.

વૃદ્ધ ધીરે રહીને ઊભા થઈ ગયા.

"ગામ પાછા ફરવાને માટે જોઈતા રેલભાડાના પૈસા તો તમારી પાસે છે ને?"

વૃદ્ધે માથું હલાવ્યું. પોન્નુરંગમે ગજવામાંથી પાકીટ કાઢીને ખોલ્યું. એ વખતે એમની પાસે 47 રૂપિયા 8 આના હતા. એમણે 30 રૂપિયા વૃદ્ધને આપી દીધા.

"તમે ગામ ચાલી જાવ અને સ્વમાનભેર જીવન વિતાવો. આ ક્ષણે મેં તમને જે વાત કહી છે તે કોઈને કહેશો નહિ. તમે પાછા ચાલી જાવ." વૃદ્ધ નમસ્કાર કરીને બહાર નીકળી આવ્યા. પોન્નુરંગમે જ્યારે પોતાના મનની વાસ્તવિક સ્થિતિનું વૃદ્ધ સમક્ષ વર્ણન કર્યું ત્યારે એમને લાગ્યું કે એ એક ક્ષણમાં હજારો વર્ષની એમના મનની અશાંતિ દૂર થઈ ગઈ છે.

ટેલિફોનની ઘંટી વાગી. રિસીવર ઉઠાવ્યું. બીજી બાજુથી "હલ્લો... કોણ? પોન્નુરંગમ? એક ખૂબ અચ્છો ફાઈનેન્સિયર મળી ગયો છે. એકાદ લાખ તો આપી દેશે. પણ તું જો એમ કહીશ કે ફિલ્મની લંબાઈ બે હજાર ફૂટ જ છે તો નાણાં નહિ મળે. તેર હજાર ફૂટની લંબાઈ કહીશ તો નાણાં જરૂર મળી જશે. હું તારી હાલત સારી પેઠે જાણું છું. હમણાં જ તેમને ફોન કર્યા પછી તને ફોન કરી રહ્યો છું. કેમ, જૂઠું બોલી શકીશ ને?"

પોન્નુરંગમે મિત્રને જવાબ આપ્યો, "હા, જરૂર બોલીશ. થોડું જૂઠું શા માટે, વધારે જૂઠું બોલીશ. તો હું ત્યાં આવું?"

"ઠીક છે. આવી જા. વુડલૅન્ડ હૉટલમાં એક વાગ્યે. ત્યાં જ વાત કરી લઈશું."

પોન્નુરંગમ બોલ્યા, "એ તો ઠીક છે, પણ હું ત્યાં આવીશ કેવી રીતે? મેં કાર એક દોસ્તને એકબે દિવસ માટ આપી છે. તું જરા તારી ગાડી મોકલજે ને?"

"ગાડી તો મોકલીશ, પણ ગાડી વાસ્તે જૂઠું શા માટે બોલે છે? તે કાર સર્વિસિંગ માટે મોકલી છે ને? દોસ્તને આપી છે એમ શા માટે કહે છે? બિલ ચૂકવવાના પૈસા નહિ હોય. કંઈ વાંધો નહિ. હું મારી ગાડી મોકલીશ. તું આવી જજે."

"હું જૂઠું બોલ્યો હતો. પણ તું સાચી વાત જાણી ગયો. હમણાં હું જૂઠું બોલ્યો છું તેના પ્રાયશ્ચિત્તરૂપે થોડી વાર પહેલાં જ એક ક્ષણ માટે જ હું સાચું બોલ્યો હતો એ તું જાણે છે?"

"અચ્છા, ગાડી મોકલીશ. આવી જજે. મેં તને ડૂબી જતાં બચાવી લીધો છે."

પોન્નુરંગમે રિસીવર નીચે મૂકી દીધું. સામેના ચિત્રમાં ઊભેલાં લક્ષ્મી હસતાં જણાય છે. શું લક્ષ્મી એટલા માટે હસ્યાં છે કે સત્યને માટે પણ એક ક્ષણ આખરે મળી ગઈ?

# 20

# ઝરણાંને કાંઠે

**સોમુ**

આ વર્ષે, વર્ષાઋતુમાં અમને એક આનંદજનક, દુર્લભ, મધુર એવો પત્ર મળ્યો, જે મળવાની આશા અમે રાખી ન હતી.

દરેક વર્ષે વતનનો પ્રેમ અને પોદિકૈ પર્વતથી નીચે વહેતાં સુંદર ઝરણાંઓ અમને તિરુક્કુટ્રાલમ જવાને ફરજ પાડતાં હતાં. દરેક વર્ષે ત્યાં જતાં પહેલાં અમે અમારા મિત્ર અને અમારા પરિવારના દાકતર મુત્તુક્કુમારસ્વામી અને તેમના કુટુંબને પણ અમારી સાથે આવવાને આમંત્રણ આપતાં હતાં અને દરેક વર્ષે અમારા આમંત્રણનો તેઓ અસ્વીકાર કરતા હતા.

હું એમને કહેતો હતો કે બે મહિના નહિ તો બે અઠવાડિયાં માટે આવીને રહો. આમ કહી તેમને અમારી સાથે આવવાને તૈયાર કરવાનો પ્રયાસ કરતો હતો.

દાકતરસાહેબ સીધો જ જવાબ આપતા, ''અરે બાપ રે! બે અઠવાડિયાં! મદ્રાસ છોડીને બે દિવસ માટે પણ મારાથી ક્યાંય જઈ શકાય એમ નથી.''

દાકતર મુત્તુક્કુમારસ્વામી આવો જવાબ આપે એ સ્વાભાવિક પણ હતું. આટલા મોટા શહેરમાં એવા સેંકડો દાકતરો હતા કે જેમણે લંડન અને એડિનબરોની ડિગ્રીઓ મેળવી હતી અને અંગ્રેજી ભાષાના છવ્વીસે અક્ષરોને પોતાના નામ સાથે જોડી દીધા હતા. છતાં પણ બધા દરદીઓ આ સાઠ વર્ષના દાકતર મુત્તુક્કુમારસ્વામી પાસે જ આવતા હતા. મોટાં મોટાં ઑપરેશન-ઇલાજો માટે લોકો મુત્તુક્કુમારસ્વામી પાસે જ જતા હતા. સરકારી ઇસ્પિતાલમાં પણ મોટા મોટા લોકો ઑપરેશન માટે મુત્તુક્કુમારસ્વામીનાં ઓજારોની પ્રતીક્ષા કરતા હતા.

ડૉ. મુત્તુક્કુમારસ્વામીને ખાવા માટે પણ વખત મળતો ન હતો. એમની પત્નીને એમને વિશે પૂછપરછ કરતાં ખૂબ દુ:ખી થઈને એ કહેતી, ''એમને તો ઘડીભર બેસીને ખાવાનો વખત પણ મળતો નથી.'' હકીકતમાં તો એમની

પત્ની એક થાળીમાં ભાત પીરસીને સાંભર અને અવિયલ ભેગાં કરીને આપતી હતી. દાકતરસાહેબ ઊભા ઊભા જ ખાઈ લેતા અને કોઈ મોટું ઑપરેશન કરવાને જલદી જલદી ભાગી જતા હતા. મેં જાતે કેટલીયે વાર આ રીતે એમને દોડતા જોયા છે. મારી પત્નીએ મને કેટલીયે વાર કહ્યું છે કે આવા દાકતરને એમના દરદીઓથી દૂર લઈ જઈ કુટ્રાલમમાં રહેવાની ફરજ પાડવાથી આપણને એ બધા દરદીઓની હાય લાગશે.

આવા મુત્તુક્કુમારસ્વામી નામના દાકતરનો જ એ દુર્લભ પત્ર મને મળ્યો હતો. અમે કુટ્રાલમ પહોંચ્યાં તે પછી બે અઠવાડિયાંની અંદર જ અમને આ પત્ર મળ્યો. મનમાં એક તરફ અપાર ખુશી થઈ તો બીજી બાજુ આશ્ચર્ય. ખુશી એટલા માટે કે તેઓ પોતાના કુટુંબ સાથે કુટ્રાલમ આવતા હતા અને અમારી સાથે રહેવાના હતા. આશ્ચર્ય એટલા માટે કે દાકતર મુત્તુક્કુમારસ્વામીએ એમ પણ લખ્યું હતું કે વર્ષાઋતુ પૂરી થતાં સુધી બે મહિના સુધી - તેઓ અમારી સાથે રહેશે.

2

તિરુક્કુટ્રાલમમાં અમે જે સ્થળે રહ્યાં હતાં એ અમારા એક સગાનું ઘર હતું. ઉનાળામાં તેઓ આ ઘરમાં રહેતા હતા. આ મકાન, પર્વતના ઢોળાવ અને મંદિર પાસેની ટેકરીના મિલનસ્થાનથી પાંચ ઝરણાં તરફ જતા એક સુંદર પહાડી માર્ગ પર, વૃક્ષો અને ફૂલોથી ભરચક એવા એક વળાંક પર આવેલું હતું. નાનકડા ઝરણામાંથી નીકળેલી એક જલધારા મકાનની અંદર થઈને, આખા મકાનનું ચક્કર મારીને, મકાનના પાછલા ભાગમાં પર્વતના ઢોળાવ પર થઈને વહેતી નાનકડી નદીના પ્રવાહમાં ભળી જતી હતી. મકાનમાલિકે એ મકાનને આવી ઢબે બંધાવ્યું હતું.

મકાન ખૂબ મોટું હતું. એની ચારે બાજુ આંબા, નારિયેળ, ફણસનાં ઝાડ અને અનેક જાતના છોડ અને લતાઓની ગાઢ કુંજ હતી. મકાનના દક્ષિણ ભાગમાં આવેલો એક ઓરડો પ્રેમપૂર્વક જાણે એ નાનકડી જલધારાને આલિંગન કરી રહ્યો હતો. એ ઓરડો અને પાસેના ભાગને અમે દાકતર કુટુંબ માટે ખાલી કરી નાખ્યો. મદ્રાસના ભયાનક ઝડપી દોડધામવાળા જીવનથી છુટકારો મેળવી, આ શાંત ઓરડામાં આવીને, એની દક્ષિણી બારી ખોલી નાખવાથી, સઘળા રોગોને ભગાડનાર આરોગ્યવર્ધક દક્ષિણ પવનનો સંચાર અહીં થતો હતો. પર્વતની જડીબુટ્ટીઓ ઉપર થઈને વહેતો એ પવન, એની શીતળતા અને ફૂલોની સુગંધને ગ્રહણ કરતો કરતો ઝડપથી આવતો અને અમારા શરીરને સ્પર્શી જતો હતો. વહેલી સવારે ઊઠતાં જ ઊગતા સૂર્યને અને પ્રાતઃકાલીન સૂર્યના પ્રકાશમાં વિખેરાઈ

જતા હીરાની જેમ દેખાનાર એ શ્વેત જલધારાને પોતાની નજરે જોવાનો અવસર મળતો હતો. રાત્રે દેખાતો હતો ચન્દ્ર. તેના પ્રકાશમાં એ જલધારા પીગળેલી ચાંદી વહી રહી હોય એવી જણાતી હતી. આ દૃશ્ય અત્યંત રમણીય લાગતું હતું. દાકતરસાહેબ અહીં આવીને અત્યંત પ્રસન્ન થશે એમ વિચારી અમે ખૂબ આનંદથી એમના આગમનની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં.

દાકતરસાહેબ આવ્યા. એમની સાથે પત્ની, દિલ્હીમાં કામ કરતો એમનો પુત્ર, મદ્રાસમાં કવીન મેરી કૉલેજમાં ભણતી એમની પુત્રી પણ આવ્યાં હતાં. અમને બધાંને ખૂબ આનંદ થયો. એમનો દીકરો અને દીકરી રોજ સવારે ઝરણાંની ધારામાં સ્નાન કરવા જતાં હતાં. ભૂખ લાગે ત્યારે ઘરે આવી 'ડોસા' ખાતાં અને ફરી પાછાં ઝરણાંને કિનારે જઈ બેસતાં. ત્યાંથી પાછાં આવીને તેઓ તિરુનેલવેલીના આનૈક્કોંવન નામના પ્રખ્યાત ચોખાના રાંધેલા ભાત પર આમલીથી બનાવેલું શાક નાખી ખાતાં અને ફરી પાછાં ઝરણાંને કાંઠે ફરવા નીકળી પડતાં. આ રીતે તેઓ કુટ્રાલમના જીવનનો આનંદ લેવા લાગ્યાં. દાકતરનાં પત્નીએ પહેલાં બેત્રણ દિવસ પ્રાતઃકાલે ઝરણાંમાં સ્નાન કર્યું અને આખો દિવસ બીજી સ્ત્રીઓ સાથે ઈલંજિ, તેનકાશી, શંકોટ્ટૈ, મત્તયમમારે વગેરે આસપાસનાં સ્થળોએ ફરવામાં આનંદથી વખત પસાર કરવા માંડ્યો. તે પછી દાકતર મુત્તુક્કુમારસ્વામીને લીધે જ તેઓ મૂંઝવણમાં પડી ગયાં.

જે દિવસે દાકતરસાહેબ કુટ્રાલમ આવ્યા તે જ દિવસે મેં એમનામાં એક પરિવિર્તન જોયું. જે દાકતર હંમેશાં, દરેક સાથે હસીખુશીથી વાતો કરતા હતા તેઓ હવે અહીંતહીં દોડધામ કરતા, કોઈ ઊંડા વિચારમાં મગ્ન થઈ, મૌન રહેવા લાગ્યા. હવે તેઓ કોઈની સાથે ખાસ બોલતા ન હતા. સવારના ઝરણામાં સ્નાન કરીને આવી જતા. નાસ્તો કરી પોતાના ઓરડામાં ચાલી જતા. તે પછી બપોરના ભોજન માટે એમને બોલાવવા જવું પડતું. ત્યાં સુધી તેઓ દક્ષિણ ભાગમાં આવેલા એ ઓરડામાં એકલા જ ચુપચાપ બેસી રહેતા. ઓરડાની બહાર તેઓ નીકળતા જ ન હતા. ચારેક વાગ્યે લાકડી લઈને, પાંચ ઝરણાંવાળા રસ્તા પર અથવા શેણ્વકાટવી ભણી જતા પહાડી માર્ગે એકલા જ ફરવા ચાલી જતા. વિવેકને ખાતર પણ તેઓ અમારી સાથે બોલતા ન હતા. અંધારું થતાં જ ઘેર પાછા આવતા. એમનું આવું વર્તન જોઈને હું આશ્ચર્યચકિત થઈ ગયો.

ચારપાંચ દિવસ પછી મારું આશ્ચર્ય વળી વધારે વધી ગયું. એક દિવસ સવારે ઝરણાંમાં સ્નાન કરીને આવ્યા પછી તેઓ પાછા બહાર ચાલી ગયા. ઍલ્યુમિનિયમના એક ડબ્બામાં 'ડોસા' લઈને તેઓ ચાલી ગયા હતા.

''આજે હું ચડાઈ પર થોડેક દૂર જઈને આવીશ'', એમ કહીને ગયેલા

એ સજ્જન સાંજે અંધારું થયા પછી જ ઘરે પાછા ફર્યા.

લાગલગાટ એક અઠવાડિયા સુધી દાકતરસાહેબ આ રીતે એકલા જ દૂર દૂર જવા અને આવવા લાગ્યા. આ જાણીને દાકતરસાહેબનાં પત્ની ચિંતા કરવા લાગ્યાં. એક દિવસ વાતવાતમાં એમણે પોતાના મનની ચિંતા મારી આગળ વ્યક્ત કરી.

કુટ્રાલમ આવ્યાં તેના આગલા દિવસે જ મેં અખબારમાં વાચ્યું હતું કે રાજસ્થાનથી તમિલ પ્રાંતમાં આવેલી એક કલામંડળી અચાનક ભયંકર રેલ અકસ્માતનો ભોગ થઈ પડી હતી અને દાકતર મુત્તુક્કુમારસ્વામીએ જાતે સરકારી ઇસ્પિતાલમાં જઈને ઘાયલોની સારવાર કરી હતી. દાકતરસાહેબની પત્નીએ મને કહ્યું કે એ ઘાયલોની સારવાર કર્યા પછી જ દાક્તરસાહેબના વર્તનમાં પરિવર્તન જણાયું હતું.

દાકતરસાહેબની પત્ની બોલી, "ભાઈ, બસ એ દિવસથી તમારા દાકતરસાહેબ ખાસ બોલતા જ નથી. હંમેશાં કોઈ વિચારમાં હોય છે. એટલા માટે જ એમણે કુટ્રાલમ આવવાનું કહ્યું હતું. પહેલાં તો મને ખૂબ આશ્ચર્ય થયું; પરંતુ પછી થયું કે અહીં આવીને એમનું આ મૌન અને વિચારોમાં લીન રહેવાનું દૂર થઈ જશે. પણ અહીં આવ્યા પછી પણ તેઓ કોઈની સાથે હળતાભળતા નથી. ક્યાંક જવાનું કહું છું તો ના પાડી દે છે. એકાંત માટેની એમની ઇચ્છા અને પહાડી વનોમાં ઘૂમ્યા કરવાનું મને વિચિત્ર લાગે છે. તમે જરા એમની આ વર્તણૂક ધ્યાનથી જોજો."

3

એક દિવસ દાકતરસાહેબને ખબર ન પડે એ રીતે હું એમની પાછળ પાછળ નીકળી પડ્યો. તેઓ હાથમાંની લાકડીને ટેકે, 'ઠક-ઠક' કરતા એ પહાડી રસ્તા પર ઝડપથી ચાલતા હતા. રસ્તો ખૂબ વાંકોચૂંકો હતો. એટલે દરેક વળાંક આવતાં તેમની નજરમાંથી બચવાને ઝાડીઓ અને શિલાઓ પાછળ છુપાતાં છુપાતાં મેં તેમનો પીછો કર્યો.

ભરબપોરે તેઓ શેણ્વકાટવી પહોંચ્યા. હું ઝાડીમાં સંતાઈને તેમને જોવા લાગ્યો.

શૈણ્વકા દેવીના મંદિરની પાસે આવેલા પર્વતના ઢોળાવમાં એક સુંદર ગુફા છે. ઝર ઝર નિનાદ કરતાં ઊછળતાં ઝરણાંને કિનારે પ્રભુકૃપા ઇચ્છનાર કોઈ ભક્તના ઉદાર હૃદય જેવી જણાતી એ ગુફા વિશે ઘણા લોકો જાણે છે. થોડેક દૂર આગળ જતાં પર્વતના ઉતાર પર બીજી કેટલીય નાની નાની ગુફાઓ અને કંદરાઓ જણાય છે. આપણા દાકતરસાહેબ આવી જ એક કંદરામાં આંખો મીંચીને બેસી ગયા.

વહેતી જલધારાનો મંદ ધ્વનિ તાનપુરા જેવો સૂર આપી રહ્યો હતો. એ

સૂર સાથે સ્વર મેળવતું પક્ષીગણ કલરવ કરી રહ્યું હતું. ઝરણાંનો કલ કલ નાદ જાણે તાલ આપી રહ્યો હતો. બીજા અનેક ધ્વનિઓ તેમાં ભળી જઈને એ પહાડી પ્રદેશમાં મધુર સંગીતસૃષ્ટિ ખડી કરી રહ્યા હતા. દાકતર મુત્તુક્કુમારસ્વામી શું એ સંગીતમાં લીન થઈને આંખો મીંચીને બેઠા હતા? અથવા એમનું મન કોઈ ચિંતાની ગુફામાં જઈને ફસાઈ ગયું હતું?

સંતાઈ ગયેલા સ્થાનમાંથી બહાર નીકળીને હું જલદી જલદી ચાલ્યો.

''દાક્તરસાહેબ! દાક્તરસાહેબ!'

હું સીધો દાકતરસાહેબની પાસે જઈને તેમની સામે બેસી ગયો.

ગભરાઈને દાકતરસાહેબે આંખો ખોલી. એમના કામમાં આ રીતે મારી દખલ એમને ગમી નહિ. એમણે ગુસ્સાથી ભરેલી નજરે મારી સામે જોયું. એમની ખુલ્લી આંખો જાણે મને વીંધી રહી હતી.

''મને માફ કરજો, દાકતરસાહેબ! તમારું આ રીતે એકલા આવીને અહીં બેસવું, ઉત્સાહ ખોઈને કોઈ ગંભીર ચિંતામાં ડૂબ્યા રહેવું, મૌન રહેવું – અમને ચિંતા કરાવે છે. તમારાં પત્ની પણ આ બધું જોઈ ચિંતા કરે છે. એટલે...''

''તમારી ચિંતા હું સમજી શકું છું. તમે વચન આપો કે મને તંગ નહિ કરો અને મારા કામમાં દખલ નહિ કરો, તો હું તમને બધી વાત કરીશ. નહિ તો...''

હું ગભરાઈને બોલ્યો, ''ના, ના. એવુ કંઈ નહિ કરું. હું વચન આપું છું. તમે બોલો દાકતરસાહેબ!''

દાકતરસાહેબ બોલ્યા, ''રાજસ્થાનમાંથી એક કલાકાર મંડળી તમિલ પ્રાંતમાં આવી હતી. આ મંડળી અચાનક એક રેલ અકસ્માતનો ભોગ થઈ પડી. એ કલાકારોની સરકારી ઇસ્પિતાલમાં સારવાર કરવામાં આવી. આ સમાચાર તમે કદાચ વાંચ્યા હશે: એ કલાકારોમાં ત્રણ જણ સખત રીતે ઘાયલ થયાં હતાં. તેઓ મોતના મોંમાં પડ્યાં હતાં. એમની ચિકિત્સાની જવાબદારી મારા પર આવી. એમાં સૌથી મોટી મુશ્કેલી એ હતી કે એ ત્રણમાં એક યુવતી હતી. એના એક પગને કાપી નાખીને અલગ કરવાનો હતો. બીજો યુવક હતો. એની આંખોમાં કાચના ટુકડા ઊંડા પેસી ગયા હતા. એને અમારા નેત્રચિકિત્સક પાસે લઈ જઈને મારી જ દેખરેખ હેઠળ ઑપરેશન કરવાનું હતું. ત્રીજી વ્યક્તિના જમણા હાથને ખભાથી અલગ કરીએ તો જ એ બચી શકે એમ હતું. તમે તો મને સારી પેઠે ઓળખો છો. ઑપરેશન કરતી વખતે આમતેમ જોવાની આદત મને નથી. હું તો માણસોને ગાજર-મૂળાનાં જેમ કાપી નાખું છું.''

દાકતરની આ વાત સાંભળી હું દંગ થઈ ગયો.

''દાકતરસાહેબ, તમે આમ કેમ કહો છો? આ જાતની કાપકૂપ રોગીનો

પ્રાણ બચાવવા માટે જ તો કરવામાં આવે છે. એમાં ખોટું શું છે?''

''એ ત્રણે વ્યક્તિઓનું ઑપરેશન કરતાં સુધી હું પણ એમ જ ધારતો હતો.''

મેં પૂછ્યું, ''એ ત્રણે કલાકારો બચ્યા નહિ?''

''બચી ગયા. એટલે જ તો હવે મને ચિંતા થાય છે. જો તેઓ મરી ગયા હોત તો મને આટલી ચિંતા ન થાત.''

એટલું કહેતાં દાક્તરસાહેબની આંખો ભરાઈ આવી.

''દાક્તરસાહેબ, મને કેમ ચકિત કરી રહ્યા છો?''

''આ ત્રણે કલાકારો બચી તો ગયા, ભાન આવતાં આ સંસારમાં પાછા આવી ગયા. પછી તેઓ ભારે દુઃખથી તરફડવા લાગ્યા. તેમને દુઃખી જોઈને મને એટલું તો દુઃખ થયું કે તેનું વર્ણન હું કરી શકતો નથી. 'મને દુઃખ થયું' એમ કહેવું પણ બરાબર નથી; કેમ કે મેં જે વેદનાનો અનુભવ કર્યો, જે વેદનાનો અનુભવ હું કહી રહ્યો છું અને કરતો રહીશ તેની કોઈ સીમા નથી. મેં જે સ્ત્રીનો પગ કાપી નાખ્યો હતો એ યુવતી રાજસ્થાનની પ્રસિદ્ધ નર્તકી હતી, જેની બરોબરી કરનાર કોઈ ન હતું. જેની આંખો કાઢી નાખવામાં આવી તે એક વિખ્યાત ચિત્રકાર હતો. જેનો જમણો હાથ મેં કાપી નાખ્યો હતો તે માણસ અજોડ સારંગીવાદક હતો. આ ત્રણે કલાકાર રાજસ્થાનથી ફરવા આવેલી એ મંડળીમાં પ્રમુખ કલાકારો હતા. એ યુવતીને એના પગ એના પ્રાણ કરતાં પણ વધારે કીમતી હતા. ચિત્રકાર માટે એની આંખો જ એના પ્રાણ સમાન હતી. સારંગીવાદક માટે સારંગી પર રમતો જમણો હાથ, જમણા હાથની આંગળીઓ જ એનું જીવન હતી. મેં એ કાપી અલગ કરી દીધાં હતાં.'' એમ કહેતાં કહેતાં દાક્તરસાહેબની આંખોમાંથી ટપ ટપ આંસુ પડવા લાગ્યાં. એમને જવાબ આપવાને મારા મોંમાંથી પણ કોઈ શબ્દ ન નીકળ્યો.

દાક્તરસાહેબ બોલ્યા, ''મને એમ હતું કે હું લોકોની જિન્દગી બચાવી રહ્યો છું. મને મારી આવડત અને સેવાભાવના પર ઘમંડ થઈ ગયો હતો. મનમાં થયું કે મદ્રાસ છોડીને બે દિવસ માટે કુટ્રાલમ ચાલ્યો જાઉં તોપણ યમરાજ લાગ જોઈને જરૂર બદલો લેશે. એટલે જ હું મારી જાતને શિક્ષા કરી રહ્યો છું. મેં ત્રણે કલાકારોને પ્રાણદાન આપીને, એમનું રક્ષણ કરીને, એમને જીવતાં શબરૂપે આ સંસારમાં ઊભા કરી દીધા છે ને? આ જ દુઃખે હું દુઃખી છું. મારો તો જાણે જીવ નીકળી જાય છે. એ ત્રણે કલાકારોએ પોતાના પ્રાણરૂપ વિભિન્ન અંગો ખોઈ બેસવાથી આંસુ વહાવ્યાં. એમનાં આંસુ જોઈ હું સંતપ્ત થઈ ઊઠ્યો. કુટ્રાલમનું આ ઝરણું પણ મને સાંત્વન આપી ન શક્યું. દક્ષિણનો શીતલ પવન પણ મારા હૃદયના તાપને શાંત ન કરી શક્યો. મારું મન અશાંત છે. મને

મારા શરીર માટે, મારા પ્રાણ માટે કોઈ મોહ રહ્યો નથી. વનો અને પર્વતોવાળા આ એકાંત સ્થાનમાં આંખો મીંચી બેસીને હું મારી ચિંતાઓમાંથી મુક્ત થવાનો પ્રયાસ કરી રહ્યો છું. કહેવાય છે કે 'મધુર મધુર, એકાંત મધુર છે.' તે પ્રમાણે હું પણ એકાંતની શોધમાં અહીં આવીને બેસું છું. પરન્તુ એથી કોઈ ફાયદો થયો નથી. મૃત્યુ અને જીવનના માર્ગોને હું સાક્ષાત્ મારાં નેત્રોથી પણ જોઈ ન શક્યો. મેં આંખો મીંચીને એ જાણવાનો પ્રયાસ કર્યો પણ હું જાણી ન શક્યો. હું ઉદ્વિગ્ન છું, ખિન્ન થતો જાઉં છું.''

4

આ ઘટના પછી દાકતરસાહેબના વર્તનમાં ખૂબ પરિવર્તન દેખાવા લાગ્યું. પહેલાં એમણે જંગલમાં જઈને, આંખો મીંચીને જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો, પરન્તુ હવે ઘરમાં જ મૌન રહેવા લાગ્યા અને આંખો મીંચીને એકાંતમાં બેસવાનો પ્રયાસ કરવા લાગ્યા. એમના આવા વર્તનથી સૌને વધારે ચિંતા થવા લાગી. એટલે જ્યારે હું બહાર જતો ત્યારે સહુ દાકતરસાહેબને પણ જબરદસ્તીથી સાથે લઈ જવાને કહેતા. દાકતર મુત્તુક્કુમારસ્વામીને મદ્રાસ શહેર અને એમના અનેક રોગીઓને જરાય ખ્યાલ પણ ન રહ્યો. અમને બધાંને એક માનસિક રોગનાં શિકાર બનાવી દીધાં હતાં અને ખુદ પોતે પણ એક અત્યંત કષ્ટદાયી રોગના ભોગ થઈ તરફડી રહ્યા હતા. ત્યારે જ અચાનક પાલૈયંકોટ્ટૈથી એક સમાચાર આવ્યા કે રાતને વખતે મદ્રાસમાં ઘરોમાં ઘૂસી જઈને, બંદૂકની અણીએ, લોકોની માલમતા લૂંટી લેતા ત્રણ આગળ પડતા ડાકુ પાલૈયંકોટ્ટૈ નામના સ્થાને પકડાઈ ગયા છે. એમણે લૂંટેલી વસ્તુઓની તપાસ કરતાં, પાંચ વર્ષ પર અમારા મદ્રાસના ઘરમાંથી ચોરાયેલાં કેટલાંક ચાંદીનાં વાસણો મળી આવ્યાં છે. એટલે મારે પલૈયંકોટ્ટૈ જઈને એ વાસણોની અને માણસોની ઓળખ કરવી પડશે. ''કારમાં જઈને બપોર સુધીમાં તો પાછા આવી જઈશું'' એમ કહીને જબરદસ્તીથી દાકતરસાહેબને સાથે લઈ હું પાલૈયંકોટ્ટૈ જવા નીકળી પડ્યો.

પકડાયેલા ત્રણ ડાકુઓમાં એક બંદૂક ચલાવવામાં ખૂબ પ્રવીણ હતો અર્થાત્ એની આંખો ખૂબ તેજ હતી. બીજો ડાકુ દીવાલમાં ખાતર પાડીને ઘરમાં ઘૂસવામાં હોશિયાર હતો. ત્રીજો ડાકુ ગમે તેટલો બોજો ખભા પર ઉઠાવીને થોડા જ વખતમાં માઈલો દૂર ચાલી જવાની શક્તિ ધરાવતો હતો. પાલૈયંકોટ્ટૈ પહોંચ્યા પછી અમને એ ત્રણે ડાકુનાં દર્શન થયાં. આશ્ચર્યની વાત તો એ હતી કે મારી સાથે આવેલા દાકતરસાહેબને જોતાં જ એ ત્રણે ચોરોએ માથા ઉપર બન્ને હાથ જોડીને ભાવપૂર્વક નમસ્તે કર્યા. દાકતરસાહેબે તેમની તરફ ધ્યાન આપ્યું નહિ. એ જ ખૂબ મોટી વાત હતી કે પહાડી પ્રદેશનાં જંગલોને ભૂલીને દાકતરસાહેબ આટલી બધી વાર

સુધી મારી સાથે રહ્યા. એ પછી ત્યાં રહેવાની જરૂર ન હોવાથી એ કુટ્રાલમ પાછા ફર્યા.

અમારા ચાલી ગયા પછી પોલીસ અફસરોએ ચોરોની તપાસ કરી. તેમણે ચોરોને પૂછ્યું કે "તમે આ દાક્તરને કેવી રીતે ઓળખો છો?" તેના જવાબમાં ચોરોએ જે બ્યાન આપ્યું તેમાંથી ઘણી વાતો જાણવા મળી.

આ ત્રણે ડાકુ અનેક વાર જાતજાતનાં કષ્ટોથી પીડિત હતા અને અલગ અલગ નામ લખાવી ઇસ્પિતાલમાં ગયા હતા અને ત્યાં આ દાકતરસાહેબે એમની ચિકિત્સા કરી હતી. એમાં મુખ્ય ઘટના એ હતી કે એક વાર ખાતર પાડવામાં હોશિયાર ચોર કણ્ણુસ્વામી ઉપરથી પડી ગયો અને એનો હાથ ભાંગી ગયો. એનો ઇલાજ કરાવવા એ દાકતરસાહેબ પાસે ગયો હતો. એના હાથને બિલકુલ ઠીક કરી પહેલાંની જેમ કામ કરતો કરવાનું શ્રેય દાકતર મુત્તુક્કુમારસ્વામીને જ છે. એ જ હાથ વડે આજે પણ એ ખાતર પાડે છે. બંદૂક ચલાવવામાં પ્રવીણ દુરૈસ્વામી પણ એક દુર્ઘટનામાં ફસાઈ ગયો હતો. એની આંખોમાં સોય ભોંકાઈ ગઈ હતી. એની આંખોને ઠીક કરી, એને એક આંખે આંધળો થઈ જતો બચાવવાનું કામ દાકતર મુત્તુક્કુમારસ્વામીએ અને એમના મદદનીશ દાકતરે જ કર્યું હતું, બીજા કોઈએ નહિ. બોજો ઊંચકનાર પહેલવાન મુત્તુપક્કિરી નામના ચોરનું શું થયું? એક વાર પેટ ભરવાનો કોઈ ઉપાય ન મળતાં એ માંકડ મારવાની ઝેરી દવા પી ગયો હતો. લગભગ મરવા જેવો થઈ ગયો હતો. પણ દાકતર મુત્તુક્કુમારસ્વામી એને મરવા કેવી રીતે દે? એમણે એને બચાવી લીધો. એને ઊંચી જાતની વિટામિનની ગોળી ખવડાવી તગડો બનાવીને સંસારમાં મોકલી દીધો. આંધળી થતી આંખને દાક્તરે બચાવી લીધા પછી બંદૂકબાજ દુરૈસ્વામી પાછો સારી પેઠે નિશાન તાકીને ગોળી ચલાવવા લાગ્યો. હાથ ગુમાવી બેસનાર કણ્ણુસ્વામી દાકતરને લીધે હાથ પાછો મેળવી, ખાતર પાડવામાં વધારે પ્રવીણ થઈ ગયો. પહેલવાન મુત્તુપક્કિરી દાકતરે આપેલી શક્તિને લીધે પોતાનો ધંધો સારી પેઠે કરવા લાગ્યો. હવે એ સાબિત થઈ ગયું કે એમની પાસેથી મળી આવેલાં ચાંદીનાં વાસણો અમારાં જ હતાં.

## 5

જે દિવસે અમને જાસૂસી વિભાગના અફસરો પાસેથી આ સમાચાર મળ્યા તેના બીજે જ દિવસે દાકતરસાહેબ મદ્રાસ જવા ઊપડી ગયા.

મેં કંઈક આશ્ચર્ય અને ઉત્કંઠાથી દાકતરસાહેબને પૂછ્યું, "કેમ દાકતરસાહેબ! એકાએક જ પાછા જવાનું નક્કી કર્યું?"

"એક મહિના સુધી મારા દરદીઓને ભૂલી જઈને હું ખુદ રોગી બની ગયો

હતો. હવે મારો રોગ ઠીક થઈ ગયો છે. હવે મારે મારા રોગીઓનો ઇલાજ કરવો જોઈએ. મદ્રાસમાં કોણ જાણે કેટલાય લોકો મારી રાહ જોતા હશે!''

''તમે શું કહો છો?''

''હજી હમણાં સુધી હું એમ વિચારી દુઃખી, વ્યાકુળ અને વ્યથિત હતો કે મેં નર્તકીનો પગ કાપી નાખ્યો, ચિત્રકારની આંખો કાઢી લીધી અને સારંગીવાદકનો હાથ કાપી નાખ્યો; પરન્તુ હવે હું શું જોઉં છું? મેં અત્યંત પરિશ્રમથી એક વ્યક્તિને આંખ આપી. બીજી બે વ્યક્તિઓને હાથપગ આપ્યા. એનો ઉપયોગ તેઓ કયા કામ માટે કરી રહ્યા છે એ તમે જોઈ લીધું છે. કોઈનાં અંગ કાપીને અલગ કરવાનો ભાર જો મારા ઉપર છે તો કોઈનાં ખોવાયેલાં અંગને પાછાં લાવવાનો ભાર પણ મારા જ ઉપર છે ને?''

દાકતરસાહેબે ક્ષણભર માટે આંખો મીંચી દીધી. જ્ઞાનોદયની દશામાં તેઓ બોલ્યા, ''શલ્ય-ચિકિત્સા કરવાનો મારો ધંધો છે. તે પછીની વાતનો મારે વિચાર ન કરવો જોઈએ. મારું કામ પૂરું થતાં જ મારું કર્તવ્ય પૂરું થાય છે. ભગવાન જે કંઈ કરે છે તેને આપણે કર્યું એમ સમજવું એ મૂર્ખતા છે. આંખ-હાથ-પગ કાપીને ફેંકી દેવા કે ઠીક કરી દેવા એ એક ચિકિત્સકનું કામ છે, જેનો સંબંધ એની ચિકિત્સા સાથે છે. જુદાં જુદાં અંગોને લોકો કામમાં લે છે કે નહિ, કયાં કામ માટે, કેવી રીતે અને કેટલા વખત માટે એનો ઉપયોગ કરે છે વગેરે વાતો સાથે મારે કોઈ સંબંધ નથી. એ તો એમના પોતપોતાના ભાગ્ય પર નિર્ભર છે.''

''ભાગ્ય બદલવાનું તો તમારું કામ છે...''

''ના. એક વાર મેં પણ એમ વિચારેલું; પણ એમ વિચાર કરવો એ બરોબર નથી. જન્મ, મરણ, રોગ, સ્વાસ્થ્ય આદિ વિષયમાં ચિકિત્સાશાસ્ત્રની સીમા બહાર જઈને વિચાર કરવો એ મૂર્ખતા છે. જો દાકતર પ્રભુની લીલાઓમાં સુધારા કરવા માંડે તો તે પોતે રોગી થઈ જશે. એના આવા રોગનું કોઈ નિદાન નથી. ચાલો, ઝરણાંમાં જઈને સ્નાન કરીએ. એ પછી હું મદ્રાસ ચાલી જઈશ. મદ્રાસમાં અનેક રોગીઓ મારી રાહ જોતા હશે. મારી ફરજ મને બોલાવી રહી છે.''

એમ કહેતાં કહેતાં દાકતર મુત્તુક્કુમારસ્વામી કાળપ્રવાહ સમાન સતત વહેતાં ઝરણાં ભણી ચાલવા માંડ્યા.

# વાર્તાકારોનો પરિચય

**રાજાજી (ચક્રવર્તી રાજગોપાલાચારી)**

એમનો જન્મ ઈ.સ. 1878માં હોસુરમાં થયો. ઈ.સ. 1900માં એમણે સેલમમાં વકીલાત શરૂ કરી. પરંતુ અસહકાર આંદોલન વખતે વકીલાત છોડીને ગાંધીજીના સાથી બન્યા અને અનેક વાર જેલમાં ગયા. બે વખત મદ્રાસના મુખ્ય પ્રધાન રહ્યા. કેન્દ્રીય પ્રધાન, પશ્ચિમ બંગાળના રાજ્યપાલ અને સ્વતંત્ર ભારતના પ્રથમ ગવર્નર જનરલ જેવાં પ્રતિષ્ઠિત પદોને પણ એમણે શોભાવ્યાં છે. તેઓ એક ચિંતનશીલ કલાકાર છે. રાજાજીએ એમનાં ગંભીર વિચારપૂર્ણ ભાષણો અને રચનાઓ દ્વારા સાહિત્યને સમૃદ્ધ કર્યું છે.

**પદુમૈપિત્તન**

એમનું સાચું નામ ચો. વૃદ્ધાચલમ છે. એમનો જન્મ ઈ.સ. 1906માં થયો હતો. એમણે તિરુનેલવેલીમાં રહીને બી.એ.ની ડિગ્રી મેળવી અને મદ્રાસ જઈને પત્રકારજગતમાં પ્રવેશ કર્યો. પોતાના લેખો મારફત એમણે સાહિત્ય-જગતમાં નવી જ ચેતના જાગ્રત કરી છે. 'દિનમણિ' નામના સમાચારપત્રના સહાયક સંપાદક તરીકે કામ કરતાં એમણે 'મણિક્કોડિ' આદિ પત્રિકાઓ માટે ગંભીર વિચારપ્રધાન વાર્તાઓનું સર્જન કર્યું હતું. વાર્તાઓની નવીનતા, વિચારોની ગંભીરતા તથા અનુપમ પ્રભાવશીલતાને લીધે જ પુદુમૈપિત્તન તમિલ વાર્તાજગતમાં અમર છે. ઈ.સ. 1948માં એમનો સ્વર્ગવાસ થયો.

**કુ. પા. રા. (કુ. પા. રાજગોપાલન)**

જન્મ ઈ.સ. 1909. મૃત્યુ ઈ.સ. 1944. શ્રી રાજગોપાલન તમિલની સાથે તેલુગુ, સંસ્કૃત, અંગ્રેજી, બંગાળી વગેરે ભાષાઓ પણ જાણતા હતા. તિરુચ્ચિના સરકારી મહાવિદ્યાલયમાં શિક્ષણ લીધા પછી એમણે સરકારી નોકરી સ્વીકારી હતી. પરંતુ તબિયત સારી ન રહેતાં એમણે નોકરી છોડી દીધી અને સાહિત્ય-જગતમાં પ્રવેશ કર્યો. ગંભીર ચિંતન અને પ્રવાહપૂર્ણ અનેક વાર્તાઓની રચના દ્વારા એમણે વાચકો

અને લેખકોનો આદર મેળવ્યો. શ્રી કુ. પા. રા.ની વાર્તાઓએ એક નવી શૈલીનો આરંભ કર્યો હતો.

## વી. એસ. રામય્યા

એમનો જન્મ ઈ.સ. 1905માં વરલગુંડ નામના ગામમાં થયો. શ્રી રામય્યા વાર્તાઓની સાથે નાટકો લખવામાં પણ સિદ્ધહસ્ત છે. ફિલ્મજગતની એમણે ખૂબ સેવા કરી છે. 'મણિક્કોડિ' નામના શ્રેષ્ઠ સાહિત્યિક માસિકના સંપાદક તરીકે એમણે તમિલ સાહિત્યની ચિરંતન સેવા કરી છે. તેઓ તમિલનાડુના શ્રેષ્ઠ વાર્તાકારોમાંના એક છે.

## મોની

એમનો જન્મ ઈ.સ. 1907માં તાંજોર જિલ્લામાં થયો. વાર્તાકાર તરીકે તમિલ જનતાને એમનો પરિચય 'મણિક્કોડિ' માસિક દ્વારા થયો. ઈ.સ. 1936 સુધીમાં એમણે એક નવીન શૈલીનું સર્જન કરી લીધું હતું. આ શૈલીએ માત્ર પાઠકોને જ નહિ; પરંતુ અનેક પ્રસિદ્ધ લેખકોને પણ આકર્ષ્યા. જીવનની અખંડતાને વાર્તાના લઘુ કદમાં અભિવ્યક્ત કરવાની ક્ષમતા તેઓ ધરાવે છે.

## ત. ના. કુમારસ્વામી

જન્મ ઈ.પ. 1907માં. ગામ દંડલમ. તેઓ સંસ્કૃત, બંગાળી, અંગ્રેજી વગેરે અનેક ભાષાઓના પંડિત છે. અનુવાદકલામાં પ્રવાણ છે. આજથી વીસ વર્ષ પહેલાં જ તેમની વાર્તાઓ 'આનંદ વિકટન' સાપ્તાહિકમાં પ્રગટ થઈ ખ્યાતિ મેળવી ચૂકી છે.

## તૂરન (એમ. પી. પેરિયસામી તૂરન)

જન્મ ઈ.સ. 1908માં ઈરોડ પાસેના એક ગામમાં. અનેક વર્ષો સુધી સ્કૂલમાં પ્રિન્સિપાલ તરીકે કામ કર્યું છે. એમણે 'કલેક્કલલ્યિજયમ' (કલાભંડાર) નામના તમિલ ઍન્સાઇકલોપિડિયાના મુખ્ય સંપાદક તરીકે પણ કામ કર્યું છે. હાલ તેઓ બાળકો માટે એક 'કલૈક્કલલ્યિજમ' (કલાભંડાર)ના સંપાદનમાં રોકાયેલા છે. એમણે સેંકડો કવિતાઓ, વાર્તાઓ, નિબંધો, નાટકો, બાળસાહિત્ય તથા સંશોધનગ્રંથોની રચના દ્વારા તમિલ અને તમિલભાષી પ્રજાની અપાર સેવા કરી છે.

## તિ. જ. રં. (તિ. જ. રંગનાથન)

જન્મ ઈ.સ. 1901માં. ઈ.સ. 1933માં મીઠાના સત્યાગ્રહમાં ભાગ લેવા બદલ જેલ ભોગવી. એમણે અનેક સામયિકોની સેવા કરી છે. હાલ 'મંજરી' નામના

સામયિકના સંપાદક છે. એમની વાર્તાઓથી અનેક યુવાન વાર્તાકારો પ્રભાવિત થયા છે. રંગનાથને ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે. તેઓ અત્યંત જિજ્ઞાસુ વિદ્વાન છે.

### તી. જાનકીરામન

જન્મ ઈ.સ. 1921માં. બી.એ. પાસ કર્યા પછી એમણે અધ્યાપનની ટ્રેનિંગ લીધી અને અનેક વર્ષો સુધી અધ્યાપનકાર્ય કર્યું. હાલ એઓ આકાશવાણીના સ્કૂલ-બ્રૉડકાસ્ટ વિભાગમાં મુખ્ય કાર્યક્રમ-સંયોજક તરીકે કામ કરી રહ્યા છે. એમની વાર્તાઓનો વિશિષ્ટ ગુણ છે મનોભાવોનું સૂક્ષ્મ અને સજીવ ચિત્રણ.

### આર. વી. (આર. વેંકટરામન)

આર. વેંકટરામન 'કણ્ણન' નામના બાળસામયિકના સંપાદક છે. એમણે વાર્તાઓ અને નવલકથાઓ સારી એવી સંખ્યામાં લખીને ખ્યાતિ મેળવી છે. બાળકો માટે વિશિષ્ટ પ્રકારની રચનાનું સર્જન કરવાની એમનામાં શક્તિ છે. જીવનની સાવ સાધારણ વાતોને પણ આકર્ષક રીતે રજૂ કરવામાં તેઓ પાવરધા છે. જીવનનાં સુખ-દુઃખનું ચિત્રણ કરીને વાચકોની ચિંતનશક્તિ જાગ્રત કરવાની ક્ષમતા એમની વાર્તાઓની વિશેષતા છે.

### એલ. એમ. રામામૃતમ

જન્મ ઈ.સ. 1916માં. યુવાવસ્થામાં જ એમણે તમિલ અને અંગ્રેજીમાં લેખન શરૂ કરેલું. એમની વાર્તાઓથી તમિલ વાચકો પ્રભાવિત થયા છે. વાર્તાના માધ્યમથી કોઈ ગંભીર વિચાર રજૂ કરવાની ક્ષમતા એમનામાં છે. એથી એમની વાર્તાઓમાં એક સૌન્દર્ય, એક વિશિષ્ટતા જોવા મળે છે. તેઓ માને છે કે સાહિત્ય દ્વારા ઉચ્ચમાં ઉચ્ચ ઉદ્દેશ્યોની પૂર્તિ થઈ શકે છે. કલા વિશે આવી માન્યતાઓ સાથે સાહિત્યજગતમાં પ્રવેશ કરીને એમણે અનેક સુંદર કથા-કૃતિઓની ભેટ ધરી છે.

### રઘુનાથન (તો. મુ. ચિદંબર રઘુનાથન)

તેઓ તિરુનેલવેલીના પ્રસિદ્ધ ચિત્રકાર મુત્તૈયા તૉંડૈમાનના સૌથી નાના પુત્ર છે. નાનપણથી જ કવિતા પ્રત્યે તેમને વિશેષ રુચિ રહી છે. લઘુકથા અને લાંબી વાર્તાઓનું સર્જન કરવાની એમને ફાવટ છે. પદુવૈપિત્તન સાથે રહીને રઘુનાથને પણ એમની જેમ પોતાની એક જુદી શૈલીને જન્મ આપ્યો છે. એ શૈલીમાં અનેક શ્રેષ્ઠ વાર્તાઓનું સર્જન કરીને તેઓ તમિલ ભાષા અને સાહિત્યની સરસ સેવા કરી રહ્યા છે.

### ડી. જયકાંતન

જન્મ ઈ.સ. 1934માં. ગામ કડલૂર. ક્રાંતિકારી વિચારોને લીધે એમણે સિનેમાજગત અને સાહિત્યજગતમાં સૌને પ્રભાવિત કર્યા છે. શ્રી જયકાંતને લગભગ બસો

કરતાં વધારે વાર્તાઓ લખી છે. વિભિન્ન કલાઓમાં એમને રસ છે. તેઓ માને છે કે પ્રત્યેક ક્ષેત્રમાં આપણું પોતાનું એક મંતવ્ય હોવું જોઈએ. ક્રાંતિકારી વિચારધારા અને કલાની સૂક્ષ્મતાનાં દર્શન એમની વાર્તાઓમાં થાય છે.

## શ્રીમતી રાજમ કૃષ્ણન

જન્મ ઈ.સ. 1925માં તિરુચ્ચિ જિલ્લામાં. ઍન્જિનિયર પતિની સાથે અનેક વર્ષ પહાડી ક્ષેત્રના લોકો સાથે પસાર કર્યાં. એમણે જીવનના વિનોદપૂર્ણ અનુભવોને વાર્તાઓ રૂપે રજૂ કર્યા છે. શ્રીમતી કૃષ્ણને અનેક નવલકથાઓ, વાર્તાઓ તથા નાટકોની રચના દ્વારા ખ્યાતિ મેળવી છે. છેલ્લાં ત્રીસ વર્ષથી તમિલ સાહિત્યમાં સર્જન કરી રહેલાં રાજમ કૃષ્ણનની વાર્તાઓમાં ચિંતન અને સૂક્ષ્મ કલાત્મક સૌન્દર્યનાં દર્શન થાય છે.

## કુ. અલગિરિસામી

એમનો જન્મ ઈ.સ. 1921માં તિરુનેલવેલી જિલ્લાના ઇડૈશેવલ ગામમાં થયો છે. ઈ.સ. 1942થી એમણે લખવાની શરૂઆત કરી. જુદાં જુદાં સામયિકો માટે અનેક સુંદર રચનાઓ લખી અને સામયિકના સહાયક સંપાદક તરીકે કામ કર્યું. એમના દસ વાર્તાસંગ્રહો, છ નિબંધસંગ્રહો, બે નાટકો તથા બાળકો માટે બે વાર્તા-પુસ્તકો પ્રગટ થઈ ચૂક્યાં છે. સાથે સાથે સાહિત્યસંશોધન સંબંધી ગ્રંથો પણ પ્રગટ કર્યા છે. તેઓ ગાંધીવાદી વિચારધારાના જોરદાર સમર્થક છે. એમણે અનેક કૃતિઓનો અનુવાદ પણ કર્યો છે. તેઓ આકાશવાણી પરથી પણ બ્રૉડકાસ્ટ કરતાં આવ્યાં છે.

## ન. પિચ્ચમૂર્તિ

જન્મ ઈ.સ. 1900માં. 38 વર્ષની ઉમ્મર સુધી વકીલાત કરી. તે છોડી પત્રકારત્વમાં પ્રવેશ કર્યો. વિચારોત્તેજક વાર્તાઓ લખીને તેમણે જનતાની પ્રશંસા પ્રાપ્ત કરી સાહિત્યજગતમાં ખાસ સ્થાન મેળવી લીધું છે. તેઓ વાર્તાઓમાં જીવનની ઝાંખીની રજૂઆત કરવા સાથે માનસિક પ્રવૃત્તિઓ અને અલૌકિક અનુભવોને પણ માર્મિક, પ્રભાવશાળી ભાષામાં વ્યક્ત કરવામાં સિદ્ધહસ્ત છે.

## અખિલન (અખિલાંડમ)

એમનો જન્મ ઈ.સ. 1923માં થયો છે. યુવાનવયે જ સાહિત્યજગતમાં પ્રવેશ કર્યો છે. નવલકથાઓ અને વાર્તાઓના સર્જનથી વાચકોને આકર્ષ્યા છે. થોડાક વખત માટે ફિલ્મમાં પણ કામ કર્યું. હાલ તેઓ આકાશવાણીના મદ્રાસ કેન્દ્રમાં વાર્તા-સંયોજક તરીકે કામ કરે છે. શ્રી અખિલન તમિલ સાહિત્યજગતના પ્રસિદ્ધ અને ગૌરવપ્રાપ્ત રચનાકારોમાં મોખરે છે.

## કલ્કિ (રા. કૃષ્ણમૂર્તિ)

જન્મ ઈ.સ. 1899માં. શ્રી કલ્કિ કૃષ્ણમૂર્તિએ અસંખ્ય વાર્તાઓ, નિબંધો, ગીતો, સમાલોચનાત્મક ગ્રંથોની રચના કરી સાહિત્યનાં સર્વ ક્ષેત્રોમાં અપાર ખ્યાતિ મેળવી હતી. થોડાક વખત માટે 'આનંદ વિકટન' સાપ્તાહિકના મુખ્ય સંપાદક પણ હતા. પછી 'કલ્કિ' નામનું પોતાનું સામયિક શરૂ કર્યું હતું. સાહિત્યજગતમાં તેઓ 'સાહિત્યસમ્રાટ' તરીકે ઓળખાયા છે. ઈ.સ. 1954માં એમનો સ્વર્ગવાસ થયો.

## ના. પાર્થસારથી

એમનો જન્મ ઈ.સ. 1932માં રામનાથપુરમ જિલ્લાના નિદિક્કુડિ નામના ગામમાં થયો છે. એમણે અનેક ઉચ્ચતર માધ્યમિક વિદ્યાલયોમાં તમિલના શિક્ષક તરીકે કામ કર્યું છે. થોડાંક વર્ષ એમણે 'કલ્કિ' સામયિકના કાર્યાલયમાં પણ કામ કર્યું. હાલ તેઓ 'દીપમ' નામનું એક માસિક પ્રગટ કરે છે. એમણે અનેક નવલકથાઓ અને વાર્તાઓ લખીને પ્રસિદ્ધિ મેળવી છે. એમની વાર્તાઓમાં માનવમનનું વિશ્લેષણ એક નવા જ દૃષ્ટિકોણથી થયું છે.

## સોમુ (મી. પ. સોમસુંદરમ્)

જન્મ ઈ.સ. 1921માં. સ્થાન તિરુનેલવેલી. તમિલની સાથે સાથે એમણે હિન્દી, સંસ્કૃત વગેરે ભાષાઓનું પણ અધ્યયન કર્યું છે. સાહિત્યની વિવિધ શાખાઓ - કવિતા, વાર્તા, નિબંધમાં એમણે શ્રેષ્ઠ કૃતિઓનું સર્જન કર્યું છે. 'આનંદ વિકટન' સામયિકની શ્રેષ્ઠ વાર્તા હરીફાઈનો પુરસ્કાર પણ એમને મળ્યો છે. તેઓ 'કલ્કિ' સામયિકના સંપાદક પણ રહ્યા છે. ઇન્ગ્લૅન્ડમાં એમણે પ્રસારણકલાની ખાસ તાલીમ લીધી છે. શ્રી સોમુ આકાશવાણીના એક પ્રમુખ કાર્યક્રમ-સંયોજક છે.

---

Laser typeset by Printograph, Ahmedabad and
printed at Jupiter Offset Works, New Delhi